શ્રી હસ્તીનાપુર તીર્થ



આંક ૧૦ મો

પુસ્તક ૩૬ મું

# શ્રી આત્માનંદ પ્રકાશ

પ્રકાશક—શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર.

# વિષય-પરિચય




પુસ્તક : ૩૬ મું · આત્મ સં. ૪૩ : વીર સં. ૨૪૬૫. વૈશાખ :
અંક · ૧૦ મો આ શા. સં. ૩ : વિક્રમ સં ૧૯૯૫ મે. :

## સ્તવન

રાગ—
રખીયાં બધાવો લૈયા.

આવો અનેરા સ્વામી, શિવ ગતિગામી રે.
**મહાવીર** છો મુજ મ્હારા, વીર રટન કરું હું ત્હારા,
રાગ દ્વેષ આપે છોડ્યા, કર્મોથી થયા ન્યારા રે આવો૦ ૧

આપ અણગારી અનેરા, ભાવી ટાળો ભવફેરા;
નામી છો આપ નગીના, ભ્રમણાઓ વામી રે આવો૦ ૨

મનના છો માલિક મ્હારા, પ્રેમી પનોતા પ્યારા,
ધારા છો કરુણાકેરી, અંતરજામી રે. આવો૦ ૩

મન્મથનકેરા છો ત્યાગી, અવિચળ આતમરંગી,
અંગીકર્યા છે નામો, શિવસુખકામી રે. આવો૦ ૪

અજિત લક્ષ્મીને ત્હારો, દિલડામા નકી ધારો,
આરો ન આપ વિના છે, અજર અનામી રે આવો૦ ૫

શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ



શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજ

# શ્રી પાટણ

# શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય

# જૈન જ્ઞાનમંદિરનો

# ઉદ્ઘાટન

# મહોત્સવ

# અને

પાટણ શહેરમાં પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજી મહારાજ તથા તેમના વિદ્વાન સુશિષ્ય મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા તેના સાક્ષરવર્ય સુશિષ્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ કે જેમણે પાટણ શહેરમાં જુદે જુદે સ્થળે આવેલા જ્ઞાનભંડારો તપાસી, ગ્રંથોને એકત્ર કરી, વ્યવસ્થિત કરી આ જ્ઞાનમંદિર બંધાવવા અને આ શહેરનો ઉપરોક્ત સર્વ સંગ્રહ આ જ્ઞાનમંદિરમાં લાવવા ઉપદેશ આપી જે પ્રયત્ન સેવ્યો છે તે માટે આખું ગુજરાત અને ભારતવર્ષનો જૈન સમાજ કાયમ ઋણી રહેશે. આ જ્ઞાનમંદિરમાં તાડપત્રીય તથા કાગળ ઉપરની સુમારે ૧૫૦૦૦ પ્રતોના સંગ્રહ એકઠો થશે. પ્રાતઃસ્મરણીય શ્રી પ્રવર્ત્તકજી મહારાજનો શુમારે પાંત્રીશ વર્ષનો આ મનોરથ આજે પૂર્ણ થતો જોઇ તેમની સાથે સર્વ કોઇને પરમ આનંદ થાય તે સ્વાભાવિક છે. આજે તેની ઉદ્ઘાટન ક્રિયાનો આ પ્રસંગ પાટણના જૈન ઇતિહાસમાં તેમજ



જૈન જ્ઞાનમંદિરના પ્રેરક
વયોવૃદ્ધ પ્રવર્તક શ્રીમદ્ કાન્તિવિજયજી મહારાજ

# શ્રી હેમચંદ્રાચાર્ય સારસ્વત મહોત્સવ માટે સાહિત્ય પરિષદ



શ્રીયુત હેમચંદ મોહનલાલ ઝવેરી અને તેમના બન્ધુઓ તરફથી પાટણ ખાતે ખુલ્લું મૂકવામાં આવેલ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર

પ્રથમ ગુજરાતમા સુવર્ણ અક્ષરે કોતરાઈ રહેશે.

તા. ૭-૪-૯ ના રોજ ઓ. શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી અને અન્ય મહેમાનો અગીઆર વાગે આવી પહોંચ્યા હતા

બપોરના ત્રણ વાગે પંચાસરા પાર્શ્વનાથના મંદિરના વિશાળ ચોકમાં ખાસ મંડપ તૈયાર કરવામા આવેલ ત્યાં ગ મુનશીના પ્રમુખપણા નીચે "શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર"ની ઉદ્ઘાટન ક્રિયાનો મેળાવડો થયો હતો આ પ્રસંગે બહાર ગામના સાક્ષરો વિદ્વાનો વગેરે લગભગ સવાસોને આશરે આવ્યા હતા. તે ઉપરાંત શહેરના સ્ત્રી પુરુષોની સંખ્યા આશરે દસ હજારની હતી. સૌ ભાષણો સાભળી શકે તે માટે લાઉડ સ્પીકરની ખાસ ગોઠવણ કરવામા આવી હતી.

પ્રથમ શેઠ હેમચંદ મોહનલાલે જણાવ્યુ કે પ્ર શ્રી કાન્તિવિજયજી મહારાજના ઉપદેશથી મારા પિતાશ્રીની ભાવના મેં માથે લીધી અને મારી તે મહેનત આજે ફળિભૂત થાય છે. આ જ્ઞાનમંદિરના મકાન માટે મેં રૂ ૫૧૦૦૦) અને તેના નીભાવ



જૈન જ્ઞાનમંદિરના સંપાદક મુનિ મહારાજ શ્રી ચતુરવિજયજી મહારાજ

અર્થે રૂા. ૧૦૦૦૦) દસ હજાર આપ્યા છે. રા. મુનશીજીની હેમચંદ્રાચાર્ય પરત્વેની ભાવના આપ જોઇ શકશો કે તેમણે મુંબઇમાં હેમચંદ્રાચાર્યનું સ્મારક કાયમ રહે તે માટે રૂા. ૭૫૦૦૦) એકત્ર કર્યા છે ને બીજા ૫૦૦૦૦) કરવા પ્રયત્ન ચાલે છે તે તેમનું શુભ પગલું માનું છું.

આગળ ચાલતાં શેઠ હેમચંદભાઈ મોહનલાલે જણાવ્યું કે સને ૧૯૩૭માં જ્ઞાનમંદિરની યોજના કરવામાં ત્રણ ગૃહસ્થો તરફથી રૂા. ત્રણ ત્રણ હજારના પ્રોમીસ મળ્યા. અને બીજા રોકડા રૂા. ૧૨૫૦ તેમજ દાગીના, વાસણો વિગેરે મળી રૂા. ૨૩ હજારનું ફંડ થયેલું મૌજુદ છે. તે હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં જમે કરાવ્યા છે અને આ મકાન તૈયાર કરાવી અર્પણ કરું છું અને તેના નિભાવ માટે રૂા. દસ હજાર આપું છુ. તે ઉપરાંત મુંબઈમાં હું તથા મારા મિત્રો તે માટે યોગ્ય પ્રયાસ કરીએ છીએ.

ત્યારબાદ **શ્રીમાન મુનશીજીએ** જ્ઞાનમંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા કરતા જણાવ્યું કે ગુજરાતના વેપારીઓએ વેપાર કરી એકલા પૈસા સંઘર્યા નથી પણ વિદ્યા સંઘરી છે અને સાચવી છે. વળી મુંબઈમાં જોઉં છું કે દેશના દરેક ઉદ્યોગ માટે ગુજરાતી વેપારીઓની કોથળીઓ છૂટી રહે છે. વિદ્યાવ્યાસંગી સાધુઓ તપશ્ચર્યા કરી પોતાની અમૂલ્ય ભાવનાઓ જ્ઞાનમાં મૂકી ગયા તે સાચવનાર પાટણના ધનાઢ્યો છે. મુસલમાનોએ પાટણ તોડ્યું ત્યારે અત્રેના જૈન ધનાઢ્યોએ પુસ્તક ભંડારોમાં સાચવ્યા. શુમારે નવસો વર્ષ લગભગના આશરે પંદર હજાર ગ્રંથો તથા ચિત્રો છે. તે ગ્રંથોમાં વેદાંત, જ્યોતિષ, આધ્યાત્મિક, વ્યાકરણ, નાટક વિગેરે અનેક જાતના ગ્રંથો જ્ઞાનના સારતત્ત્વથી ભરેલાં છે.

હેમચંદભાઇએ આ જ્ઞાનમંદિર કરીને તેની સાચવણી અર્થે ભારતીય વિદ્વાને-જગતની વિદ્વાને ઋણી કરી છે.

જે જ્ઞાનમંદિર બંધાવ્યું છે તેમાં પુસ્તકો



**સાહિત્યસંગી મુનિ મહારાજ શ્રી પૂણ્યવિજયજી મહારાજ**

સંગ્રહી જ ન રાખતાં તેને છપાવી, ઉદ્ધાર કરી જગતને સોંપે.

કેટલાંક સુંદર પુસ્તકો હિંદમાંથી લૂંટાઇ ગયા છે-ચોરાઇ ગયા છે અને જર્મની અને ઈંગ્લાંડમાં અત્યારે વિદ્યમાન છે હાલ જે પુસ્તકો છે તે અનેક વિદ્વાનો સૈકાઓ સુધી કામ કરે તેટલો લાંબો સંગ્રહ છે. આ સંગ્રહના પ્રદર્શનમાં મૂકેલ એક ટ્રંકમાં તાડપત્રના તૂટેલ પાનાઓનો ઢગલો પડેલો છે તે જોતાં હૃદય રડે છે. આપણા વડવાઓ અને સાધુ-મહારાજાઓએ પરંપરાથી સાચવ્યો હતો તે અખૂટ ખજાનો આ રીતે નષ્ટ થશે અને તેઓના દીકરાઓ નાલાયક નીકળશે, તેનું સાહિત્ય નષ્ટ કરશે તેવું તેમણે નહિં માન્યું હોય.

અંગ્રેજ અને જર્મન વિદ્વાનોએ ફક્ત એક એક પુસ્તક લખી પોતાનું નામ અમર કર્યું છે,

# ગુજરાતની અસ્મિતાનો
# આદ્ય દ્રષ્ટા હેમચંદ્રાચાર્ય

શ્રી હેમસારસ્વત સત્રને પ્રસંગે તા. ૮-૪-૩૯ ને દિને પાટણખાતે
પ્રમુખસ્થાનેથી માનનીય **શ્રી કનૈયાલાલ મુનશીએ** આપેલુ વ્યાખ્યાન

અત્યાર સુધી પરિષદ મળતી ત્યારે સાહિત્યની આપણે કરતા વિવાદમા વધારે વખત જતો. આજે પહેલી વાર પરિષદ માત્ર સાહિત્યનું સત્ર ઉજવે છે; તે પણ અણહિલવાડ પાટણમા; અને તે વળી ગુજરાતી સાહિત્યકોના શિરોમણિ એવા શ્રી. હેમચદ્રાચાર્યના સ્મરણ નિમિત્તે.

પરિષદના જીવનમા આજે અનેરો પ્રસંગ છે, તે ગુજરાતની ઘડતર ભૂમિમા અને તેની અસ્મિતાના આદ્ય દ્રષ્ટાને અર્ઘ્ય આપવા મળે છે.



શ્રીયુત
કનૈયાલાલ
મુનશી

પાટણમા આ સત્રનુ પ્રમુખપદ સેવાનુ સુભાગ્ય મને પ્રાપ્ત થયું તેમા વિધિનો હાથ દેખાય છે બાલપણમા મેં Graves of a vanished Empire એ નામનો લેખ લખ્યો ત્યારથી પાટણને મેં ગુજરાતની અસ્મિતાનું આધારબિંદુ માન્યુ છે ઇતિહાસકારો પાટણ અને તેના મહાપુરુષોની કથા વિસ્તારથી કહી શકશે. ખરી દૃષ્ટિએ આ ગાયકવાડી મહેસાણા પ્રાતનુ ગામ નથી સામર્થ્ય અને સમૃદ્ધિ, વિદ્યા અને રસિકતામા અયોધ્યા ને પાટલીપુત્ર, રોમ, એથેન્સ ને પારિસનુ સગોત્રીયુ શહેર છે.

अणहिल्लपाटकनगरं
सुरमन्दिरव्रजतरणिहय मार्गम्
यस्यास्ति राजधानी राज्ञोऽयोध्येव रामस्य ।

પાંચમી સદીમા લાખારામથી તેરમી શતાબ્દી સુધી આ પુણ્યભૂમિએ શા શા ચમત્કારો નથી જોયા? ગામરૂપે એણે જન્મ લીધો ત્યારથી ધાર્મિક બાબતમાં એ પ્રથમ હતુ. હેમચંદ્રાચાર્ય પોતે એને ધર્માગાર કહે છે

प्राङ् शौर्यवृत्तौ प्राङ्ग् शास्त्रे
प्राङ्ग् दाने प्राङ्ग् समाधिषु ।
प्राङ्ग् सत्ये प्राङ्ग् षड्दर्शन्यां ।
प्राङ्ग् षाड्गुण्यमितो जनः ।

આ ભાગ્યશાળી ભૂમિએ વનરાજની વીરતા જોઈને ચૌલુક્યવીર મૂળરાજની શક્તિના દર્શન કર્યા એ બાણાવળી ભીમની હાકે ગાજી રહી હતી સિદ્ધચક્રવર્તી જયસિંહદેવના સામર્થ્ય ને વ્યવસ્થાશક્તિથી અંકિત થઈ પરમ ભટ્ટાર્ક કુમારપાલના નૈતિક શાસનોની એ પ્રયોગશાળા બની અને વસ્તુપાલ તેજપાલના ઔદાર્ય ને મુત્સદ્દીગીરીના એણે દર્શન કર્યા. નૃત્ય ને ગીત, રસ ને ઉલ્લાસથી એની દિશાઓ ગાજતી

यत्र यत्र प्रसर्पन्ति सलिलं यन्मृगीदृशः ।
वासीव दृष्टिरन्वेति तत्र तत्र विलासिनाम् ॥
वीक्षिता वलितग्रीव तन्वीभिर्यत्र केऽपि यत् ।
मन्ये व्याधर्तितांगेन तेऽनङ्गेनापि ताडिताः ॥
रूपेणाप्रतिमाः कांता यत्र धात्रा कृता किल ।
तथापि प्रतिमास्तासां मज्ञाता रत्नभित्तिषु ॥

અદ્ભુત સ્થાપત્યે એને સૌંદર્યના ભવ્ય મરખી બનાવી દીધી હતી. 'અનેકવિદ્યાપારંગ' શ્રી.

દીર્ઘાચાર્ય તપોનિધિ(ઇ. સ. ૯૯૫)ના સંસ્કારોએ, કૌલ કવિ ધર્મની કૃતિઓએ, અભયદેવસૂરિ જેવાના વિવાદોએ, બિલ્હણ જેવાના આર્ત્ત ઊર્મિકથનોએ અને શ્રીપાલથી સોમેશ્વર સુધીના કવિઓની કાવ્યસમૃદ્ધિએ એને સંસ્કારી કરી. પણ એ બધામાં બે હતા શ્રેષ્ઠ: એક શૌર્ય ને વ્યવસ્થાનો સ્વામી જેણે ગુજરાતમાં રાજકીય ઐક્યને સ્થાયી સ્વરૂપ આપ્યું, અને બીજા સાહિત્યના સ્વામી જેણે ગુજરાતને કલ્પી, શબ્દમાં ઉચ્ચારી, ને સાહિત્યવડે સરજી તેને અસ્મિતા આપી. સિદ્ધરાજ ને હેમચંદ્રને એક કરતું સિદ્ધહૈમ એ માત્ર વ્યાકરણ નથી, ગુજરાતનું જીવન ઝરણું નીસારતી દૃષ્ટાગ્રથી ગંગોત્રી છે.

આજે આપણે ગુજરાત કહીએ છીએ એનો પિતા તો સિદ્ધરાજ. મૂલરાજે જે શરૂ કર્યું તે એના વંશજે પૂરું કર્યું. ગુર્જર મંડલ ને લાટ, સોરઠ ને કચ્છ, એ એના બાહુબળે ભેગા મળ્યાં અને એના સતત યુદ્ધોત્સાહમાં એકતા પામ્યાં. પણ મેં ફરી ફરી કહ્યું છે તેમ ગુજરાત પ્રાંત નથી, માત્ર જનસમુદાય નથી, માત્ર સાંસ્કારિક વ્યક્તિ નથી; એ તો પેઢીધર ગુજરાતીઓએ સંકલ્પપૂર્વક સેવેલી, પેઢીએ પેઢીએ નવી સિદ્ધિ પામતી, સામુદાયિક ઈચ્છાશક્તિએ સબળ બનેલી જીવન ભાવના છે. એ ભાવનાનું તીવ્ર ભાન એ ગુજરાતની અસ્મિતા. એ અસ્મિતા હેમચંદ્રાચાર્યની કલ્પનામાંથી પ્રગટી, બ્રહ્માના માનસમાંથી સરસ્વતી પ્રગટી હતી તેમ.

ધંધુકાના મોઢ વાણીયાનો એક છોકરો, સં. ૧૧૪૫ માં એ જન્મ્યો.* પાંચ વર્ષે એણે દીક્ષા લીધી. એકવીસ વર્ષે તે આચાર્ય થયો. એ થયો તપસ્વી, મુત્સદ્દી અને વિદ્યાનિધિ. વર્ષો સુધી પાટણના સંસ્કારસ્વામીઓમાં તેણે ચક્રવર્તીપદ ભોગવ્યું. સિદ્ધરાજના વિજયોમાં, ધનિકોની વ્યાપારશક્તિમાં, લોકોના ગગનગામી ઉત્સાહમાં એમની કલ્પનાએ એક અને અપૂર્વ ગુજરાતનું દર્શન કર્યું. જૈન સાધુને સાહજિક એવું પરિભ્રમણ ત્યાગી એમણે તેમની કલ્પનાના ગુજરાતને ચરણે જીવન ધર્યું. એમની સર્જકતાએ નવી કલ્પનાસૃષ્ટિ રચી; પાટણ અયોધ્યાથી વધ્યું, નગરોમાં પ્રથમ સ્થાન પામ્યું.

ગુજરાતી કલ્પનાને તેના સહજ પ્રતિબિમ્બોવડે ચમકાવતા સિદ્ધરાજ વિક્રમાદિત્યની ભભકે શોભતા થયા. ચૌલુક્ય વંશે રઘુવંશની અમર કીર્તિ પ્રાપ્ત કરી ને ઐતિહાસિક મહત્તાની પશ્ચાદ્‌ભૂમિ રચાઈ. સોરઠ ને માળવાના પરાજયે ગર્વ પ્રેર્યો. રાજપિતામહ આમ્રભટે કોકણથી પણ મેળવેલા વિજયની સ્મરણકથાએ યુયુત્સુતાની પ્રણાલી રચી. મંસ અને દારૂનો નિષેધ--અમારી ઘોષણા કરાવી એમણે નૈતિક વિશિષ્ટતાનો અદ્‌ભુત રંગ પૂર્યો. અને સાહિત્ય, શાસ્ત્ર ને વિદ્યાની એમણે સંઘરેલી સમૃદ્ધિ વડે શિષ્યો ને સાહિત્યકારોની કલ્પના રંગી, પાટણને ગુજરાતનો આત્મા કરી સ્થાપ્યું. પણ હેમચંદ્ર માત્ર કલિકાલસર્વજ્ઞ નહોતા. એણે વિદ્વાનો જીત્યા: અથાગ જ્ઞાનને વલોવી કૃતિઓ રચી. એણે ગુજરાતીઓને સંસ્કૃત સાહિત્યમાં સ્થાન અપાવ્યું. એ મુત્સદ્દીઓમાં ઘુમ્યા અને રાજ્યાધિકાર પર નૈતિક સત્તા બેસાડી. મહત્ત્વાકાંક્ષાથી ઉછળતા ગુજરાતની મહત્તાને શબ્દદેહ આપ્યો. પણ એ ઉપરાંત એ મહત્તાને કલ્પનાજન્ય અપૂર્વતાનો એણે ઓપ ચઢાવ્યો. જ્યારે એ સદ્‌ગત થયા ત્યારે ચૌલુક્યોની જાગીર અલોપ થઇ ગઇ. વિજયી સેનાઓનું વિશ્રામસ્થાન અદૃષ્ટ થયું. વીરતા, સંસ્કાર ને સામર્થ્યથી શોભતી લોકસમૂહની કલ્પનામાંથી એક અને અવિયોજ્ય ગુજરાત બહાર પડ્યું.

આઠ સો પચાશ વર્ષ વહી ગયાં છતાં હેમચંદ્રની એ કલ્પના મૂર્તિ હજી ગુજરાતી બોલતા લોકસમૂહની કલ્પનામાં ને જીવનમાં જીવે છે, દિને દિને વધારે જ્વલંત ને પ્રતાપી.

ફરીથી ગુજરાતના એક મોઢ વાણીયાએ તપથી, બુધ્ધિથી, મુત્સદ્દીગીરીથી, આત્મબળથી ગુજરાતને અને સાથે હિંદને નવું સ્વરૂપ આપ્યું છે; એની પ્રેરણાથી પ્રતાપ ને સંસ્કાર સાહિત્ય ને સેવાનો પ્રલય ઉછળ્યો છે, તેનાં તે નૈતિક શાસનો

* દીક્ષા નવ વર્ષે લેવામાં આવી છે. તંત્રી મંડળ.

# મહાન્ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ

પાટણખાતે ઉજવવામાં આવેલ શ્રી હેમસારસ્વતસત્ર
સમયે રજૂ કરવામાં આવેલ નિબંધ

[ લેખક:—શ્રી પુણ્યવિજયજી મહારાજ ]

## જન્મસ્થાનાદિ

'વિશ્વની મહાવિભૂતિઓના જીવનની કિંમત તેમના જન્મસ્થાન, જાતિ, માતા-પિતા આદિ ઉપરથી આંકવામા નથી આવતી' એ વાત સંપૂર્ણ રીતે સત્ય હોવા છતા સામાન્ય પ્રજા તેમના વિષેની આ જિજ્ઞાસાને રોકી શકતી નથી. એટલે સૌ પહેલા અહીં ભગવાન્ શ્રી હેમચદ્રના જન્મસ્થાન આદિનો પરિચય આપવામા આવે છે.

ભગવાન્ હેમચદ્રનો જન્મ વિક્રમ સંવત્ ૧૧૪૫ ની કાર્તિકી પુનમને દિવસે ધધુકામા થયો હતો. તેમના પિતાશ્રીનું નામ ચાચિગ હતુ. માતાનું નામ પાહિણી હતુ અને તેમનુ પોતાનુ નામ ચાગદેવ રાખવામા આવ્યું હતુ. તેમની જ્ઞાતિ મોઢ હતી.

## ભવિષ્યવાણી

શ્રી હેમચંદ્રના જન્મ પહેલા તેમના ગુરૂ ભગવાન્ શ્રીદેવચદ્રસૂરિ-જેઓ ચંદ્રગચ્છમુકુટમણિ અને પુર્ણતલગચ્છના પ્રાણ સમા હતા ના દર્શન તેમના માતા-પિતાને થયા હતા. તે વખતે તેમણે ચાચિગ અને પાહિણીને જણાવ્યું હતું કે **તમારો પુત્ર જૈન-શાસનનો ઉદ્ધારક મહાપ્રભાવક પુરુષ થશે.**

## બાલ્યકાળ અને ગૃહસ્થજીવન

આચાર્ય હેમચદ્રના બાલ્યકાળ અને ગૃહસ્થ જીવન વિષે આપણે ફક્ત એટલુ જ જાણી શકીએ છીએ કે ચંગદેવ બાળક (ભાવી હેમચદ્રાચાર્ય) પાચ વર્ષનો થયો ત્યારે એક વખત તે તેની માતા સાથે દેવમદિરમા દર્શન કરી ગુરુવંદન માટે ઉપાશ્રયે ગયો. આ પ્રસગે ચચળ સ્વભાવનો બાળક ચંગદેવ વિહાર કરતા કરતા ત્યા (ધધુકામા) આવીને રહેલા શ્રીદેવચદ્રસૂરિના આસન ઉપર બેસી ગયો. આ સમયનો લાભ લઇને આચાર્યે બાળકના લક્ષણો જોઇ લીધા અને તેની માતાને તેના જન્મ પહેલા પોતે કહેલી વાત યાદ કરાવી.

## શિષ્યભિક્ષાની યાચના

આચાર્ય શ્રી દેવચદ્રસૂરિએ ચાગદેવમા જૈન-શાસનના મહાપ્રભાવક પુરુષ તરીકેની યોગ્યતાના દરેક શુભ ચિન્હો અને સ્વાભાવિક ચપળતા જોયા પછી સઘના આગેવાન ગૃહસ્થોને બોલાવ્યા અને કેટલીક વાતચીત કરીને તેમને સાથે લઇ તેઓશ્રી ચાચિગ અને પાહિણીને ઘેર ગયા.

આચાર્યશ્રી અને શ્રી સઘને પોતાને આગણે પધારેલા જોઇ પાહિણીએ તેમનું યોગ્ય સ્વાગત કર્યું અને તેમના આગમનનું કારણ પૂછ્યું. આચાર્યશ્રીએ જણાવ્યું કે 'તારો પુત્ર જૈનશાસનનો ઉદ્ધાર કરનાર મહાપુરુષ થઇ શકે તેવા શુભ લક્ષણોથી અલકૃત છે માટે તારા પુત્રને તુ અમને શિષ્ય તરીકે અર્પણ કરી દે.' આ સાંભળી ઘરમા પાહિણી પોતે એકલી હોવાથી વિમાસણમા પડી ગઇ કે 'એક તરફથી બાળકનો પિતા ઘરમા નથી અને બીજી બાજુ ગુરુદેવ અને શ્રી સઘ મારે આગણે પધારેલા છે, આ સ્થિતિમા મારો ધર્મ શો હોઇ શકે? તેમજ પોતાના પ્રાણાધિક ગુણવાન્ પુત્રને

---

વધારે સર્વવ્યાપી લિપિએ ફરી લખાયા છે. સિધ્ધહૈમે સરજાવ્યુ તેને ગાધીજીએ હૃષ્ટ અને પુષ્ટ બનાવ્યુ. ગુજરાત આજે ભવિષ્યને આગણે ઊભું છે, એક વીર, એક સાહિત્યકાર, ને એક મહાત્મા-એ ત્રિપુટીની શક્તિ, સુધ્ધિ ને વ્યવસ્થાશીલતાનું ધણી.

આપી દેવો પણ શી રીતે ?' આખરે પાહિણીએ જાતે જ નિર્ણય કરી લીધો કે 'ગુરુદેવ અને શ્રીસંઘ મારા સદ્‌ભાગ્યે મારે આંગણે પધારેલા છે. તેમના વચનનો અનાદર કરવો જોઇએ નહિ તેમજ મારો પુત્ર જૈનશાસન અને જગતનો તારણહાર થતો હોય તો મારે આનંદ જ માનવો જોઇએ.' આ પ્રમાણે વિચાર કરી પાહિણીએ પોતાના ગુણવાન પ્રિય પુત્રને ગુરુમહારાજના કરકમલમાં અર્પણ કરી દીધો.

**દીક્ષા**

જન્માંતરના શુભ સંસ્કારી બાળક ચાંગદેવે ગુરુમહારાજના નિર્મળ સ્નેહભર્યાં ઉપદેશામૃતનું પાન કર્યું અને આંતરિક ઉત્સાહપૂર્વક ગુરુચરણમાં વિક્રમ સંવત ૧૧૫૦ માં સંસારતારિણી પ્રવ્રજ્યા સ્વીકારી અને તેમનું નામ સોમચંદ્ર રાખવામાં આવ્યું.

**વિદ્યાભ્યાસ**

વિશ્વના ઝગમગતા સિતારા સમાન મહાપુરુષોમાં કુદરતી જ એવી પ્રતિભા અને બુદ્ધિવૈભવ હોય છે કે તેઓ અગમ્ય રીતે જ દરેક પ્રકારની વિદ્યાને સહજમાં અને સ્વલ્પ સમયમાં મેળવી લે છે. તેમને કોઈ સરસ્વતીને પ્રસન્ન કરવા જવું પડતું નથી કે નથી તેમને કોઇના વધારે પડતા ગુરુત્વની પણ આવશ્યકતા હોતી નથી. આપણા બાળમુનિ શ્રી સોમચંદ્રે પણ પોતાની સ્વાભાવિક પ્રજ્ઞાના બળે થોડાં જ વર્ષોમાં વિદ્યાના દરેક ક્ષેત્રમાં પારંગતપણું મેળવી લીધું હતું.

**આચાર્ય પદ**

બાળમુનિ શ્રી સોમચંદ્ર બાળક હોવા છતાં અબાળસ્વભાવી ઉત્તમ સંસ્કારસંપન્ન મહાપુરુષ હતા. એ જ કારણે તેમના બાળસ્વભાવસુલભ ચંચળતા આદિ ગુણોએ તેમને વિદ્યાભ્યાસ અને ત્યાગ–સંયમનો આદર્શ સાધવામાં ખૂબ જ સહાય કરી હતી. બાલ્યાવસ્થાથી જ તેઓશ્રી જિતેન્દ્રિય, સંયમી અને સ્થિરચિત્તવાળા હતા. એમના એ વિશિષ્ટ ગુણોનો પરિચય આપણને એમની બાળજીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાંથી સહેજે મળી રહે છે.

એમનો ઊંડો વિદ્યાભ્યાસ, અપૂર્વ ત્યાગવૃત્તિ, પ્રૌઢ તપઃપ્રભાવ અને સ્વાભાવિક ઓજસ્વિતા વગેરે પ્રભાવશાળી ગુણો જોઇ ગુરુદેવ આચાર્ય શ્રી દેવચંદ્રસૂરિ અને શ્રી સંઘે મળી સં. ૧૧૬૨ માં સત્તર વર્ષની ઉમ્મરે પહોંચેલા બાળમુનિ શ્રી સોમચંદ્રને આચાર્યપદ ઉપર સ્થાપન કર્યા અને એમનું નામ સોમચંદ્રને બદલે હેમચંદ્ર રાખવામાં આવ્યું. આ પછી તેઓશ્રી હેમચંદ્રાચાર્ય તરીકે ઓળખાવા લાગ્યા.

**ગૂર્જરેશ્વર શ્રી સિદ્ધરાજ સાથે સમાગમ**

ભગવાન્ હેમચંદ્રાચાર્ય દેશવિદેશમાં વિહાર કરતા કરતા અને સ્થાન સ્થાનમાં પોતાના ત્યાગ અને પાંડિત્યના સૌરભને વેરતા વેરતા અનુક્રમે ગુર્જરેશ્વરની રાજધાની પાટણ નગરમાં પધાર્યા. એમના પાટણના નિવાસ દરમિયાન લોક સમુદાયમાં અને વિદ્વદ્વર્ગમાં તેમના ત્યાગ, તપ, પાંડિત્ય વગેરે ગુણોની ખ્યાતિ ખૂબ વધી. છેવટે આ બધા ય સમાચાર ગૂજરાતના પ્રજાપ્રિય માન્ય વિદ્વાન મહારાજા શ્રી સિદ્ધરાજ જયસિંહદેવની રાજસભામાં પણ પહોંચી ગયા અને વિદ્વાન ગૂર્જરેશ્વરે ભગવાન્ શ્રી હેમચંદ્રાચાર્યને ઉત્કંઠાભર્યાં હૃદયે આમંત્રણ મોકલ્યું. આચાર્યશ્રીએ પણ ધર્મભાવનાની વૃદ્ધિ વગેરે ધ્યાનમાં લઇ એ આમંત્રણને કબૂલ રાખ્યું અને ગૂર્જરેશ્વરને દર્શન આપવા માટે પોતે તેમના સ્થાનમાં ગયા.

ભગવાન્ શ્રીહેમચંદ્રનાં દર્શન અને વચનામૃતનું પાન કરી ગુર્જરેશ્વર એટલા પ્રસન્ન થયા કે તેમણે આચાર્યશ્રીને પ્રસંગે પ્રસંગે પોતાને ત્યાં પધારવા માટે ભાવભીનો આગ્રહ કર્યો. આચાર્યશ્રી પણ ગુર્જરેશ્વરની વિનંતિને માન્ય રાખીને અવારનવાર જતા આવતા. આ પછી ઉત્તરોત્તર ભગવાન્ શ્રીહેમચંદ્રનું સ્થાન ગૂર્જરેશ્વરની રાજસભા અને તેના વિદ્વદ્વર્ગમાં ઘણું જ આગળ પડતું થઇ ગયું.

વિક્રમ સંવત્ ૧૧૮૧ માં ગુર્જરેશ્વરની રાજસભામાં વૃદ્ધ ગૂર્જરપતિ અને કવિચક્રવર્તિ શ્રીપા-

ળના અધ્યક્ષપણા નીચે કર્ણાટક દેશીય દિગંબર તાર્કિકાચાર્ય વાદી શ્રીકુમુદચંદ્ર સાથે થએલ ગુર્જરદેશીય શ્વેતાંબર તાર્કિકશિરોમણિ સ્યાદ્વાદરત્નાકર ગ્રંથના પ્રણેતા મહાવાદી શ્રીદેવસૂરિના વાદ પ્રસંગે રાજસભામાં ભગવાન્ શ્રીહેમચંદ્રાચાર્યનું મહત્તાભર્યું સ્થાન હતું.

## સિદ્ધહેમ વ્યાકરણની રચના

વિદ્વાન ગુર્જરેશ્વર મહારાજા શ્રીસિદ્ધરાજ જયસિંહદેવની રાજસભા એટલે સમગ્ર ગુજરાત અને દેશ વિદેશના પંડિતચક્રવર્તીઓની સભા. એ રાજસભાના સઘળા વિદ્વાનો ભગવાન હેમચંદ્ર પ્રત્યે તેમના અબાધ્ય પાંડિત્યને કારણે બહુમાનની નજરે જોતા હતા. વિક્રમ સંવત્ ૧૧૯૨ મા માલવપતિ શ્રી યશોવર્માને હરાવ્યા પછી ત્યાંની લૂંટમાં ત્યાંનો રાજકીય જ્ઞાનભંડાર (પુસ્તકાલય) ગુર્જરેશ્વરના હાથમાં આવ્યો હતો તેનું અવલોકન કરતાં તેમાં ભોજવ્યાકરણની નકલ જોયા પછી ગુર્જરેશ્વરના હૃદયમાં પોતાના દેશમાં સ્વતંત્ર વ્યાકરણના સર્જન માટેની તીવ્ર ઊર્મિ ઉત્પન્ન થઇ અને પોતાનો એ વિચાર તેમણે રાજસભાના માન્ય પ્રખર વિદ્વાનો સમક્ષ જાહેર કર્યો. આ પ્રસંગે રાજસભાના દરેક વિદ્વાને ભગવાન્ શ્રી હેમચંદ્રાચાર્ય તરફ આંગળી ચીંધીને એકી અવાજે જણાવ્યું કે "મહારાજ! આપની આ અતિમહાન્ ઇચ્છાને પૂર્ણ કરવા માટે આ મહાપુરુષ સિવાય બીજું કોઇ સમર્થ નથી." છેવટે ગુર્જરેશ્વરે આચાર્યશ્રીને જોઇતાં દરેક સાધનો પોતાની રાજકીય લાગવગથી પૂરાં પાડયાં અને આચાર્યશ્રીએ પોતાના અને ગુર્જરેશ્વરના નામને અમર કરતા સર્વાંગપૂર્ણ સિદ્ધહેમ વ્યાકરણની રચના કરીને માત્ર ગુર્જરેશ્વરને જ નહિ પણ આખા વિશ્વને પોતાના અજોડ પાંડિત્યનો પરિચય આપ્યો. કહેવાની જરૂરત નથી કે આ પછી ગુર્જરેશ્વર ભગવાન્ હેમચંદ્રનો અનન્ય મિત્ર-સેવક બની ગયો હતો.

## રાજનૈતિક નિપુણતા

ભગવાન્ હેમચંદ્રના, જેમ તેમના ગુણોથી આકર્ષાયેલા અસંખ્યાત પૂજકો અને મિત્રો હતા તે જ રીતે તેમના વિરોધીઓની સંખ્યા પણ તેટલી જ હતી આમ છતાં પોતાની પ્રખર પ્રતિભા અને રાજનૈતિક નિપુણતાના પ્રતાપે તેઓ એ બધાયનો અડગપણે સામનો કરી શકયા હતા, અને એમના આખા જીવનમાં એવો એક પણ પ્રસંગ આવ્યો નથી કે કોઇ પણ પ્રસંગે કોઇપણ એમનો તેજોવધ કરી શકયું હોય. ખરે જ માનવજાતિ માટે બધું ય શકય હશે, પણ પરસ્પર વિરુદ્ધ વાતાવરણ અને કાવાદાવાથી ભરપૂર રાજસભામાં અડગપણે ટકી રહેવું,-અને તે પણ સંખ્યાતીત વર્ષોના પારસ્પરિક વિરોધના ભોગ બનેલ શ્રમણસંસ્કૃતિના ધારક સાંપ્રદાયિક પુરુષ માટે ઘણું જ અઘરું છે, છતાં આપણે આજે એ પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ કે ભગવાન્ હેમચંદ્ર એ સ્થિતિમાં પણ અડગપણે ઊભા રહી શકયા હતા, એટલે આ રીતે વિચાર કરતાં ખરે જ ભગવાન્ હેમચંદ્રે જગત સમક્ષ ધાર્મિકતાપ્રધાન રાજનૈતિક નિપુણતાનો અપૂર્વ આદર્શ ખડો કર્યો છે.

## કુમારપાળદેવ સાથે સંબંધ.

ભગવાન્ હેમચંદ્ર બે ચૌલુકયવંશી ગુર્જરેશ્વરોના ગાઢ સમાગમમાં આવ્યા હતા. એક મહારાજા શ્રી જયસિંહદેવ અને બીજા મહારાજા શ્રીકુમારપાલદેવ. એકની સાથે અમુક અંશે ધાર્મિકતાનો સંબંધ હોવા છતાં મુખ્યત્વે વિદ્વત્તાનો સંબંધ હતો, જે આપણે ઉપર જોઇ આવ્યા છીએ; જ્યારે બીજાની સાથેનો સંબંધ ધાર્મિકતામાંથી જન્મ્યો હતો અને ધાર્મિકતામાં જ પરિણમ્યો હતો.

આચાર્ય હેમચંદ્રનો મહારાજા શ્રી કુમારપાલદેવ સાથેનો સંબંધ, તેઓ જ્યારે મહારાજા સિદ્ધરાજ તરફના મૃત્યુભયથી ત્રાસીને નાસભાગ કરતા હતા તે પ્રસંગે થયો હતો. અને એ, મુખ્યત્વે કરીને ભયપ્રસંગના તેમના રક્ષણની ધાર્મિક વૃત્તિમાંથી જન્મ્યો હતો અને આદિથી અંત સુધી એ સંબંધ એ રૂપમાં જ કાયમ બન્યો હતો.

## ઉપદેશની અસર

ભગવાન્ હેમચંદ્રના ઉપદેશે મહારાજ શ્રીકુમારપાલદેવના હૃદયમાં એટલી તીવ્ર અને ઊંડી અસર નીપજાવી હતી કે આખરે એ એક ધાર્મિક અથવા જૈનધર્માવલંબી રાજા બની ગયો હતો. તે છતાં ભગવાન્ હેમચંદ્રે તેમની પાસે જૈનધર્મને લગતાં જ કાર્યો કરાવવામાં તત્પરતા રાખી હતી એમ જ નહોતું પરંતુ સર્વસામાન્ય હિતનાં કાર્યો પણ તેમણે કરાવ્યાં હતાં.

સર્વસામાન્ય હિતના કાર્યો મુખ્યપણે સાત વ્યસન,-જેમાં જુગાર માંસ દારૂ વેશ્યા શિકાર ચોરી અને વ્યભિચારનો સમાવેશ થાય છે અને જે પ્રજાજીવન અને માનવતાને હલકે દરજ્જે લઇ જનાર છે,-ને ઉપદેશ અને રાજસત્તાદ્વારા અટકાવવામાં આવ્યાં હતાં. જ્યાં લાગવગ પહોંચી શકે તેવાં અન્ય રાજ્યોમાં પણ ચિત્રપટ આદિ સાધનોદ્વારા એ માટે પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

આ સિવાય અતિપ્રાચીન સમયથી ચાલ્યો આવતો નિવારસદાર વિધવા સ્ત્રીઓની મીલકત પડાવી લેવાનો રિવાજ, જેની વાર્ષિક આવક બોંતેર લાખ આસપાસની હતી,-તેને પણ જતો કરવામાં આવ્યો હતો.

આ બધાય કરતાં ભગવાન્ હેમચંદ્રના ઉપદેશની મહાભારત અસર એ થઈ હતી કે માંસાહાર નિમિત્તે તેમજ યજ્ઞયાગાદિમાં નિરર્થક રીતે થતા અનેક પશુઓના સંહારને દયાળુ ગૂર્જરેશ્વર દ્વારા અટકાવવામાં આવ્યો હતો.

ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે-ગૂજરાત વગેરે દેશોમાં આજે પણ દુર્વ્યસનોનો અલ્પ પ્રચાર છે, નિર્વંશીઆનું ધન પડાવી લેવાનો રિવાજ જોવામાં નથી આવતો તેમજ યજ્ઞ-યાગાદિ નિમિત્તે થતો પશુવધ લગભગ અટકી ગયો છે એ ભગવાન્ હેમચંદ્રસૂરિના પવિત્ર ઉપદેશ અને ગૂર્જરેશ્વર મહારાજ શ્રીકુમારપાલના અજોડ ધાર્મિકતાનો જ પ્રતાપ છે.

## ગ્રંથરચના

આજે ભગવાન્ હેમચંદ્રના જે ગ્રંથો મળે છે તેની નોંધ અહીં આપવામાં આવે છે—

| | | |
|---|---|---|
| સાંગોપાંગ સિદ્ધહેમ વ્યાકરણ | સિદ્ધહેમ લઘુવૃત્તિ | શ્લોક ૬૦૦૦ |
| | સિદ્ધહેમ બૃહદ્વૃત્તિ | ૧૮૦૦૦ |
| | સિદ્ધહેમબૃહન્યાસ (અપૂર્ણ મળે છે) | ૮૪૦૦૦ |
| | સિદ્ધહેમ પ્રાકૃતવૃત્તિ | ૨૨૦૦ |
| | લિંગાનુશાસન સટીક | ૩૬૮૪ |
| | ઊણાદિગણ વિવરણ | ૩૨૫૦ |
| | ધાતુપારાયણ વિવરણ | ૫૬૦૦ |
| અભિધાનચિંતામણિ સ્વોપજ્ઞટીકા સહ | | ૧૦૦૦૦ |
| અભિધાનચિંતામણિ પરિશિષ્ટ | | ૨૦૪ |
| અનેકાર્થ કોષ | | ૧૮૨૮ |
| નિઘંટુશેષ | | ૩૯૬ |
| દેશીનામમાલા સ્વોપજ્ઞવૃત્તિ સાથે | | ૩૫૦૦ |
| કાવ્યાનુશાસન સ્વોપજ્ઞ અલંકારચૂડામણિ અને વિવેક સાથે | | ૬૮૦૦ |
| છંદોનુશાસન છંદશ્ચૂડામણિ ટીકા સહ | | ૩૦૦૦ |
| સંસ્કૃતદ્વયાશ્રય મહાકાવ્ય | | ૨૮૨૮ |
| પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય | | ૧૫૦૦ |
| પ્રમાણમીમાંસા સ્વોપજ્ઞવૃત્તિ સાથે (અપૂર્ણ) | | ૨૫૦૦ |
| વેદાંકુશ (દ્વિજવદનચપેટા) | | ૧૦૦૦ |
| ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર મહાકાવ્ય ૧૦ પર્વ | | ૩૨૦૦૦ |
| પરિશિષ્ટ પર્વ | | ૩૫૦૦ |
| યોગશાસ્ત્ર સ્વોપજ્ઞટીકા સહ | | ૧૨૫૭૦ |
| વીતરાગ સ્તોત્ર | | ૧૮૮ |
| અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | | કાવ્ય ૩૨ |
| અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | | ,, ૩૨ |
| મહાદેવસ્તોત્ર | | ,, ૪૪ |

ઉપર ભગવાન્ હેમચંદ્રસૂરિકૃત ગ્રંથોના નામોની જે યાદી આપવામાં આવી છે તેમાંના વિવિધ વિષયો, તે તે ગ્રંથમાં કરવામાં આવેલો તે તે વિષયનો ઊહાપોહ, અને તે તે ગ્રંથમાં કરેલી તત્તદ્વિષયક અનેકાનેક શાસ્ત્રોની ઝીણવટભરી ચર્ચા-આ બધા તરફ ધ્યાન આપતાં જાણી શકાય છે કે તેઓશ્રીએ સાહિ-

તેના પ્રત્યેક અંગને કેવો ન્યાય આપ્યો છે. એ પ્રત્યેક અંગની કેટલી ઝીણવટથી મીમાંસા કરી છે અને એ પ્રત્યેક અંગનો વિચાર કરવા માટે તે સમયના વિશાળ સાહિત્યનું તેમણે કેટલી ગંભીરતાથી અવગાહન કર્યું હશે અને તે સાથે તેમની પ્રતિભા, તેમનું સૂક્ષ્મદર્શીપણું, તેમનું સર્વદિગ્ગામી-પાંડિત્ય અને તેમના બહુશ્રુતપણાનો પરિચય પણ આપણને આથી મળી રહે છે.

## હેમચંદ્રની કૃતિઓનું ગૌરવ

ભગવાન્ હેમચંદ્રે રચેલા ગ્રંથો એટલે ગંભીર અને સર્વાંગપૂર્ણ ગ્રંથરચના, સિદ્ધહેમવ્યાકરણ, દ્વયાશ્રયમહાવ્યાકરણ, અભિધાનકોશો કે કાવ્યાનુશાસન આદિ જેવા પ્રાસાદભૂત મહાગ્રંથો જ નહિ, પણ અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા જેવા ફક્ત ૩૨ કાવ્યના એક નાના સરખા સ્તુતિગ્રંથને લઈને વિચાર કરવામાં આવે તો પણ આપણે એમ જ કહેવું પડે. આચાર્ય હેમચન્દ્રે આ નાનીશી કૃતિમાં સ્યાદ્વાદ, નય, પ્રમાણ અને સપ્તભંગી વિષે તેમજ સ્વ-પરદર્શનના સિદ્ધાન્તો ઉપર અતિગંભીર અને સૂક્ષ્મ વિચારો રજૂ કરી જગતને પોતાના મહાન્ વિજ્ઞાનનો પરિચય કરાવ્યો છે.

## હેમચંદ્રની કૃતિઓનું સ્થાન

આચાર્ય હેમચંદ્રની કૃતિઓનો સાહિત્યના સમરાંગણમાં કોઈ પણ સ્થળે પરાભવ કે અનાદર થયો નથી, એટલું જ નહિ કિન્તુ તેમની કૃતિઓને ભારતવર્ષના પ્રાચીન સમર્થ જૈનેતર વિદ્વાનોએ સુદ્ધાં માન્ય ગણી છે છન્દ શાસ્ત્રના ટીકાકાર હલાયુધ જેવા વિદ્વાનોએ તો પોતાની કૃતિઓમાં આચાર્ય હેમચંદ્રની કૃતિઓમાંથી ગ્રંથસંદર્ભના સંદર્ભો જ અપનાવી લીધા છે.

## જૈનસંપ્રદાયમાં હેમચંદ્રનું સ્થાન

ભગવાન્ હેમચંદ્રનું જૈનસંપ્રદાયમાં જે અતિ ઉચ્ચ સ્થાન હતું તેનું વર્ણન કરવું તે એક રીતે વધારે પડતું જ ગણાય તે છતાં ટુંકમાં એટલું કહેવું જોઈએ કે તેમના સમયના કોઈ ગચ્છ કે પરંપરા એવા ન હતાં કે જે એમના ગુણોથી મુગ્ધ ન હોય. ટીકાકાર તરીકેનું અજોડ કૌશલ્ય ધરાવનાર સમર્થ આચાર્ય શ્રીમલયગિરિએ તો આવશ્યક સૂત્રની વૃત્તિમાં તથા ચાહુઃ સ્તુતિષુ ગુરવઃ એ પ્રમાણે લખી ભગવાન્ શ્રી હેમચંદ્રકૃત અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાંના શ્લોકનો ઉલ્લેખ કર્યો છે અને એ રીતે ભગવાન્ હેમચંદ્રને પોતાના ગુરૂત્વ સ્થાનમાં માની લીધા છે.

## કાર્યદક્ષતા

ભગવાન્ શ્રીહેમચંદ્રને તેમના જીવનમાં રાજ્ય અને રાજાના અનુયાયીઓ, મિત્રો અને વિરોધીઓ, જૈન અને જૈનેતર, ધર્મોપદેશ અને નવસાહિત્યસર્જન, નિર્ગ્રંથજીવન અને જગતનો સંબંધ એ દરેકને એક સરખો ન્યાય આપવાનો હતો. આ દરેક પૈકી એક પણ કાર્યને તેઓશ્રીએ તેમના જીવનમાં ઓછો ન્યાય આપ્યો નથી ઉપરની બાબતોનો વિચાર કરતાં ખરે જ આપણે આશ્ચર્યમુગ્ધ બની જઈએ છીએ કે આ મહાપુરુષ કયે સમયે કઈ વસ્તુને કેવી રીતે ન્યાય આપતા હશે, એમનું જીવન કેટલું નિયમિત હશે અને જીવનની પળે પળને તેઓ કેટલી મહત્ત્વની લેખતા હશે ખરે જ વિશ્વની મહાવિભૂતિઓમાં ભગવાન્ શ્રીહેમચંદ્રનું સ્થાન કોઈ અનેરૂં જ છે અને એ એમની કાર્યદક્ષતાને જ આભારી છે.

અંતમાં એટલું કહેવું વધારે પડતું નથી કે-દેશવિદેશનો લાખો જ નહિ બલ્કે કરોડો કે અબજો વર્ષનો ઇતિહાસ એકઠો કરવામાં આવે તો પણ ભગવાન્ શ્રીહેમચંદ્રાચાર્ય જેવા નિર્લેપ, આદર્શજીવી, વિદ્વાન, સાહિત્યસર્જક, રાજનીતિનિપુણ, વ્યવહારજ્ઞ, વર્ચસ્વી અને પ્રતિભાધારી પુરૂષની જોડ જડવી અતિ મુશ્કેલ છે. અને એ જ કારણસર ભગવાન્ શ્રીહેમચંદ્રાચાર્ય માટે કલિકાલસર્વજ્ઞ તરીકેનું જે બિરૂદ યોજવામાં આવ્યું છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી.

# શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ અને તેઓશ્રીની કૃતિની સાહિત્ય સમૃદ્ધિ

પાટણખાતે ઉજવાયેલ શ્રી હેમચંદ્રાચાર્ય સત્ર સમયે રજૂ કરવામાં આવેલ નિબંધ

**આજે** ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણની ભૂમિ ઉપર તેઓશ્રીના નામથી જૈન જ્ઞાનમંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા થાય છે તેમજ શ્રીમાન્ હેમચંદ્રાચાર્યનું સારસ્વત સત્ર ઉજવાય છે, તે માંગલિક પ્રસંગે હું બે શબ્દો બોલવા આપની સમક્ષ ઊભો થયો છું.

અનંત આગમ તથા વિદ્યાને ધારણ કરનાર, અજ્ઞાનતામાં દુઃખ પામતા ભવ્યાત્માઓને જીવાડનાર તથા જ્ઞાનાદિ લક્ષ્મીના તિલક સમાન એવા શ્રી હેમચંદ્રાચાર્ય તેમના કાળમાં પ્રભાવક પુરુષ તરીકે પ્રખ્યાત હતા, અને પાટણ એ શ્રી હેમચંદ્રાચાર્યનું મુખ્ય કાર્યક્ષેત્ર હતું એમ ઇતિહાસકારો જણાવે છે. પ્રભાવક પુરુષ તેને કહેવામાં આવે છે કે જેમનામાં જૈન શાસ્ત્રનું અતિશય જ્ઞાન, ઉપદેશશક્તિ, વાદ-શક્તિ કે વિદ્યા આદિ ગુણો હોય અને જેના વડે જૈન દર્શનની ઉન્નતિ કરી હોય તેને પ્રભાવક પુરુષ કહેવામાં આવે છે. શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય તેવા જ પ્રભાવક હતા. જૈન શાસ્ત્રમાં પ્રભાવક-પણાના આઠ પ્રકાર કહ્યા છે (૧) પ્રાવચનિક (૨) ધર્મકથી (૩) વાદી (૩) નમિત્તિક (૫) તપસ્વી (૬) વિદ્યાવાન (૭) સિદ્ધ અને (૮) કવિ—એ પ્રમાણે આઠ પ્રભાવકપણાના પ્રકાર કહ્યા છે.

શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય પ્રાવચનિક, ધર્મ-કથી, વાદી અને અસાધારણ કવિ હતા કે જેમના અનેક કાવ્ય ગ્રંથો તે વસ્તુને સિદ્ધ કરી ખતાવે છે.

શ્રીમાન્ હેમચંદ્રસૂરિનો જન્મ સં. ૧૧૪૫ ના કાર્તિક શુદિ ૧૫ની રાત્રિએ કાઠિયાવાડમાં આવેલા ધંધુકા શહેરમાં થયો હતો. તેઓ જ્ઞાતે મોઢ વણિક હતા. તેમનું ગૃહસ્થપણામાં મૂળ નામ ચાંગદેવ હતું. કોટીક ગણની વજ્ર શાખાના ચંદ્રકુળના આચાર્ય શ્રીમાન દેવચંદ્ર-સૂરિએ ખંભાતમાં તેમની માતાની આજ્ઞાથી ૯ વર્ષની નાની ઉંમરે સં. ૧૧૫૪ના મહા શુદિ ૧૪ શનિવારે ચાંગદેવને દીક્ષા આપી હતી અને તેમનું મુનિ સોમચંદ્ર નામ આપ્યું હતું.

શ્રી હેમચંદ્રાચાર્યે વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ વધારવા કાશ્મીર તરફ પ્રયાણ કર્યું **દરમ્યાન રૈવતાવતાર** (જે ખંભાત નજીક હોય તેમ કહેવામાં આવે છે) નામક **તીર્થે શ્રી નેમિચૈત્યમાં** આવીને મુકામ કર્યો. ત્યાં તે રાત્રિએ **શ્રી સરસ્વતી દેવી પ્રસન્ન થયા અને કાશ્મીર જવાનો પ્રયાસ બંધ કર્યો.**

શ્રી સોમચંદ્ર મુનિને સં. ૧૧૬૬ ના વૈશાખની શુક્લ તૃતીયાને દિને આચાર્ય પદ આપવામાં આવ્યું

શ્રી હેમચંદ્રસૂરિએ ખંભાત આવી પાટણ વિહાર કર્યો અને તે વખતના રાજા સિદ્ધરાજની સાથે પાટણમાં તેમનો પ્રથમ પરિચય થયો. એક વખત સિદ્ધ-રાજ હાથી પર બેસી પાટણમાં ફરવા નીકળ્યા તે વખતે રસ્તામાં તેમણે શ્રી હેમ-ચંદ્રસૂરિને જોયા અને અવસરોચિત સુભા-

ચિત શ્લોક બોલવા વિનંતિ કરી આચાર્યશ્રીનો શ્લોક સાંભળી રાજા પ્રસન્ન થયો, અને દરરોજ બપોરે પોતાની પાસે આવવા રાજાએ વિનતિ કરી.

કેટલાક સંજોગો વચ્ચે સિદ્ધરાજને નવિન વ્યાકરણ શાસ્ત્ર વગેરે બનાવવાની અને તેનો પ્રચાર કરવાની ઇચ્છા થઇ અને અન્ય જૈનેતર વિદ્વાનોની પણ સૂચના ઉપરથી તે મહાકાર્ય શ્રી હેમચંદ્રસૂરિ કરી શકશે એમ ખાત્રી થતા વ્યાકરણ શાસ્ત્ર રચવાની વિનતિ કરી, સૂરિજી મહારાજને સર્વ સગવડ કરી આપી. તે વખતે ચાલતા 'કલ્પ' નામના વ્યાકરણથી સંપૂર્ણ વ્યુત્પત્તિ થતી ન હતી તેમજ પાણિનિ વ્યાકરણના અભ્યાસ માટે તે વખતના બ્રાહ્મણ શિક્ષકોને બહુ આજીજી કરવી પડતી હતી. ત્યારબાદ કેટલાક વખત પછી સૂરિજી મહારાજે સિદ્ધહેમ નામનુ નવુ વ્યાકરણ શાસ્ત્ર રચ્યું અને લઘુવૃત્તિ, બૃહદ્વૃત્તિ, ધાતુપારાયણ અને લિંગાનુશાસન વિગેરે તમામ ઉપયોગી બાબતોથી સંપૂર્ણ બનાવી સિદ્ધરાજને અર્પણ કર્યું. આ તેમની કૃતિનો પ્રથમ ગ્રંથ જણાય છે અને સિદ્ધરાજે તેની ત્રણસો નકલો કરાવી જુદા જુદા દેશના સાહિત્ય ભંડારમાં મોકલી આપી આ ઉપરથી જણાય છે કે તે વખતના રાજા મહારાજાઓ સાહિત્ય લખાવવા તેમજ તેના પ્રચાર માટે કેટલા પ્રેમી હતા અને ત્યારપછી સિદ્ધહેમ વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ ગુજરાતમાં સર્વ ઠેકાણે વિદ્યાર્થીઓને કરાવવો શરૂ થયો

મહારાજા સિદ્ધરાજ અપુત્રવાન હતા અને કોઈ દેવના કથનથી તેમના જાણવામાં આવ્યું કે મારી પછી કુમારપાળ રાજા તરીકે ગાદીએ આવશે, પરંતુ કોઈ પૂર્વભવના વેરભાવને લઈને કુમારપાળને મારી નાખવાના પ્રયત્નો શરૂ કર્યા અને સિદ્ધરાજના અનેક પ્રયત્નો હોવા છતાં કુમારપાળ મહારાજા તેમની ગાદીએ આવવાના જ હતા તેથી સિદ્ધરાજનું કાર્ય પાર પડ્યું નહિ દરમ્યાન મારી નાખવાની બીક થી ભટકતા કુમારપાળને આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિએ જોયા અને સામુદ્રિક શાસ્ત્રના બળથી કે કોઇ વિદ્યાથી આચાર્ય મહારાજે તે પાટણના ભવિષ્યના રાજા થશે એમ જાણી અને તેનાથી પોતે જૈન શાસનની અભિવૃદ્ધિ, લોકકલ્યાણ અને પોતે પ્રાપ્ત કરેલ અપૂર્વ જ્ઞાનવડે વિવિધ પ્રકારનું ઉત્તમ સાહિત્ય પોતે લખી જનકલ્યાણને માટે પ્રચાર કરી શકશે તેની ખાત્રી થવાથી કુમારપાળને એક સમયે બચાવ્યા અને કુમારપાળ મહારાજા ગાદીએ આવ્યા પછી શ્રી હેમચંદ્રાચાર્યને વિનતિપૂર્વક બોલાવી તેમનો સત્કાર કર્યો અને શ્રી હેમચંદ્રસૂરિઉપદેશાની આકાંક્ષા પૂર્ણ કરી

આચાર્યશ્રીનો પરિચય થયા પછી તેમની આજ્ઞાનુસાર કુમારપાળ રાજાએ પોતાના તાબાના દેશોમા પશુવધ બંધ કરાવ્યો એટલું નહિ પણ સાત વ્યસનો (૧) જુગાર (૨) માંસ (૩) મદિરાપાન (૪) વેશ્યાગમન (૫) શિકાર (૬) ચોરી (૭) પરસ્ત્રીગમન પણ બંધ કરવાને માટે સં. ૧૨૨૫ ની આસપાસ કાયદો કર્યો અને બધું બંધ કરાવ્યુ.

રાજા કુમારપાળ ગાદીએ આવ્યા પછી શ્રીહેમચંદ્રાચાર્યે અનેકવિધ સાહિત્ય લખ્યું, અને કુમારપાળ મહારાજાએ તેનો પ્રચાર

કર્યો અને તે કાર્ય માટે બધી સગવડો કુમારપાળ મહારાજે કરી આપી.

શ્રી હેમચંદ્રાચાર્યે રચેલ વિપુલ ગ્રંથરાશિમાંથી કેટલાક ગ્રંથોનો ઉલ્લેખ શ્રી પ્રભાચંદ્રસૂરિ નામના આચાર્યે પોતાના ગ્રંથમાં કર્યો છે. તે નીચે પ્રમાણે છે.

( ૧ ) યોગશાસ્ત્ર ( ૨ ) વ્યાકરણ પંચાંગ સહિત ( ૩ ) પ્રમાણશાસ્ત્ર ( ૪ ) પ્રમાણમીમાંસા ( ૫ ) છંદાનુશાસન ( ૬ ) અલંકારચૂડામણિ ( ૭ ) એકાર્થકોશ ( ૮ ) અનેકાર્થ કોશ ( ૯ ) દેશીનામમાળા ( ૧૦ ) નિઘંટુ ( ૧૧ ) ત્રિષષ્ટિ શ્લાકા પુરુષ ચરિત્ર ( ૧૨ ) દ્વયાશ્રય મહાકાવ્ય ( ૧૩ ) વીતરાગસ્તવ ( ૧૪ ) અનેકાર્થશેષ ( ૧૫ ) અભિધાન ચિંતામણિ ( ૧૬ ) ઊણાદિ સૂત્રવૃત્તિ ( ૧૭ ) ઊણાદિસૂત્ર વિવરણ ( ૧૮ ) ધાતુપાઠ અને વૃત્તિ ( ૧૯ ) ધાતુ પારાયણ અને વૃત્તિ ( ૨૦ ) ધાતુમાળા ( ૨૧ ) નિઘંટુશેષ ( ૨૨ ) બલાબલ સૂત્રવૃત્તિ ( ૨૩ ) શેષસંગ્રહ નામમાળા ( ૨૪ ) શેષસંગ્રહ નામમાળા સારોદ્ધાર ( ૨૫ ) લિંગાનુશાસન વૃત્તિ અને વિવરણ ( ૨૬ ) પરિશિષ્ટ પર્વ ( ૨૭ ) હેમવાદાનુશાસન ( ૨૮ ) હેમન્યાયાર્થ મંજૂષા ( ૨૯ ) મહાવીર દ્વાત્રિંશિકા અને વીર દ્વાત્રિંશિકા ( ૩૦ ) પાંડવ ચરિત્ર ( ૩૧ ) જાતિવ્યાવૃત્તિન્યાય ( ૩૨ ) ઉપદેશમાળા ( ૩૩ ) અન્ય દર્શન વાદવિવાદ ( ૩૪ ) ગણપાઠ

ઉપર જણાવેલ ગ્રંથોમાંથી કેટલાક ગ્રંથો પ્રગટ થયેલ છે, કેટલાક અપ્રગટ છે અને કેટલાક ઉપલબ્ધ નથી. આ સિવાય બીજા પણ ગ્રંથો તેઓની કૃતિના છે એમ સંભળાય છે. આ ઉપરથી જાણવામાં આવે છે કે શ્રી હેમચંદ્રસૂરિજીએ વિવિધ જાતનું સર્વાંગ સુંદર સાહિત્ય રચીને માત્ર જૈન સમાજનું નહિ પણ સમગ્ર ગુજરાત દેશનું પણ ગૌરવ વધાર્યું છે.

પૂજ્ય શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજનું સત્ર જૈન અને જૈનેતર પ્રજા સમક્ષ આ રીતે ઉજવાય તે ગુજરાત માટે અને વિશેષમાં હિન્દના સમગ્ર જૈન સમાજ માટે ગૌરવ લેવા જવું છે.

વિશેષમાં તો આ સુમાંગલિક પ્રસંગ સાથે તે પૂજ્ય સૂરિવરના નામથી જ્ઞાનમંદિરની ઉદ્દઘાટન ક્રિયા સાથે જ થાય તેથી તો આજનો દિવસ પાટણના શ્રી સંઘ માટે તો સુવર્ણ અક્ષરે કોતરાઈ જશે અને ઐતિહાસિક દિન ગણાશે. અને તે માટે પાટણ શહેરમાં આ ભવ્ય સત્ર ઉજવવાની પ્રેરણા કરનાર આજના પ્રમુખ સાહેબ શ્રીમાન મુનશી સાહેબને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે, તેમજ પ્રાચીન જ્ઞાનભંડારોને સુવ્યવસ્થિત કરાવવા તેમજ તેને જ્ઞાનમંદિર જેવા સ્થળે એકત્રિત કરવાનો ઉપદેશ આપવા માટે પૂજ્યપાદ પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજય મહારાજ તથા આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનો અત્રેનો શ્રી સંઘ અને સમગ્ર જૈન સમાજ જેટલો ઉપકાર માને તેટલો ઓછો જ છે અને પૂજ્યપાદ પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજી મહારાજના ઉપદેશથી આ શહેરમાં તે જ્ઞાનભંડારોને સુરક્ષિત રાખવા માટે જ્ઞાનમંદિરનું ભવ્ય સ્થાન પોતાની સુકૃત લક્ષ્મીવડે કરાવી આપનાર ઝવેરી હેમચંદભાઇ મોહનલાલ અને બંધુઓ પણ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

લેખકઃ—**ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.**
સેક્રેટરી
**શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.**

# શ્રી વાર્ષિક તપ(વરસીતપ)નું પારણું શાસ્ત્રાધારે ક્યાં કરવું જોઈએ ?
## શ્રી હસ્તિનાપુર તીર્થ ઉપર

લેખક

પંજાબસંરક્ષક આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના
પ્રશિષ્ય પંન્યાસ શ્રી સમુદ્રવિજયજી મહારાજ

મહાનુભાવો ! જૈન શાસ્ત્રકારોએ આત્મકલ્યાણ માટે કર્મરોગને જડમૂળથી ઉખાડી ફગાવી દેવા માટે તપરૂપી ઔષધી એ જ એક રામબાણ ઇલાજ ફરમાવેલ છે. જેમ ગહન વનને દાવાનલ જ સાફ કરી શકે છે, લાગેલા દાવાનલને મહામેઘ જ શાંત કરી શકે છે, મહામેઘને પ્રચંડ પવન જ દૂર કરી શકે છે, તેમ ગહન કર્મમલને તપરૂપ ઔષધી જ સાફ કરી શકે છે, અથવા જેમ ઘણો ચીકણો ઘડો અગ્નિ વિના સાફ થતો નથી તેમ ચીકણાં કર્મ પણ તપરૂપ અગ્નિ વિના સાફ થતા નથી.

શ્રી તીર્થંકર દેવોએ પણ કર્મમળને દૂર કરવા માટે ઘોર તપ આદરી, ઘાતીયા કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે—આત્મસ્વરૂપ પ્રગટ કર્યું છે. પતિતપાવન શ્રી તીર્થંકર દેવોએ આચરિત અને પ્રરૂપિત વિવિધ પ્રકારનો તપ અદ્યાવધિ ( આજ સુધી ) ધર્માત્માઓ કરતા આવ્યા છે અને કરતા જાય છે.

એ વિવિધ પ્રકારના તપમાં વાર્ષિક તપ (વરસી તપ ) મહાન ગણાય છે કેમકે વર્ષ પર્યંત આ તપ કરવામાં આવે છે. હજારો ઘણા ધર્માત્મા સ્ત્રી પુરુષો એનું આરાધન કરે છે, પ્રથમ તીર્થંકર દેવ શ્રી ઋષભદેવ પ્રભુએ આ અવસર્પિણી કાળમાં સંસાર વ્યવહાર ચલાવી, રાજપાટ ભોગવી, વિરક્ત થઇ, દીક્ષા લઇ વાર્ષિક તપ ( વરસીતપ ) કરેલું તેનું આ અનુકરણ છે. મતલબ કે શ્રી ઋષભદેવ પ્રભુને એક વર્ષ પર્યંત શુદ્ધ આહાર પાણી ન મળી શકવાથી તપ કર્યું, કેમકે તે સમયે દાન શું વસ્તુ છે, સાધુ કેવા હોય, એઓને આહારપાણી વિગેરે કેવી રીતે આપી શકાય એ કોઇ જાણતું ન હતું. જેનો ઉલ્લેખ શાસ્ત્રોમાં આ પ્રમાણે મળી આવે.

ફાગણ વદિ ( પૂર્ણિમા-અંત રીતિ આદિ ચૈત્ર વદિ ) આઠમના દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રનો યોગ આવ્યેથી દિવસના પાછલા પહોરમાં છઠ્ઠ, મહા કચ્છ આદિ ચાર હજાર રાજાઓની સાથે શ્રી ઋષભદેવજીએ ચાર મુષ્ટી લોચ કરી દીક્ષા લીધી હતી. લઇને પ્રભુ શ્રી ઋષભદેવજી મૌન વ્રત ધારણ કરી પૃથ્વીતલમાં વિચરવા લાગ્યા. પારણાને દિવસે પ્રભુને કયાંથી પણ શુદ્ધ આહાર પાણી ન મળ્યા, કેમકે લોકો આહાર પાણી સાધુને ( ભગવાનને ) કેવી રીતે આપવા એ વિધિવિધાનથી બીલકુલ અપરિચિત હતા. તેઓ તો પહેલાની માફક હાથી-ઘોડા-વસ્ત્ર-આભૂષણ વિગેરે વિગેરે આપવા લાગ્યા, પરંતુ પ્રભુ તો એમાંથી કંઇ પણ લેતા નહોતા. પ્રથમ ભિક્ષુ જગત્પ્રવર્તક શ્રી ઋષભદેવ પ્રભુ ભિક્ષા-આહાર પાણી ન મળવાથી કોઇ પણ પ્રકારનો મનઃકલેશ ( સંકલ્પ વિકલ્પ ) કર્યા વિના શાંતિથી વિચરવા લાગ્યા અને ક્ષુધા પિપાસા આદિ પરિષહો સહન કરવા લાગ્યા. અન્યાન્ય ( બીજા ) સાધુઓ પણ ભગવાનની સાથે જ વિચરવા લાગ્યા, કિન્તુ ક્ષુધા-તૃષાથી પીડિત અને તત્ત્વજ્ઞાન તેમજ આહારપાણી લેવાના વિધિવિધાનથી અજાણ એવા આ સાધુ મહાત્માઓ વિચારવા લાગ્યા કે પ્રભુ તો વનમાં પાકેલા મધુર ફળો કે વહેતા નિર્મળ જળ [illegible] પાણી પીતા નથી, [illegible]

ઉપર આટઆટલો મેલ જામી ગયો છે છતાં સાફ કરવાનો પ્રયત્ન સરખોએ પણ નથી કરતા; ગરમી શરદી વિગેરેને શાંતિથી સહે છે; ભૂખ તરસની પીડાને વેઠે છે; આટલું જ નહીં પણ રાતના ઘડીભર ઉંઘતાએ નથી. અમો રાતદિવસ પ્રભુની સેવામાં રહીએ છીએ છતાં અમારી સામે પણ આંખ ઉઘાડીને જોતાએ નથી. કોણ જાણે એમણે શું ધાર્યું છે ? શા વિચારમાં પડ્યા છે ? એ કંઇ પણ સમજમાં આવતું નથી. અમે એમની પેઠે ક્યાં સુધી આવા દુઃખોને વેઠીશું? કદાચિત આવા દુઃખોને વેઠી પણ લઇએ પણ ભૂખ તરસનું જે દુઃખ છે તે કેવી રીતે વેઠી શકાય ? પ્રભુ તો મૌનાવલંબી છે. કાંઇ પણ બોલતા કે કહેતા નથી. ભગવાનને પહેલા આહાર આદિના વિધિવિધાન પૂછ્યા નથી. અમારામાંથી આ વાતને કોઇ પણ જાણતું નથી વિગેરે વિગેરે વિચાર કરતા બધાયે ગંગા નદીના કિનારેથી નજીકમાં આવેલા વનમાં ચાલ્યા ગયા, ત્યાં જઇને કંદ, મૂલ, ફળ વિગેરે ખાઇને, ગંગા નદીનું પાણી પીઇને પોતાનો નિર્વાહ કરવા લાગ્યા; તેમજ મોટી મોટી જટાઓ વધારી કેશ રાખવા લાગ્યા. ત્યારથી **જટાધારી તાપસોની પ્રવૃત્તિ થઇ.**

કચ્છ અને મહાકચ્છ ગંગા નદીના દક્ષિણ તટ પર હરણની પેઠે વનચર જેવા થઇ ફરવા લાગ્યા, અને વલ્કલ( વૃક્ષોની છાલ )થી પોતાનું શરીર ઢાંકવા લાગ્યા. ગૃહસ્થીઓને ત્યાં જઇ ભોજન વિગેરે નહોતા માંગતા કે નહોતા ખાતા. ઉપવાસ, છઠ્ઠ આદિ તપથી એઓના શરીર સુકાઇ ગયા હતા, અને પારણાના દિવસે જમીન ઉપર પડેલાં સુકાં પાકાં ફળો તેમજ પાંદડાઓનું ભક્ષણ કરતા અને પ્રભુ શ્રી ઋષભદેવજીનું હમેશાં ધ્યાન ધરતાં હતાં.

પ્રથમ ભિક્ષુ-પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવપ્રભુ એક વર્ષ સુધી નિરાહાર આર્ય-અનાર્ય દેશોમાં વિચરતા વિચરતા શ્રી ગજપુર-હસ્તિનાપુર નગરમાં પધાર્યા. ત્યાં શ્રી બાહુબલીનો પુત્ર સોમપ્રભ રાજા રાજ્ય કરતા હતા. પ્રભુને પધારતા જોઇ નગરજનો પરદેશથી આવેલા સ્નેહી બંધુની પેઠે પ્રભુને વિંટાઇને ઊભા રહ્યા, તેમાંથી કોઇએ પ્રભુને પોતાને ઘેર વિશ્રામ લેવા તો કોઇએ પોતાને ઘેર પધારી સ્નાન ભોજન કરવા તો કોઇએ પોતાનું ઘર પાવન કરવા પ્રાર્થના કરી. કોઇ કોઇ કહેવા લાગ્યા કે : પ્રભો ! અમારી મોતિયોની માળાઓ સ્વીકારો, અમારા આભૂષણોને ધારણ કરો. કોઇ કહેવા લાગ્યા કે અમારા ઘોડાને લો. એ સૂર્યના ઘોડાઓનો પણ પરાજય કરે એવા છે. કોઇ બોલવા લાગ્યા કેઃ ભગવાન! આપ અમારા ગરીબોની કંઇ પણ ભેટ નહીં સ્વીકારો વિગેરે, પરંતુ મૌનાવલંબી પ્રભુ કોઇને પણ ઉત્તર ન વાળતા આહાર માટે ફરતા હતા. આખાયે નગરમાં પ્રભુ પધાર્યાની ધૂમ મચી ગઇ. ત્યાંની પ્રજામાં પાણીમાં તેલનું બિંદુ ફેલાઇ જાય છે તેમ આખાયે નગરમાં પ્રભુ પધાર્યાના સમાચાર ફેલાઇ ગયા. શ્રી સોમપ્રભ રાજાના પુત્ર યુવરાજ શ્રેયાંસકુમાર પણ પ્રભુ પધાર્યાના સમાચાર સાંભળી, હર્ષઘેલો થઇ પોતાના પ્રપિતામહ (પ્રભુ)ના દર્શન કરવા ઉઘાડે પગે જ દોડી ગયા. પ્રભુના ચરણકમલોમાં નમીને નમસ્કાર કર્યો. પછી ઊભા ઊભા પ્રભુને નિરખવા લાગ્યો. પ્રભુને નિરખતા નિરખતા શ્રેયાંસકુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું.*

* અન્ય સ્થલમાં આ પ્રમાણે ઉલ્લેખ આવે છે.

જે દિવસે પ્રભુ હસ્તિનાપુરમાં પધાર્યા એ જ રાત્રે બાહુબલી પુત્ર સોમપ્રભ પુત્ર શ્રેયાંસકુમારે સ્વપ્નમાં જોયું કે મેં શ્યામ વર્ણના મેરૂપર્વતને અમૃત કળશોથી અભિષેક કર્યો, એથી તે અતિવ શોભાયમાન થયો.

શ્રી સુબુદ્ધિ નામા નગરશેઠે સ્વપ્ન જોયું કે સૂર્ય મંડલમાંથી ખસતા જતા હજાર કિરણોને શ્રેયાંસકુમારે ફરીથી જોડી દીધા જેથી એ અતીવ દેદીપ્યમાન થયો.

રાજાએ સ્વપ્ન જોયું કે કોઈ એક મહાપુરૂષ શત્રુની સાથે યુદ્ધ કરતાં શ્રેયાંસકુમારની સહાયથી એની જીત થઇ.

પ્રાતઃકાળમાં આ ત્રણે મહાનુભાવો રાજસભામાં એકત્ર થયા અને પરસ્પર પોતપોતાના સ્વપ્નની વાતો જાહેર કરી. આથી મહારાજા સોમપ્રભે ઉદ્દઘોષણા કરી કે શ્રેયાંસકુમારને કોઈ મહાન લાભ થશે. સભા વિસર્જન થયા પછી શ્રેયાંસકુમાર પોતાના મહેલમાં જઇ અટારી (બારીમાં) શાંતિથી-પ્રસન્નચિત્તથી બેઠા. એટલામાં '**સ્વામી**

એથી શ્રેયાસકુમારે જાણ્યુ કે સાધુઓને આહાર આવી રીતે અપાય છે આ સમયે કેટલાક માણસોએ ઇક્ષુરસ( શેરડીનો રસ )થી ભરેલા ઘડાઓ લાવીને શ્રેયાસકુમારને આપ્યા. ઇક્ષુરસને નિર્દોષ સમજી શ્રેયાસકુમારે હાથ જોડી પ્રભુને પ્રાર્થના કરી કે પ્રભો ! આ ઇક્ષુરસનો સ્વીકાર કરો પ્રભુએ હાથ પસારી, કરપાત્ર આગળ કર્યું શ્રેયાસકુમારે ઘણા જ ઉત્કટ ભાવથી ઇક્ષુરસનુ દાન દીધુ યદ્યપિ પ્રભુના કરપાત્રમાં ઘણો રસ સમાઇ ગયો પણ શ્રેયાસ-કુમારના હૃદયમા આનંદ ઉત્સાહ ન સમાયો પ્રભુએ ઇક્ષુરસથી પ્રથમ પારણું શ્રેયાસકુમારના હાથે કર્યું નાગરિક લોકોએ આનંદાશ્રુ વહેવડાવ્યા, ત્યા સુરાસુરોએ પણ આનંદ મનાવ્યો પાચ દિવ્ય પ્રગટ થયા • વૈશાક શુક્લા-શુદિ તૃતીયા ૩ ના શુભ દિવસે શ્રેયાસકુમારે આપેલ દાન, અક્ષય ફળનુ દેનારુ થયુ, જેથી એ દિવસ અક્ષય તૃતીયાના પર્વના નામથી સુપ્રસિદ્ધ થયો અને તે અદ્યાવધિ ( આજ સુધી ) ચાલતો આવ્યો છે અને ચાલતો જાય છે આ અવસર્પિણી કાળમા સૌથી પ્રથમ શ્રીઋષભદેવપ્રભુએ અન્યાન્ય વ્યવહારો ચલાવ્યા, પરંતુ સૌથી પ્રથમ દાન દેવાનો વ્યવહાર શ્રી શ્રેયાસકુમારે ચલાવ્યો વિગેરે વિગેરે

શાસ્ત્રીય ઉલ્લેખોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે શ્રી ઋષભદેવપ્રભુએ વાર્ષિક તપનુ * પારણું શ્રી હસ્તિનાપુર નગરમાં કર્યું, તો પછી વરસીતપ કરવાવાળાઓનું કર્તવ્ય નથી કે વરસીતપનું પારણું શાસ્ત્રાધારથી શ્રી હસ્તિનાપુરમા આવીને કરે ? પણ વર્તમાનમા ખાસી ઊલટું જ થઇ રહ્યું છે. જ્યા જેને સુભિતા હોય છે ત્યા જઇ કરી લે છે, ખાસ કરી શત્રુંજય તીર્થ નજીક અને સુપ્રસિદ્ધ હોવાથી ઘણા ધર્માત્મા તપસ્વીઓ ત્યા જઇ પારણું કરે છે, કેમકે ત્યા પાલીતાણામા સર્વ પ્રકારની સાનુકૂળતા (સગવડતા) હોય છે, તેમજ શાસ્ત્રોમા પુનિત શ્રી સિદ્ધાચલજી તીર્થનું મહાત્મ્ય ઘણું જ અલૌકિક ચમત્કારિક વર્ણવવામા આવ્યું છે તે સાભળીને સ્વભાવિક ધર્મીજનોનુ તે તરફ મન દોરાય છે, પણ ગુજરાત આદિ દેશોથી દૂર અને વિકટ પ્રદેશમા શ્રી હસ્તિનાપુર તીર્થ હોવાથી એને કોઇ પણ ધર્મી જન યાદ કરતું નથી અર્થાત્ વરસીતપ કરવા-વાળાઓ યાદ કરતા નથી. જો તપસ્વી મહાનુભાવો અને બીજા પણ મહાનુભાવો આ તીર્થ તરફ લક્ષ્ય આપે અને અવારનવાર જવા આવવાનું રાખે તો આ તીર્થની પણ ઘણી જ જાહોજલાલી થાય તેમ જ પ્રસિદ્ધિમા આવી શકે છે તેમ જ સર્વ પ્રકારની સગવડતા પણ થઇ શકે છે.

અત્યારે તો હું ધર્માત્મા તપસ્વી ભાઇ બહેનોને સાગ્રહપૂર્વક જણાવીશ કે તમો વરસીતપ કરી કાયાને સુકી નાખો છો, કષ્ટો સહન કરો છો તો પારણું પણ શ્રી હસ્તિનાપુર તીર્થ પર આવીને કરો જેથી શાસ્ત્રમર્યાદા જળવાય, તમારી ભાવના ને તપશ્ચર્યા સફળ થાય શ્રી હસ્તિનાપુર તીર્થ કંઇ એટલું બધું દૂર નથી. દિલ્હીથી એન ડબલ્યુ આર રેલ્વેમા બેસી મેરઠ સ્ટેશને ઉતરો મેરઠથી મોટરો વગેરે સાધનો મળે છે ત્યા ધર્મશાળા પણ છે ઉતરવા કરવાની સગવડતા પણ છે.

---

કંઇ લેતા નથી, સ્વામી કંઇ લેતા નથી ’ આવી રીતે મનુષ્યોનો કોલાહલ સાભળી સ્વામીને જોઈ, મે કોઇ સ્થળે આવા પુરુષોને જોયા છે એવી રીતે ઊહાપોહ કરતા જાતિસ્મરણ જ્ઞાન થયુ અહો ! પૂર્વભવમા ભગવાનનો હુ સારથી હતો, અને ભગવાનની સાથે જ મે દીક્ષા લીધી હતી તે વખતે વજ્રસેન જિનેશ્વરે ફરમાવ્યુ હતુ કે આ વજ્રનાભ ભરતક્ષેત્રમા પ્રથમ જિનેશ્વર થશે તે જ આ ભગવાન છે આ સમયે એક મનુષ્યશ્રેષ્ઠે ઇક્ષુરસના ભરેલા ઘડાઓ લાવીને આપ્યા તે લઇને શ્રેયાસકુમાર પ્રભુને પ્રાર્થના કરી કે ભગવાન् ગૃહાણેમા યોગ્યા ભિક્ષામિતિ જગાદ ॥ ભગવાને હાથ પસાર્યો તેણે ઘણા જ હર્ષપૂર્વક ભગવાનને રસ સમર્પણ કર્યો વિગેરે વિગેરે

* એક વર્ષ, એક માસ અને દસ દિવસ ઉપર થાય છે એટલે કે શ્રી ઋષભદેવ પ્રભુએ ૪૦૦ ઉપવાસનુ પારણુ કર્યુ હતું, પણ વ્યવહારમા વરસીતપ તરીકે પ્રસિદ્ધિમા આવેલ છે.

મ્હારા ધર્મી તપસ્વી બંધુઓ ! શ્રી હસ્તિનાપુરમાં શ્રી ઋષભદેવ પ્રભુએ પારણું કર્યું છે એટલું જ નથી પણ શ્રી શાંતિનાથસ્વામીજી, શ્રી કુંથુનાથ સ્વામીજી, શ્રી અરનાથ સ્વામીજી આ ત્રણે મહાપુરુષો ચક્રવર્તીઓ અને શ્રી તીર્થંકર દેવો થયેલા છે. એઓના ચાર ચાર કલ્યાણકો પણ અત્રે જ થયા છે. શ્રી મલ્લિનાથ પ્રભુનું સમોવસરણ પણ આ પુનિત ભૂમિમાં થયેલ છે, એટલે કે આ પણ મહાન્ પવિત્ર તીર્થભૂમિ છે. આ ભૂમિને સ્પર્શી, તીર્થયાત્રા કરી જરૂર લાભ મેળવો. પૂર્વેની જાહોજલાલીને યાદ કરતા અને આજની પરિસ્થિતિને નિહાળતા ખેદ થયા વિના રહેતો નથી, તો પણ હર્ષનો વિષય છે કે પૂર્વેની જાહોજલાલી અને ત્યાં થયેલ મહાપુરુષોનું સ્મરણ કરાવનાર પ્રભુનું દહેરાસર તેમજ નીસીહીઓ અત્યારે પણ મોજુદ છે,

ફરીથી એક વાર ભારપૂર્વક હું મારા તપસ્વી બંધુઓને જણાવીશ કે તમો અવશ્યમેવ આ તરફ લક્ષ્ય આપશો અને બીજાઓને અપાવશો, કેમકે અત્રે પારણું કરવા આવવાથી તીર્થની ઉન્નતિ થશે અને પ્રસિદ્ધિ થશે. પૂર્વના ચિહ્નરૂપ અત્યારે પણ એ તરફ શેરડીના ખેતરોના ખેતરો નજરે પડે છે,

અંતમાં પૂજ્ય વિદ્વાન મુનિવરો આદિ તેમજ વિદ્વજ્જનોને એટલું વિનવીને વિરમીશ કે આપ આપના વ્યાખ્યાનોમાં-ભાષણોમાં જૈન જનતાનું લક્ષ્ય આ તરફ જરૂર આકર્ષિત કરશો.

તા. ક. પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય આચાર્યવર્ય ૧૦૦૮ શ્રીમદ્વિજયવલ્લભસૂરિજી મહારાજશ્રીની સુકૃપાથી આ વર્ષે શ્રી હસ્તિનાપુર તીર્થની યાત્રા કરવાનું મને સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ તીર્થની યાત્રા કરી મને ઘણો જ આનંદ થયો. પોતાને કૃત્યકૃત્ય માની તીર્થને પ્રસિદ્ધિમાં લાવવું જોઇએ એમ કંઇ લખવાનો વિચાર ઉદ્ભવ્યો અને વિચાર થયો કે વરસીતપ કરવાવાળા બંધુઓનું લક્ષ્ય આ તરફ દોરાય તો આ તીર્થની જાહોજલાલી થાય એટલા માટે આ લેખ લખવા પ્રેરાયો છું. જો તપસ્વી બંધુઓ આ તરફ લક્ષ્ય આપશે તો તીર્થની ઉન્નતિ ઘણી જ થશે. અત્યારે તો પંજાબ, યૂ. પી. આદિના બંધુઓ કાર્તિકી પુનમ ઉપર આવી મેળો ભરે છે.

## દુઃખ અને સુખ એ બંને આવકારદાયક છે

દુઃખ અને સુખ બંને આવકારદાયક છેઃ કારણ કે તેઓ એક બીજાના પરમ મિત્રો છે. આપણે જેમ એક પગ ઉપાડી ઊંચો કરીએ ત્યારે બીજો નીચો રહે છે, તેમ આ સંસારમાં સુખદુઃખની ઘટમાળ એમ જ ચાલ્યા કરે છે. સુખના ગર્ભમાં દુઃખનો નિવાસ છે અને દુઃખના ગર્ભમાં સુખ રહેલું છે. આમ સુખ અને દુઃખ બંને ઓતપ્રોત છે. જે સુખનો સ્વીકાર કરે છે તેને દુઃખના ભોગ પણ થવું જ જોઇએ કેમ કે એ બંને અવિભાજ્ય છે. સાંસારિક ઉપાધિ અને સુખદુઃખમાં જે સમાન રહી શકે એ જ સાચો સુખી છે. સત્ય સુખપ્રાપ્તિનો સરળ માર્ગ તો દ્વંદ્વાતીત થવામાં જ છે. અનુકૂળ કે પ્રતિકૂળ વસ્તુઓનો એમાં જરાએ પ્રશ્ન નથી. નિત્ય નિરંતર આત્મસુખમાં ઉન્મત્ત રહો. આત્માનુભવમાં નિમગ્ન રહેશો એટલે કોઇ પણ પદાર્થ તમારા સુખમાં વિક્ષેપ પાડી શકશે નહિ. સુખદુઃખને સમાન મિત્ર ગણનારની આગળ પ્રકૃતિ દાસી બની રહે છે અને સકળ વિશ્વ તેને પ્રણામ કરે છે.

—સ્વામી રામતીર્થ

# શ્રી ભાનુચંદ્રગણિ જીવનવૃત્તાંત

લે૦ સાહિત્યરસિક મુનિશ્રી ચતુરવિજયજી

મોગલસમ્રાટ્પ્રતિબોધક જૈનાચાર્ય શ્રી **વિજયહીરસૂરિ** મહારાજના વિશાલ શિષ્ય-સમુદાયમાં અનેક સમર્થ વિદ્વાનો હતા તે પૈકી શ્રી ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર નામના ગુરુશિષ્યની જોડ પણ સુપ્રસિદ્ધ હતી એમણે રચેલા ગ્રંથો–કાદંબરી વૃત્તિ, વસંતરાજ શકુનવૃત્તિ, વિવેકવિલાસવૃત્તિ, શોભન સ્તુતિ વૃત્તિ, અભિધાન ચિંતામણિ વૃત્તિ વિગેરે એમના પાંડિત્યનો ઠીક પરિચય કરાવે છે વિશેષ માટે જુઓ ચાર ટીકા સાથે મુદ્રિત શોભનમુનિકૃત સ્તુતિચતુર્વિંશતિકાની સંસ્કૃત ભૂમિકા.

એમના જીવનવૃતાંત માટે પ્રયત્ન કરતા શ્રી [1]સિદ્ધિચંદ્રગણિરચિત શ્રી ભાનુચંદ્રગણિ જીવન-ચરિત્ર (સંસ્કૃત) શ્રીયુત મો. દ. દેશાઈને પ્રાપ્ત થયેલ તે ઉપરથી તેમણે સારાંશરૂપ લેખ લખી શ્રી આત્માનંદ શતાબ્દિ સ્મારક ગ્રંથમાં પ્રગટ કરેલ છે. તેમના લખવા પ્રમાણે તેમાં પ્રાય: એમના જીવનની પૂર્વાવસ્થાનો પરિ-ચય નથી ત્યારે મને હાલમાં જ ઉપલબ્ધ થયેલા રાસમાં સ્વર્ગવાસ તિથિ સિવાય સામાન્યત: સર્વ વૃત્તાંત આવી જાય છે આમ કહીયે તો અતિશયોક્તિ નથી.

આ રાસના કર્તા છે સુપ્રસિદ્ધ કવિ **ઋષભદાસ.** એ ખંભાતના વતની શ્રાવક સાંગણના પુત્ર હતા અને શ્રી વિજયહીર-સૂરિ મહારાજાદિના પરમ ભક્ત હતા. તેમના પ્રસાદથી જ કવિત્વશક્તિ પ્રાપ્ત કરી હીરવિજયસૂરિરાસ, કુમારપાલ રાસ, હિત શિક્ષાનો રાસ વિગેરે અનેક રાસો, ચૈત્ય-વંદન, સ્તુતિ વિગેરે રચેલા છે એમના વિશેષ પરિચય માટે જુઓ જૈન ગૂર્જર કવિઓ આદિ ગ્રંથો

પ્રસ્તુત રાસ એક ચોપડામાં વિવિધ વિષય વચ્ચે સુંદર અક્ષરે લખેલ છે દરેક પૃષ્ઠમાં ૧૨ લાઈન છે અને દરેક લાઇનમાં લગભગ એક શ્લોકપ્રમાણ (૩૨) અક્ષરો છે. લખનાર છે શાહ લવજી મોતીચંદ પાલનપુરના રહેવાસી સં. ૧૯૧૯ અશાડ શુદિ ૧૧. રાસનો સાર નીચે મુજબ—

જૈનાચાર્ય શ્રી વિજયહીરસૂરિ મહારાજ રાધનપુરમાં પધાર્યા તે સમયે ત્યાં શ્રેષ્ઠ ઉત્સવ થયો હતો. તે જ પ્રસંગે શ્રી ભાનુચંદ્ર-જીએ બાદશાહ પાસેથી શત્રુંજયનો ફરમાનો મેળવી ત્યાં મોકલ્યો હતો તે પહોંચ્યો અને ભાનુચંદ્રને સમાજમાં વિશેષ પ્રતિષ્ઠા મળી.

સિદ્ધપુરનો રહેવાસી રામો નામે પુણ્ય-વાન શાહ હતો તેની પત્ની રમાદે હતી તેણીએ સ્વપ્નમાં એક દિવસે ગજ (હાથી) જોયો. પૂર્ણ માસે પુત્ર પ્રસવ્યો અને ભાણુજી

---

१ येनाकृति–वसन्तराजविवृती वृत्तिश्च कादम्बरी,
श्रीसारस्वतवृत्तयश्च विवृति काव्यप्रकाशस्य च ।
नाम श्रेणिविवेकपूर्वकविलासप्रंथवृत्ति तथे–
त्यादीन् यो रचयाम्बभार रुचिरान्ग्रंथान् निर्ग्रन्थराट् ॥१०

—सिद्धिचन्द्रकृत भानुचन्द्रचरित्र, सर्ग. १

તરીકે નામસ્થાપના કરી. સાત વર્ષે નિશાળે મૂકયા. ભાણુજીના વડિલ બંધુનું નામ રંગો હતું. દશ વર્ષની અવસ્થા થતાં બંનેને સૂરચંદ્ર પંન્યાસનો યોગ મળ્યો. દેશના સાંભળી વૈરાગ્ય ભાવના પ્રગટ થતાં દીક્ષા અંગીકાર કરી. બન્ને સકલ શાસ્ત્ર ભણી પારંગત થયા. ભાનુચંદ્રને પંન્યાસ પદવી મળી.

ભાનુચંદ્રજીની કૃપાથી શેખને અકબર બાદશાહે ખુશી થઈ સારી જાગીર સોંપી હતી, તેથી ભાનુચંદ્રની પ્રસિદ્ધિ થઇ. જાગીરદાર અને દાનીઆર બન્નેએ ભાનુચંદ્ર પાસે જૈન શાસ્ત્રનો અભ્યાસ કર્યો. અકબરે ભાનુચંદ્રને અવલ દરજ્જાના (પ્રથમ નંબરના) ફકીર ( સાધુ ) તરીકે ઓળખાવ્યા.

એક સમયે અકબર શાહને અસહ્ય મસ્તક વેદના થઈ. ઘણા વૈદ્યોના ઉપચાર કરતા પણ શમી નહી ત્યારે ભાનુચંદ્રને તેડાવ્યા. તેમણે આવી મસ્તકે હાથ મૂકતાં જ આરામ થઇ ગયો. બાદશાહ ખુશ થઇ જૈન શાસન અને જૈન મુનિઓને સત્ય તરીકે સ્વીકાર્યા.

બાદશાહની પીડા શાંત થતાં ઉમરાવો ૫૦૦ ગાયો લાવ્યા. કારણ પૂછતાં ખુશાલીમાં સારી મિજબાની આપવા જણાવ્યું. બાદશાહને વાત રુચી નહીં. ભાનુચંદ્રને બોલાવી સર્વે ગાયો બક્ષીસ આપી અને કંઇ પણ માગણી કરવા કહ્યું, ત્યારે અવસર જોઈ જજીઆવેરો મુક્ત કરવા માંગણી કરી. પાદશાહે ફરમાન લખી આપ્યા.

એક સત્યવાદી ભટ અત્યંત માન કરતો હતો. તેને પાતશાહે ભાનુચંદ્ર સાથે વાદ કરાવ્યો. ત્યાં ભાનુચંદ્રનો જય થયો.

પાતશાહે કાશ્મીર તરફ પ્રયાણ કર્યું. ભાનુચંદ્ર પણ સાથે ગયા. માર્ગમાં દર રવિવારના દિવસે સૂર્યસહસ્રનામ પાતશાહને સંભળાવતા. કાશ્મીર પહોંચ્યા બાદ ૪૦ કોશ સુધી જલથી ભરેલા લંકાજેન નામના તલાવની પાળે પાતશાહે પડાવ કર્યો. રોજ સહસ્ર નામ સાંભળે.

એક દિવસ સૂર્યસહસ્રનામ સંભળાવતાં ભાનુચંદ્રને પુષ્કળ ટાઢ વાઈ. શરીર અકડાઈ ગયું. બાદશાહે અનેક ઉપચાર કરાવતાં સ્વસ્થ થયા અને બાદશાહના પૂછવાથી કહ્યું કે તમારી સાથે અન્ય જે કોઇ આવેલા તેમાંથી કોઇ જાગીર, પરગણા, હાથી, ઘોડા, ગામ અને મુજસફ પદવી વિગેરે મેળવી ફાવી ગયા પણ અમો તો માત્ર ટાઢ જ પામ્યા. અમને હાડોહાડ ટાઢ વાય છે ત્યારે બાદશાહે મુહ માંગો તે આપું એમ પ્રસન્ન થઈ જણાવતાં તેમણે શત્રુંજયની માગણી કરી અને બાદશાહે ફરમાના લખી આપ્યા.

હિમાલયના માર્ગે ચાલતાં ભાનુચંદ્રને પગ વાઉ ફાટી, ચાલી શકાય તેમ ન હતું ત્યારે બાદશાહે હાથી, ઘોડા, પાલખી ઉપર બેસવા કહ્યું. તેના ઉત્તરમાં “ અમારો આચાર નથી, ” એમ જણાવ્યું. તેને લીધે બાદશાહે ત્રણ દિવસ ત્યાં જ પડાવ કર્યો. આરામ થયે ચાલ્યા. મોટી ધામધૂમપૂર્વક લાહોરમાં પ્રવેશ કર્યો. ભાનુચંદ્ર ઉપાશ્રયમાં પધાર્યા. તિહાં અનેક ઉત્તમ કાર્ય કરાવી રૂ. ૨૦ હજારના ખર્ચે નવીન ઉપાશ્રય બંધાવ્યો.

શેખને ઘેર મૂળ નક્ષત્રમાં કન્યાનો જન્મ થયો. જોશી લોકોએ અશુભસૂચક જણાવી જલમાં પધરાવી દેવાની સૂચના આપી, ત્યારે ભાનુચંદ્રને બોલાવી પૂછતાં તેમણે સ્ત્રી-બાલ-

હત્યા કરવાની મનાઈ કરી અને શાંત્યર્થે અષ્ટોત્તરી સ્નાત્ર કરવાની સલાહ આપી. બાદશાહના હુકમથી થાનસિંહ, માનુ કલ્યાણ, માનસિંહ અને કર્મચંદ્ર મંત્રીએ મલી ઉપાશ્રયે અષ્ટોત્તરી સ્નાત્ર આરભ્યુ. લાખ રૂપિયા ખર્ચ્યા સાધુ-સાધ્વીઓ, શ્રાવક-શ્રાવિકા વગેરે આબિલ તપ કર્યું. વિઘ્ન દૂર થયો. જિન શાસનની ઉન્નતિ થઈ પ્રસન્ન થયેલા બાદશાહે શ્રાવકોને પૂછ્યુ કે ભાનુચદ્રને કઇ પદવી છે ? શ્રાવકોએ પન્યાસ હોવાનુ જણાવ્યુ. બાદશાહે હીરસૂરિની પાટે બેસાડવા ઇચ્છા દર્શાવી ત્યારે ભાનુચદ્રે ના કહી. છેવટે હીરસૂરિનો વાસક્ષેપ મગાવી ઉપાધ્યાય પદવી અપાવી. સંઘે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યુ

બાદશાહ બુરહાનપુર ગયા ભાનુચદ્ર સાથે હતા. બુરહાનપુરને લૂટતુ બચાવ્યુ.

દાંતના ગુન્હાથી ભોજરાજ સોનીને બાદશાહે કેદ કર્યો ભાનુચદ્રે મુકાવ્યો. સોનીએ ઉપકાર માન્યો અને ૧૨ ક્રોડ ધન ખર્ચી દેરાસર બધાવ્યુ જ્યા અનેક ભવ્યજનો પૂજાનો લાભ લેવા લાગ્યા. દશ શિષ્યોને દીક્ષા આપી.

ત્યાથી અનુક્રમે આગરે આવ્યા. ત્યાથી જહાગીરને મલી ફરીથી શત્રુંજયના ફરમાન લખાવ્યા.

ત્યાથી શાહપુર ગયાં. ત્યા વીજામતિ સાથે વાદ કરી જય મેળવ્યો એક દેરાસર બધાવ્યુ. પ્રતિષ્ઠા કરાવી સોનાનો કળશ ચઢાવ્યો.

પછી મારવાડમા આવી જાલોરમા ચોમાસુ રહ્યા પ્રતિબોધ પામી ૨૧ જેણે દીક્ષા લીધી એકદર ૮૦ શિષ્ય થયા તેમા ૧૩ પંન્યાસ થયા ઉદેચંદ્ર[1], ભાવચંદ્ર[2], દેવચંદ્ર[3] વિગેરે એક એકથી ચઢિયાતા હતા.

---

૧. એમના શિષ્ય રૂપચદ્રે સં. ૧૬૮૫ મા દડકપ્રકરણ પર સંસ્કૃત અવચૂરિ રચી, એમના શિષ્ય વિશાલચદ્રે દેવકીપાટણમા લખેલી એક પ્રત ભરૂચના શેઠ અનોપચંદ મનુકચદભાઇના ભડારમા છે.

૨ એ સિદ્ધિચદ્રના સહોદર હતા તેના શિષ્ય કનકચંદ, કપુરચંદ, મયાચદ, ભક્તિચદ્ર, ઉદયચદ્ર, ઉત્તમચદ્ર, શિવચદ્ર રાધનપુરમા સં ૧૮૭૪ મા તારગામંડન અજિતનાથ સ્તવન લખ્યુ. (ભરૂચ ભડાર)

૩. એમણે શોભનસ્તુતિ ઉપર સંસ્કૃત ટીકા રચી છે (પ્ર આગમોદયસમિતિ ગ્રથાક ૫૧), ગુજરાતીમા નવતત્ત્વ ચૌપાઇ, શત્રુજયતીર્થ પરિપાટી (સ. ૧૬૯૫), પૃથ્વીચંદ કુમાર રાસ (સ. ૧૬૯૬) રચેલ છે

દેવચદ્રના શિષ્ય વિવેકચદ્ર થયા કે જેમણે સ. ૧૭૦૯ મા ત. વિજયસિહસૂરિની પાદુકા પ્રતિષ્ઠિત કરી છે, જેમા પોતાને ભાનુચદ્રના શિષ્ય જણાવે છે (જુઓ પ્રા જૈ. લે સ પૃ ૩૧૮ ૯, લેખાક. ૫૧૪).

વિવેકચદ્રના શિષ્ય તેજચદ્ર, જિનચંદ્રના શિષ્ય જીવનચદ્રે સ. ૧૭૫૩ મા જ્ઞાનસાગરકૃત સિદ્ધચક્રરાસની પ્રત લખી (જૈ. ગુ ક. ભા. ૧, પૃ. ૭૫)

શોધખોળ કરતાં બીજા પણ નામ નીચે પ્રમાણે ઉપલબ્ધ થાય છે.

(૧) હીરચદ્રગણિએ સ ૧૬૯૪ મા શિરોહીના સઘ સાથે આબૂની યાત્રા કરી તેવો લેખ પ્રાચીન જૈ. લે સ. મા ન ૮૨ મા છે તેમા હીરચદ્રના ગુરુભાઇ કુશલચદ્રગણિ અને અમરચદ્રગણિ જણાવેલ છે. તેમજ પરિવારમાં મુનિ દીપિચદ્ર, રામચદ્ર, જિનચદ્ર જણાવેલ છે.

હીરચદ્રના શિષ્ય ગવિચદ્રે ખભાતમા સ.

સર્વ શિષ્યોમાં મુખ્ય *સિદ્ધિચંદ્ર હતા. તેમણે ખરનપુરમાં બાદશાહનો હુકમ મેળવી ૩૨ ચોરોને તરવારથી મરાતાં બચાવ્યા. જયદાસ નામના

---

૧૭૨૨ માં ઉપાસકદશાંગની પ્રતિ લખી. ( આ. ક. પાલીતાણા ).

જિનચંદ્રના શિષ્ય જિતચંદ્ર, લબ્ધિચંદ્ર, દેવચંદ્ર, ભવાનીચંદ્રના ગુરુભાઈ સોમચંદ્રે ટંકારીયામાં હંસરત્નકૃત શત્રુંજયમહાત્મ્યસારની પ્રત. સં. ૧૬૩૩ માં લખી (પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ), તથા સં. ૧૬૮૫ માં વિવેકવિલાસની પ્રતિ લખી (પી. ૪, પૃ. ૧૧૫), આમાં ભાનુચંદ્રના શિષ્ય લખેલ છે.

(૨) ઋદ્ધિચંદ્ર એમણે વિજયદેવસૂરિના સમયમાં મૃગાંકચરિત્ર (પ્ર. આત્માનંદ સભા—ભાવનગર) રચ્યું કે જેનું સંશોધન તેમના ગુરુભાઇ ઉદયચંદ્રે કરેલું છે.

ઋદ્ધિચંદ્રને પણ લલિતચંદ્ર નામે શિષ્ય હતા તે ઋષિમંડળસ્તોત્ર( મૂળ )ની પ્રતિના પ્રાંતસ્થ નિમ્ન લિખિત ઉલ્લેખથી માલૂમ પડે છે.—

संवत् १७०५ वर्षे मार्गशीर्षसितपञ्चम्यां शनिवासरे। भट्टारकपुरन्दर भट्टारक श्री ११५ श्री विजयदेवसूरीश्वरजीचरणसेवि मुनि भक्तिविजयपठनकृते। महोपाध्याय श्री १७ श्री सकलचन्द्रगणि तच्छिष्य परवादिदलभञ्जन पण्डित श्री १७ श्री सूरचन्द्रगणि तच्छिष्य श्री शत्रुञ्जयकरमोचनाद्यनेकसुकृतकारि महोपाध्याय श्री १०८ श्री भानुचंद्रगणि तच्छिष्य सकलपरवादिगजकेशरी पण्डित श्री १९ ऋद्धिचन्द्रगणिचरणसेवि गणि ललितचंद्रेण लिखितम् । विरमपुरे ।

(૩) સોમચંદ્ર—સં. ૧૬૮૫ ફાગણ શુદિ ૨ સોમવારે શ્રી જિનદત્તસૂરિવિરચિત વિવેકવિલાસની પ્રત લખી ( પ્રો. પીટર્સન રિપોર્ટ, વૉ. ૪, પૃ. ૧૧૫ ).

(૪) સુમતિચંદ્ર—એમના શિષ્ય આનંદચંદ્રના શિષ્ય અમીચંદ્રે સં. ૧૭૪૦માં લખેલી ઉત્તરાધ્યયન સૂત્રની પ્રત શાંતમૂર્તિ મુનિશ્રી હંસવિ. શાસ્ત્રસંગ્રહ (વડોદરા) માં અને સં. ૧૭૪૧મા લખેલી ઉપદેશમાળા પ્રકરણની પ્રત (શ્રી મુ. વિ. સં. શા. સં. છાણીમાં ) છે. (જુઓ પ્રશસ્તિસંગ્રહ ભા. ૨, પ્રત નં. ૯૫૩, ૯૫૬ પૃ. ૨૫૨-૫૩ )

સુમતિચંદ્રના દ્વિતીય શિષ્ય સુજાણચંદના વાચવા માટે સં. ૧૭૨૪ માં અમીચંદગણીએ લખેલી ઋષિમંડળ પ્રકરણની પ્રત મુ. શ્રી. હં. વિ. સં.શા. સં. વડોદરામાં છે ( પ્રશસ્તિ સંગ્રહ નં. ૮૭૮ ).

(૫) લબ્ધિચંદ્ર એમણે રચેલ નવખંડા પાર્શ્વનાથ સ્તવન (કડી ૩૭) પ્રાપ્ય છે. સુરસુંદરી ચોપાઇના અંતે આ પ્રમાણે પુષ્પિકા નજરે પડે છે.

इति सुरसुन्दरी चौपई संपूर्णं । सं. १६७४ वर्षे फाल्गुणसुदि ७ दिने मंगळवारे महोपाध्याय श्री भानुचंद्र गणिशिष्य पण्डित लब्धिचंद्रगणिना लिखिता । साध्वीश्री रूपलक्ष्मी शिष्याणि साध्वी गुणलक्ष्मीवाचनाय समर्पिता ।

* એમણે રચેલા ગ્રન્થો:—

કાદંબરી ઉત્તર ભાગની ટીકા ( પ્ર. નિ. સા. પ્રેસ ), ભક્તામર સ્તોત્ર વૃત્તિ, ( પ્ર. ભી. મા. ), શોભન સ્તુતિ વૃત્તિ ( પ્ર. આ. સ. ગ્રં. ૫૧ ), આ સિવાય ધાતુમંજરી, વાસવદત્તા વૃત્તિ, ( લખ્યા સં. ૧૭૨૨ ), અનેકાર્થ નામમાલા સંગ્રહ વૃત્તિ, ( પ્ર. કાંતિવિજયજી છાણી ભંડાર ), વૃદ્ધ પ્રસ્તાવોક્તિ રત્નાકર, ભક્તામર સ્તોત્ર ટીકા, જિનશતક વૃત્તિ ( રચના સં. ૧૭૧૪ અને લખ્યા સં. ૧૭૧૪ ), ચંદ્રચંદ્રિકા ટીકા પત્ર ૩૪, પ્રાકૃત સુભાષિત સંગ્રહ પત્ર ૨૫, કાવ્યપ્રકાશ ખંડન ( સં. ૧૭૨૨ ) આમાંના ઘણાખરા અપ્રકટ છે, તેની પ્રતો બીજાપુર ભંડારમાં છે. આ ઉપરાંત કાદંબરીનો ગુજરાતી સાર પોતે લખ્યો છે જેની પ્રત પાલણપુરના ભંડારમાં છે.

એમના શિષ્ય સુબુદ્ધિચંદ્રે સં. ૧૭૦૧ આસો વદિ ૨ દિને કપડવંજમાં લખેલી શીલદૂતની પ્રત ભાંડારકર ઇન્સ્ટીટયુટ( પુના )માં છે. અને સં. ૧૬૯૮ માં ભાદ્રવા વદિ ૧૩ દિને વિદ્યાપુર

લાડ વાણીયાને મરાતો બચાવ્યો જહાંગીર અને એ બન્ને સહાધ્યાયી હતા. (સાથે અભ્યાસ કર્યો હતો) વચનચાતુરી, કઠ-કળા અને રૂપમાં પણ સુંદર હતા.

જહાંગીર શાહે હાથી, ઘોડા, ધન, દોલત આપવાની લાલચ બતાવી લઘુ વય હોવાને લીધે યોગ ત્યજી દેવા કહ્યું છતા પણ સિદ્ધિ-ચંદ્ર જરા ય લલચાયા નહી. છેવટે ભય બતાવ્યો તો પણ નિશ્ચલ રહ્યા. જહાંગીર પ્રસન્ન થયો ત્યારે છેવટે સિદ્ધિચંદ્રે કહ્યુ : જો તુ મારા માગ્યા મુજબ આપતો હોય તો ગુરુએ આપેલા વેષને પડાવી ન લે. બાદશાહ ખૂબ ખુશ થયો. પગે પડતો, ગુણ ગાતો વિશેષ રાગી બન્યો.

અહિં ઋષભદાસે રચેલો રાસ પૂર્ણ થાય છે. એના પછી એક ઢાળ અને દુહામાં ગુણગ્રામ વર્ણવે છે. કવિતમા ઓલીયા ગણાવે છે. તેમાં ૧ અકબર બાદશાહ, ૨ ટોડરમલ, ૩ તાનસેન, ૪ બીરબલ, ૫ ખાનાખાન માનસિંહ, ૬ રામદોલત, ૭ હીરવિજયસૂરિ, ૮ અબુલફજલ, ૯ ભાનુચંદ્રનાં નામ ગણાવ્યા છે.

છેવટના દુહામાં ૧ અકબર બાદશાહ, ૨ અબુલ ફજલ, ૩ હીરવિજયસૂરિ, ૪ ભાનુ-ચંદ્ર એ ચાર રત્ન ગણાવી સમાપ્તિ કરી છે.

વચ્ચે કેટલેક સ્થળે પાઠ પડી જવાથી અને અશુદ્ધતા હોવાને કારણે કોઈ બાબત સમજમા નહી આવવાથી રહી ગઇ હોય તો સુજ્ઞ વાચકોએ સુધારી વાચવા અને યોગ્ય લાગે તો મને સૂચના કરવા દરેકને પ્રાર્થના કરી વિરમુ છું.

---

(બીજાપુર)મા લખેલી દીવાલીકલ્પ(ગદ્ય)ની પ્રત પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી સંગ્રહીત શાસ્ત્રસગ્રહ-(વડોદરા)માં સુરક્ષિત છે.

લીમડી ભંડારમા રહેલી પચીસાગરી કથાના અંતે જણાવેલ સિદ્ધિચંદ્ર જો આ જ હોય તો અન્ય શિષ્ય શિષ્યાદિ નીચે બતાવ્યા મુજબ પણ કલ્પી શકાય છે. તે ઉલ્લેખ આ પ્રમાણે—

संवत् १७५९ वर्षे आसो सुदि ९ दिने रविवारे 'समनी' ग्राममध्ये लिखिता महोपाध्याय श्री १०८ श्री सिद्धिचन्द्रगणी शिष्य पंडितश्री ११ श्री अमी-चन्द्रगणिशिष्य पण्डित श्री ५ श्री गुणचन्द्रगणी तच्छिष्य गणि गोविंदचन्द्रेण लिपीकृत स्ववाचनार्थम् ।



# નથી મૃત્યુ વિસરવાનું

( કવાલી )

વિસારી વીરની વાણી, વળો વાટે ભલે ખોટી;
કરો કૃત્યો ભલે કૂડાં, નથી મૃત્યુ વિસરવાનું. ૧
હજારો જીવને મારી, વિનાશી દેહને પાળો;
વિસારી મૃત્યુને કિન્તુ, નથી૦ ૨
વદી વાણી તમે જૂઠી, તુચ્છ તૃષ્ણા ભલે પૂરો;
વખત જ્યારે થશે પૂરો, નથી૦ ૩
પરાઇ ચીજ ચોરીને, ખુશી થઇને અતિ મનમાં;
ભલે મોજો તમે માનો, નથી૦ ૪
વિષયથી આંધળા થઇને, અનીતિના રહી પંથે;
ગણો ના મોતને તોયે, નથી૦ ૫
વધારીને તમે તૃષ્ણા, કરી અન્યાયના કામો;
ભલે લક્ષ્મી કરો ભેગી, નથી૦ ૬
કરીને ક્રોધ નિર્બળને, દુઃખ દઇને ભલે કનડો;
પરંતુ જાણજો સાચું, નથી૦ ૭
અભિમાને રહી માતા, વિનય ને નમ્રતા છોડી;
ગણો સહુને ભલે કોડી, નથી૦ ૮
વિના વસ્તુ થવા મોટા, ભલે સેવો તમે માયા;
ઠગો અંતે ભલે ભોળા, નથી૦ ૯
લોભથી ક્ષોભ પામીને, ધર્મની ભાવના છોડી;
અધર્મે જા ભલે દોડી, નથી૦ ૧૦
કનક ને કામિની રાગી, ભલે થા દેહનો રાગી;
પ્રભુના રાગને ત્યાગી, નથી૦ ૧૧
દ્વેષ ભાવે ભલે માની, સ્વજાતિ જીવને શત્રુ;
અશાતા આપીને હરખો, નથી૦ ૧૨
કલેશ કંકાસથી પરને, ભલે સંતાપ ઉપજાવી;
બનાવો કલેશમય જીવન, નથી૦ ૧૩
અદેખાઇથી બીજા પર, ચઢાવી આળ બહુ કૂડા;
તમે હલકા ભલે પાડો, નથી૦ ૧૪
વિષયની વાસના પોષો, બનાવી બાગ ને બંગલા;
ભલે રામા રમાડીને, નથી૦ ૧૫
પ્રભુની આણમાં રહીને, સહુને મિત્ર સમ માની;
યદિ કરશો ભલું સહુનું, ખરે મૃત્યુ વિસરવાનું. ૧૬

આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી

# ॥ હેમચંદ્રસૂરિજીને પધારવા વિનંતિ ॥

॥ રાગ ભૈરવી, કવાલી ॥

॥ મંગળાચરણ ॥

પધારો હેમચંદ્ર મહારાજ, સમય સોનેરી આવ્યો છે,
વિરાજો ધર્મના ધોરી, દીવાળી દિન મનાવ્યો છે ॥ ૧ ॥

નગરપુર પાટણે આવો, વિમાનો સ્વર્ગના છોડો,
રચેલા જ્ઞાનભંડારો, વિણસતા ફેર રચી જોડો ॥ ૨ ॥

રવિનું કામ રવિ કરશે, અંધારું સર્વદા હરશે;
દીવાળી દીવડા જાગે, અંધારુ [1]માપતું ભાગે ॥ ૩ ॥

દીખાવો કુમારપાળ રાજા, કરુણાવતમાં તાજા,
ઉદાયન મંત્રી મળે સારા, ધર્મના ચંદ્ર ને તારા ॥ ૪ ॥

ધર્મના ધામ હતા સારા, સોનેરી કામ મનહારા
પ્રભુરથ શેરીઓ ફરતા, રવિકર તેજ ઝળહળતા ॥ ૫ ॥

સભાઓ મંડપો સોહે, વિમાનો માનથી મોહે
સભામાં સોહે નરનારી, દેવીઓ દેવ મનહારી ॥ ૬ ॥

પંચાસર પાસ પ્રભુછાયા, સારસ્વત હેમચંદ્ર પાયા
યાચના ક્રાંતિ કરનારી, નિજાતમરામ રમનારી ॥ ૭ ॥



## વધાઈ

॥ રાગ આશાવરી-ભૈરવ ॥

આજ વધાઈ વાગે છે, મહાવીરનું શાસન જાગે છે ॥ ૧ ॥
પંચાસર હરણારી રચના, દેવ મનોહર લાગે છે ॥ ૨ ॥
ગોયમ ગુરુનુ નામ સમરતાં, ઘરઘર ગૌરવ રાગે છે ॥ ૩ ॥
હેમચંદ્રસૂરિ દર્શનથી, જ્ઞાનાર્ણવ ભાગે છે ॥ ૪ ॥
ક્રાંતિવિજય ગુરુ આતમરાજા, દીલે મંગલ માગે છે ॥ ૫ ॥

પ્રવર્તક શ્રી ક્રાંતિવિજયજી મહારાજ

[1] ૧—અમુક પ્રમાણ

# વર્તમાન સમાચાર

## અંબાલા સીટીમાં જયંતિ

ચૈત્ર સુદિ ૧૩ ના શુભ દિવસે ભગવાન શ્રી મહાવીરદેવ જન્મજયંતી હોવાથી ઘણા દિવસો પહેલાં તૈયારીઓ કરવાની શરૂઆત થઇ ગઇ હતી.

ત્રણે સમ્પ્રદાયોએ એકત્ર મળી બાબૂ અજિત-પ્રસાદજી એમ. એ. એલ. એલ. બી.ની અધ્યક્ષતામાં જયંતી ઉજવવામાં આવી હતી.

પ્રથમ ભગત ચાંદનમલજીએ પ્રભુસ્તુતિ કરી, નિર્મળા બેને સંગીત સાથે પ્રભુભજન ગાયું, પ્રોફેસર ચંદ્રકુમારે પ્રસંગોચિત ભાષણ આપ્યું અને પ્રોફેસર લોકચંદ, તથા વકીલ ગુરૂબક્ષરાયે ઉર્દૂ જબાનમાં શ્રી મહાવીરપ્રભુની સ્તુતિ કરી હતી.

આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરિજી મહારાજે સભા અને અધ્યક્ષ સાહેબની વિનંતિને માન આપી વિચારણીય ભાષણ આપ્યું. ભાષણ આપતાં સંસારને અનાદિ સિદ્ધ કરી, ઉત્સર્પિણી અને અવસર્પિણીનું બયાન કેરી દરેક કાળમાં ૨૪–૨૪ તીર્થંકરો થયા છે થાય છે અને થશે. વર્તમાનકાળમાં ચોવીશમા-ચરમ તીર્થંકર શ્રી મહાવીરપ્રભુ થયા છે. એઓની આજે જયંતી ઉજવવા માટે આપણે એકત્રિત થયા છીએ વિગેરે વિવેચન કરી જૈનધર્મનું મહત્વ સમજાવી, ભગવાન શ્રી મહાવીરદેવના જીવનપ્રસંગને આલેખી એમાંથી જૈન અને અજૈન બંધુઓને બોધ લેવા સચોટ ભલામણ કરી હતી.

કોલેજના વિદ્યાર્થીઓને અધ્યક્ષ સાહેબના હાથે ઇનામ આપવામાં આવ્યા પછી અંબાલા છાવણીમાં મુનિ સત્યવિજયજીની આંખનું ઓપરેશન નિઃસ્વાર્થભાવે કરનાર ડોક્ટર બી. એ. શ્રદ્ધને અંબાલા શહેરના સંઘ તરફથી સોનાનો મેડલ અર્પણ કરવામાં આવેલ.

આચાર્યશ્રીને સ્થાનકવાસી સાધુ શ્રી અમરચંદજી આદિ મલ્યા. પરસ્પર સાનંદ વાર્તાલાપ થયો. આ પ્રસંગ પંજાબમાં પહેલવહેલો હોવાથી જનતા ઉપર સારો પ્રભાવ પડ્યો હતો.

## હિસાર ખાતે હજારો ગાયોને મળેલું રક્ષણ

મુંબઇના દાનવીરોની સહાયથી હિસાર(પંજાબ)ની હજારો ગાયોના રક્ષણાર્થે મુંબઇ જીવદયા મંડળીએ કરેલ કાર્યની જાન્યુઆરી આખર સુધીની વીગતો—

એકંદર ૯૫૦૦ ગાયોને રક્ષણ આપવામાં આવ્યું, જેમાંની ૬૫૦૦ ને મવાણી હસ્તિનાપુર જંગલોમાં રાખી, ૨૫૦૦ ને ફેબ્રુઆરી ૧૫ મી સુધી હિસારખાતે ચાર કેમ્પોમાં રાખી, ૮૦૦ ને હિસાર ને સાતરોડ ખાતેના કેમ્પોમાં રાખી, ૧૫૦૦ ને હિસારખાતે છૂટક ચારો આપી રાખી, ૨૦૦ ને ભવાની વગેરે ગૌશાળાને સોંપી.

કેટલાક ગામડામાં સાંઢ ભૂખે મરતાં હોઇ ૧૦૦ સાંઢોને રૂા. ૧૦) ને રૂા. ૫)ના માસિક ખર્ચે કેમ્પમાં રાખ્યા.

મુંબઇ, અમદાવાદ, કરાંચી, પોર્ટસુદાન વિગેરે શહેરમાંથી સારી રકમ મળી છે. રજપુતાના અકાલ સમિતિ તરફથી સારી કીંમતનો ઘાસચારો મળ્યો છે. હંમેશનો રૂા. ૭૦૦)નો ખર્ચ છે. મદદની જરૂર છે.

## સાહિત્યમંદિરનો ઉદ્દઘાટન મહોત્સવ

આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ અને તેઓશ્રીના વિદ્વાન શિષ્યવર્ગની દેખરેખ તથા ઉપદેશથી પાલીતાણાખાતે તૈયાર કરવામાં આવેલ જૈન સાહિલમંદિરનો ઉદ્દઘાટન મહોત્સવ ગત વૈશાક શુદિ ૭ બુધવારના ઉજવવામાં આવતા જ્ઞાનમંદિરના વિશાળ મકાનને ધ્વજ પતાકાથી શણગારવામાં આવેલ, તેમ જ સુંદર રચનાપૂર્વક અઠ્ઠાઇ મહોત્સવ કરવામાં આવ્યો હતો. ઉદ્દઘાટન પ્રસંગે પાલીતાણાના નામદાર દરબાર શ્રી બહાદુરસિંહજી વગેરે અધિકારીવર્ગે ખાસ હાજરી આપી હતી. આ મંદિરને અંગે પ્રભાસપાટણવાળા શેઠ સુંદરજી હરચંદે રૂા. છવીશ હજારની ઉમદા સખાવત કરી છે.

## ઝવેરી સારાભાઈ વાડીલાલનો સ્વર્ગવાસ

અમદાવાદનિવાસી શ્રીયુત સારાભાઇ ઝવેરી થોડા વખતની બિમારી ભોગવી તા ૫-૪-૩૯ બુધવારના રોજ પંચત્વ પામ્યા છે બધુ સારાભાઇ પ્રતિષ્ઠિત પુરુષ હતા ઝવેરાતનો ધંધો મુંબઇમાં કરતા હતા ધર્મશ્રદ્ધાળુ, માયાળુ, સરલહૃદયી હતા આ સભાના ઘણા વખતથી લાઇફમેમ્બર હતા. તેમના સુપુત્રો રતિલાલભાઇ વગેરે બધુઓને દિલાસો આપવા સાથે શ્રીયુત સારાભાઇના પવિત્ર આત્માને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ ઇચ્છીયે છીયે.

## શ્રીયુત પ્રભુદાસ રામચંદનો સ્વર્ગવાસ

ભાઇ પ્રભુદાસ શુમારે પાંસઠ વર્ષની ઉમરે થોડા દિવસોની બિમારી ભોગવી ભાવનગરમા તેમના નિવાસસ્થાનમા તા ૧૧-૪-૩૯ મગળવારના રોજ પંચત્વ પામ્યા છે. ભાઇ પ્રભુદાસ ફોટોગ્રાફરનો ધંધો ઘણા વર્ષોથી કરતા હતા અને શુમારે ત્રીશ વર્ષથી તેઓ અમદાવાદમા નિવાસ કરી ત્યા તે ધધો કરતા હતા. તેઓ ધર્મશ્રદ્ધાળુ, શાંત, સરલહૃદયી અને મિલનસાર હતા જીવનની છેલ્લી ઘડી સુધી ધર્મ આરાધન કર્યું હતું. તેઓ આ સભાના ઘણા વર્ષોથી લાઇફમેમ્બર હોવા સાથે સભા ઉપર અત્યંત પ્રેમ ધરાવતા હતા તેઓના સુપુત્ર ભાઇ રતિલાલને દિલાસો દેવા સાથે તેઓના પવિત્ર આત્માને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ ઇચ્છીયે છીએ.



---

# ગુજરાતી ભાષાંતરના ગ્રંથો.

( મળી શકતા ગ્રંથોનું લીસ્ટ )

| | |
|---|---|
| શ્રી નવતત્ત્વનો સુંદર બોધ | ૦॥= |
| શ્રી જીવવિચાર વૃત્તિ | ૦= |
| શ્રી દંડક વૃત્તિ | ૦॥ |
| શ્રી નય માર્ગદર્શક | ૦॥= |
| શ્રી હંસવિનોદ | ૦॥। |
| કુમાર વિહારશતક | ૧॥ |
| શ્રી જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦॥ |
| શ્રી આત્મવલ્લભ જૈન સ્તવનાવલી | ૦= |
| શ્રી મોક્ષપદ સોપાન | ૦॥। |
| ધર્મબિન્દુ આવૃત્તિ બીજી | ૨) |
| શ્રી પ્રશ્નોત્તરપુષ્પમાળા | ૦॥।= |
| શ્રી શ્રાવકકલ્પતરૂ | ૦= |
| શ્રી આત્મપ્રબોધ | ૨॥ |
| જૈન ગ્રંથ ગાઇડ | ૧) |
| શ્રી નવાણું પ્રકારી પૂજા ( અર્થ સહિત ) | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વસ્વરૂપ સ્તવ | ૦। |
| શ્રી ચંપકમાળા ચરિત્ર | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧) |
| શ્રી પ્રકરણ પુષ્પમાળા ( દ્વિતીય પુષ્પ ) | ૦॥ |
| શ્રી અધ્યાત્મમત પરીક્ષા | ૦। |
| શ્રી ગુરૂગુણમાળા | ૦॥ |
| શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦।– |
| શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦॥ |
| શ્રી ઉપદેશસપ્તતિકા | ૧) |
| શ્રી પંચપરમેષ્ટી ગુણરત્નમાળા | ૧॥ |
| સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧) |
| શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર | ૨) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો | ૨) |
| આદર્શ જૈન સ્ત્રીરત્નો | ૧) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો | ૨॥ |
| શ્રી દાનપ્રદીપ | ૩) |
| શ્રી નવપદજી પૂજા ( અર્થ સહિત ) | ૧। |
| કાવ્યસુધાકર | ૨॥ |
| શ્રી આચારોપદેશ | ૦॥ |
| ધર્મરત્ન પ્રકરણ | ૧) |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર (અર્થસહિત શાસ્ત્રી) | ૧॥। |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર અર્થ સહિત (ગુ.) | ૧। |
| શ્રી આત્મવિશુદ્ધિ | ૦= |
| કુમારપાળપ્રતિબોધ | ૩॥। |
| જૈન નરરત્ન " ભામાશાહ " | ૨) |
| આત્માનંદ સભાની લાયબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ | ૦॥।= |
| શ્રી વિમલનાથ ચરિત્ર | ૧॥। |
| શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર | ૧॥। |
| શ્રી પૃથ્વીકુમાર ચરિત્ર | ૧) |
| ધર્મપરીક્ષા | ૧) |
| શ્રી પ્રભાવક ચરિત્ર | ૨॥ |
| જૈનધર્મ | ૧) |
| શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ અર્થ સહિત | ૦॥= |
| શ્રી સામાયિક સૂત્રાર્થ | ૦)=॥ |
| શ્રીપાળરાજાનો રાસ, સચિત્ર (અર્થ યુક્ત) | ૨) |
| " " " રેશમી પુઠું | ૨॥ |
| સતી સુરસુંદરી ચરિત્ર | ૧॥ |
| સંવેગદ્રુમ કંદલી | ૦। |
| શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર | ૦)= |
| " સોળમો ઉદ્ધાર | ૦। |
| શ્રી વીશસ્થાનક પૂજા અર્થ સહિત | ૦॥। |
| શ્રી તીર્થંકર ચરિત્ર | ૦॥= |
| કલિંગનું યુદ્ધ યાને મહારાજા ખારવેલ | |
| શ્રી મહાવીર જીવનચરિત્ર | ૩) |

લખોઃ—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર.




જ્યેષ્ઠ

૧૯૯૫

∴

અંક ૧૧ મો

પુસ્તક ૩૬ મું




પ્રકાશક-

શ્રી જૈન આત્માનંદ સભા

ભાવનગર.

# વિષય-પરિચય

# આભાર દર્શન



પંન્યાસજી મહારાજશ્રી પ્રીતિવિજયજી ગણિવર

હાલમાં કેટલોક વખત થયા મુબઇની જૈન સમાજની વિનતિને સ્વીકારી મુબઈમા બિરાજમાન છે હાલમાં શ્રી ભગવતી સૂત્રનાં વાચનનો લાભ શ્રી ચતુર્વિધ સંઘ લે છે તેઓના ઉપદેશથી ઘણા શ્રીમાન જૈન બંધુઓ ઘણા ખાતાઓમાં પોતાની સખાવતો કર્યે જાય છે. મહારાજ સાહેબના ઉપદેશથી ગુજરાત કાઠિયાવાડ અને બીજા પ્રાંતોમાથી ધંધાર્થે આવતા જૈન બંધુઓને ખાવાપીવા વિગેરેની સગવડ ન હોય તેવા સીદાતા બંધુઓને એક એક માસની જૈન ભોજનશાળાની ચીઠ્ઠી આપવામાં આવે છે સિવાય સ્વર્ગવાસી મુનિરાજશ્રી કર્પૂરવિજયજી સ્મારક ફંડસમિતિ પણ

તેમના ઉપદેશથી સ્થપાઈ છે. અને જૈન શિક્ષણ સંસ્થા જેવી કે શ્રી મહાવીર વિદ્યાલય, શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમ સોનગઢ, શ્રી સત્ય પ્રકાશ સમિતિ, ચાંદવડ બ્રહ્મચર્યાશ્રમ, જૈન પાઠશાળા મુંબઇ તેમજ સૌરીપુરિ તીર્થ, સીસોદરા જૈન દેરાસર, અયોધ્યાજી તીર્થ, શ્રી રણાસણા જૈન મંદિર વિગેરે જૈન મંદિરોનો ઉદ્ધાર તેમજ ધર્મના અનેક કાર્યો માટે ઉપદેશ આપી ઉપકાર કરી રહ્યા છે. તમામ ખાતાઓમાં હજારો રૂપીયાની સખાવતો તેમના ઉપદેશથી થાય છે. સિવાય તેઓશ્રીના ઉપદેશથી જૈન સ્વામી ભાઈઓના ઉદ્ધારમાં ગુપ્ત સખાવતો આશરે રૂા. ૧૦૦૦૦) ઉપરાંતની થઈ છે.

મહારાજશ્રીનું આ વખતનું ચાતુર્માસ પણ ત્યાંના જૈન સમાજની આગ્રહપૂર્વક વિનંતિથી શ્રી ગોડીજી પાર્શ્વનાથજી મંદિરના ઉપાશ્રયમાં થનાર છે. અને ઉપરની હકીકત ઉપરથી જણાય છે કે પંન્યાસજી મહારાજશ્રીના હાથે આ વખતના ચાતુર્માસ દરમ્યાન પણ વિશેષ ઉપકાર થશે એમ ખાત્રી થાય છે.

શહેર ભાવનગરમાં પંન્યાસજી મહારાજ ચાતુર્માસ કરી ગયા હતા તે વખતે આ સભાની કાર્યવાહી, વ્યવસ્થા અને વહીવટ સભાએ પધારી જોઇને બહુ ખુશી થયા હતા, જે વાત તેઓ-શ્રીના સ્મરણમાં હોઇ પ્રસંગોપાત સભાની કાર્યવાહી માટે પ્રશંસા કરતા હતા જે ઉપરથી તેઓશ્રીના ઉપદેશ અનુસાર શેઠ માણેકલાલ ભાઈ ચુનીલાલ તથા શેઠ રતિલાલભાઈ વાડીલાલ વિગેરે પેટ્રન થવા સાથે પં. મહારાજના ઉપદેશથી જૈન સાહિત્ય પ્રકાશન અને સાહિત્યોદ્ધાર માટે શેઠ માણેકલાલભાઈ ચુનીલાલ તરફથી સારી રકમ મળી છે જે માટે પંન્યાસજી મહારાજનો આ સભા આભાર માને છે.




પુસ્તક ૩૬ મું : આત્મ સં. ૪૩ : વીર સં. ૨૪૬૫ જેઠ :
અંક : ૧૧ મો : આ. શ. સં ૩ : વિક્રમ સં. ૧૯૯૫ જુન :

## માણસામંડન શ્રી નેમિનાથ

### સ્તવન

( રાગ—રખીયાં બધાવો ભૈયા. )

નેમિજિનેશ્વર અમને, શિવસુખ આપો રે—ટેક
હરણાં પર પ્રેમ ધારી, હેતે લીધાં ઉગારી,
જાદવકુળ જાયા જિનજી, શિવસુખ આપો રે. ૧
રાજુલને ત્હારી પહેલાં, વૈરાગી પર સંઘળાં ઘેલાં,
આપની શીતળ છાયા, શિવસુખ આપો રે. ૨
ગિરનાર પર્વત-ધામે, દીક્ષાધારી શુભ ઠામે;
ગુણો વિશ્વે ગવાયા, શિવસુખ આપો રે ૩
"માણુસા" ગામે નીરખ્યા, નીરખીને નયનો હરખ્યાં;
પ્રેમામૃત ભવીને પાયા, શિવસુખ આપો રે ૪
"લક્ષ્મીસાગર" ગુણ ગાયે, હૈયે અજિત સુખ થાયે,
અંતરશત્રુ વિસરાયા, શિવસુખ આપો રે. ૫

મુનિશ્રી લક્ષ્મીસાગરજી

# હસ્તિનાપુરનું સ્તવન

( લાવો લાવોને રાજ મોંઘા મૂલા મોતી—એ દેશી )

ચાલો ચાલોને નાથ, ગજપુર પ્રભુપુર જઇએ;
સુમતિ સુમતિપતિને કહે છે, પાવન પૂરા થઇએ ॥ આંકણી૦ ॥

પ્રભુ આગલ જઇ દુઃખડા કહીએ, પ્રભુ ગુણગણ ગવરાઇએ;
સમય ગયો તે ફેર ન આવે, લાભ ઘણેરો લઇએ ॥૧॥

સેલડી રસથી પારણું કીધું, ઋષભ જિણંદ મહારાજે;
શ્રી શ્રેયાંસકુમારને દ્વારે, જય જયકારે ગાજે ॥૨॥

જિહાં પધાર્યા મલ્લિજિનેશ્વર, સમવસરણ થયું સારું;
મળી પરખદા દ્વાદશ સુંદર, ત્રિભુવન થયું ઉજવાલું ॥૩॥

શાંતિરસનિધિ શાંતિજિનેશ્વર, દેવ ઇહાં અવતરિયા;
વળી કુંથુ અરજિન પતિ જજૈં નમી, જગજન પાવન કરિયા ॥૪॥

એ તીરથની સેવા કરતાં, પ્રભુ સેવક પદ પાવે;
સાચું સેવ પદ પામીને, શિવનગરીમાં જાવે ॥૫॥

ભવોદધિતારક તીરથ કહીએ, તીરથ છાયા રહીએ;
વીરવચન જલધરની વર્ષા, ગંગા યમૂના નહીયે ॥૬॥

પાવન આતમરામ કરીને, પ્રભુને વલ્લભ થઇયે;
નિજગુણ કાંત્યા જળનિધિ જાગે, રૂપારૂપી થઇ જઇયે ॥૭॥

પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ

તેઓશ્રીએ કરેલ સખાવતો જૈન સમાજની જાણ માટે નીચે પ્રમાણે આપવામાં આવે છે.

| | |
|---|---|
| ૧૧૦૦૦) અમદાવાદ પાંજરાપોળમાં | ૨૫૦૦૦) કદંબગિરિ ધર્મશાળા માટે |
| ૧૧૦૦૦) લલ્લુ રાયજી બોર્ડિંગમાં | ૨૫૦૦૦) ધી કૉલેજ ઓફ કોમર્સ અમદાવાદ |
| ૧૧૦૦૦) શ્રી અંબાલા જૈન આત્માનંદ કૉલેજ | ૧૦૦૦૦) શ્રી મહાવીર વિદ્યાલય |
| ૬૦૦૦) અમદાવાદ જીવદયા મંડળીમાં | ૫૦૦૦) અમદાવાદ ભોજનશાળા |
| ૧૦૦૦૦) શ્રી પુસ્તકોદ્ધાર માટે | ૨૫૦૦૦) શ્રી જીર્ણોદ્ધારમાં |
| ૧૩૦૦૦) મુંબઇ જીવદયા મંડળી | ૨૫૦૦) ઘાટકોપર જીવદયા પાંજરાપોળ |
| ૨૫૦૦) ગોકલીબાઈ હાઈસ્કુલ વીરલાપારલા | ૧૦૦૦૦) કારીયાણી જિનમંદિર |
| ૩૧૦૦૦) કદંબગીરી જિનમંદિર | ૨૦૦૦) તલાજા ભાથા ખાતે પરચુરણ |
| ૩૫૦૦) અયોધ્યા જીર્ણોદ્ધાર | ૩૦૦૦) સોનગઢ ચારિત્ર રત્નાશ્રમ |
| ૨૫૦૦) શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ | ૧૫૦૦૦) માંગરોળ જૈન કન્યાશાળા ધાર્મિક ઉદ્યોગ જૈન શિક્ષકશાળા |
| ૧૧૦૦૦) રાજકોટ સત્યાગ્રહમાં | ૧૦૦૦) જૈન ચિત્ર કલ્પદ્રુમ |
| ૧૨૫૦) નવસ્મરણ બુક માટે | ૧૦૦૦) શૌરીપુર તીર્થમાં |
| ૧૦૦૦) ચાંદવડ આશ્રમ | ૩૦૦૦) આ. વિજયમોહનસૂરીશ્વરજી પ્રશિષ્ય બાલ મુનિને ભણાવવા |
| ૫૦૦૦) અમદાવાદ સાબરમતી રાજનગર દહેરાસરમાં | ૨૫૦૦) પાવાગઢ નાયકાશ્રમ |
| ૧૫૦૦) મુંબઈ વર્ધમાન તપ ખાતામાં | ૮૪૦૦) શ્રી વર્ધમાન જૈન આગમમંદિર પાલીતાણા |
| ૧૦૦૦) શ્રી મહિલા સમાજ મુંબઇ | ૧૦૦૦) શ્રી જૈન એજ્યુકેશન બોર્ડમાં |
| ૧૫૦૦) આણંદ સ્ટેશન બોર્ડીંગ દેરાસર માટે | ૩૦૦૦) શ્રી જૈન આત્માનંદ સભા સીરીઝના |
| ૫૦૦) શ્રી જૈન આત્માનંદ સભામાં પેટ્રન માટે | ૫૦૦૦) શ્રી ભગવતી સૂત્ર વાંચન તથા પાસખાતામાં તથા છેદસૂત્ર લખાવવામાં |
| ૨૦૦૦) ઘોઘા હાઇસ્કુલ | ૫૦૦) એક જૈન ગૃહસ્થને |
| ૫૦૦) શ્રી કર્પૂર સ્મારક સમિતિ | ૫૦૦) જૈન સત્ય પ્રકાશ |
| ૫૦૦) સીસોદરા જૈન દેરાસર | ૩૫૦) ષોડશક પ્રકરણ ગ્રંથ ભાષાંતર |
| ૨૫૦) સુરતના એક ગૃહસ્થને | ૧૫૦) સુરતના એક ગૃહસ્થને |
| ૩૦૧) કુમારપાળ દેહરાસર રણાસર | ૨૦૧) કર્પૂરવિજયજી પાઠશાળા સમૌ |
| ૫૦૦) મુનિ શ્રી હર્ષવિજયજી ગુરૂ પાદુકા ખેડામાં | ૨૦૦) કારીયાણી તરફ ધર્મશાળામાં |
| ૨૫૦) રાધનપુર તરફ એક ગામડામાં ઉપાશ્રય | ૨૦૦) મહેતપુર પાઠશાળા, તેમજ માળવામાં પાંચ પાઠશાળાને માસિક રૂા. ૫૦ ચાલુ છે. |
| ૫૦૦) ધાંગધ્રા ઉપાશ્રય | ૫૦૦) જૈન ધર્મ પ્રસારક સભા પેટ્રન |
| ૧૫૧) અગિયારી જૈન દહેરાસર | |

આ સિવાય પરચુરણ નાની સખાવતો આશરે લગભગ રૂા. ત્રણ ચાર લાખની છે.

## श्रेष्ठिवर्य माणेकलाल सुगुणाष्टकम् ॥

चुन्नीलालसुपुत्रराजनगरालंकारभूतो धनी ।
श्रीमान् माणकलालसुंदरमना औदार्यदानग्रणीः ॥
प्राप्ता येन सुदुर्लभाऽत्र पदवी श्रीशंकराचार्यतो ।
विश्वेऽस्मिन् सकले गुणेन च तथा ख्यातो दयावारिधिः ॥१॥
अहम्मदावाद इति प्रसिद्धा, सुशोभिता गुर्जरराजधानी ॥
स्वकीयवासेन तथैव तस्या, श्रीनागजी भूधरनाम रथ्या । २ ॥
कृत्वा निवासः पुरि मोहमय्या, द्रव्यं स्वबुद्ध्या समुपार्ज्य भूरि ॥
उदारवृत्त्या खलु रूप्यकाणा, दत्तानि दानानि बहूनि तेन ॥३॥ युग्मम्॥
आत्मश्रेयार्थे कृतस्य व्ययस्य, सप्ताष्टौ लक्षाणि जातानि सन्ति ॥
दानं प्राप्याऽनन्तपुण्याश्च जाता, मुख्याः संस्थास्ता अहं दर्शयामि ॥४॥
सद्बोधं श्रीनेमिसूरीश्वराणा, पूज्यानां द्राक् प्राप्य तीर्थे कदम्बे ॥
कार्याणीग्रामे तथाऽऽनन्दचैत्ये, सोंगीपुर्यां तीर्थे तालध्वजे च ॥ ५ ॥
अयोध्यानगर्यां शुभे तीर्थधाम्नि, महावीरविद्यालये मोहमय्याम् ॥
कदम्बे गिरौ धर्मशालाकृता च, तथा राजकोटस्य सत्याग्रहार्थे ॥६॥
आत्मानन्द इति प्रसिद्धसुमहाविद्यालये नूतने ।
श्रीमद्वल्लभसूरिसद्वचनतोऽम्बालापुरे सुन्दरे ॥
तद्वज्जैनपुरे सुराजनगरे विद्यालये शोभने ।
जैनानां हितकारी भोजनगृहे दत्तं हिरण्यं घनं ॥ ७ ॥
पंन्यासप्रीतिविजयमहाराजसद्बोधतोऽयं ।
नैरन्तर्यं प्रचुरतरजैनीयकार्येऽग्रगामी ॥
भूत्वा लक्ष्मीवितरणतया लब्धकीर्तिर्दयालुः ।
सर्वत्राऽसौ सुजयविजयं लभ्यतां पुण्यमूर्तिः ॥ ८ ॥

मास्तर विजयचन्द मोहनलाल शाह.

[ ધર્મશર્માભ્યુદય મહાકાવ્ય ]

# જંબૂદ્વીપવર્ણન

નમશ્લોકી અનુવાદ (સટીક)

( ગતાંક પૃષ્ઠ ૨૦૭ થી ચાલુ )

ઉપજાતિ

છે પૃથ્વીમાંહી દ્વીપ જંબૂ નામ, હરાવતો કાંતિથી સ્વર્ગધામ;
જે વૃદ્ધ લક્ષ્મીથી દ્વીપાન્તરોની, મધ્યે છતાં શું ઉપરે રહ્યોની! (૩૨)

જેના વિદેહાદિક ક્ષેત્રખંડ, નીચે રહ્યો શેષ વિશાલ દંડ;
ને કર્ણિકા રુકમ,—સુહાય એવો, જે અબ્ધિમાં પદ્મ શ્રી-સદ્મ જેવો. (૩૩)

" જે કો દ્વીપોમાં હું સતે સગર્વ, તે આવી જાઓ મુજ અગ્ર સર્વ; "
એમ ગ્રહો-કંકણ યુક્ત જાણે, ઊંચો કરે જે કર મેરુ બ્હાને! (૩૪)

" સંસાર અંધાર વિષે અનંતા, જુઓ! ચતુર્વર્ગ ફલો સુમંતા! "
જે એમ ધારે દ્વીપ ચાર જાણે! બે બે રવિ ને શશિના જ બ્હાને (૩૫)

---

૩૨. પૃથ્વીતલ પર જંબૂ નામનો દ્વીપ છે જે કાંતિવડે કરીને સ્વર્ગલોકનો જય કરે છે, અને જે વૃદ્ધિ પામેલી લક્ષ્મીવડે કરીને, દ્વીપાન્તરોની મધ્યે રહ્યો છતાં તેમની ઉપર રહ્યો હોયની! એમ જણાય છે.

પૂર્વાર્ધમાં વ્યતિરેક સૂચવ્યો છેઃ ઉત્તરાર્ધમા **વિરોધાભાસ** છે. જે મધ્યે રહ્યો હોય તે ઉપર કેમ હોઇ શકે? એ વિરોધનો પરિહાર, ચઢીયાતો એ અર્થમા લેવાથી થાય છે.

૩૩. જેના વિદેહ આદિ ક્ષેત્રખંડ (ક્ષેત્રરૂપ દળ) નીચે શેષનાગરૂપ વિશાલ દંડ છે, અને રુકમાચલ (મેરુ)રૂપ જેની કર્ણિકા છે, એવો તે જબૂદ્વીપ, સાગરમા લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ પદ્મ સમો શોભે છે. **રૂપક અલંકાર.**

૩૪. " હું હોવા છતા, સર્વ દ્વીપોને વિષે જે કોઇ ગર્વ ધરાવતા હોય, તે સર્વ મ્હારી આગળ આવી જાઓ!"—એમ જંબૂદ્વીપ, મેરુપર્વતના બ્હાને, ગ્રહોરૂપ કંકણવાળો હાથ ઊંચો કરીને જાણે પડકારે છે!

આ મેરુ નહિ પણ કર-હાથ, એમ અત્ર છલ-વ્યાજરૂપ **અનુપતિથી** અનુમાપિત થયેલો ઉત્પ્રેક્ષા અલંકાર છે.

૩૫. " હે સત્પુરુષો! આ સંસારાધકારમાં તમે ચતુર્વર્ગના આ પ્રગટ ફલ જુઓ! "—એમ જે જંબૂદ્વીપ, બે બે સૂર્ય અને બે બે ચંદ્રના બ્હાને, જાણે ચાર દીપ ધરી રહ્યો છે.

ચારે પુરુષાર્થની અત્ર સિદ્ધિ સાંપડે છે એને ઉદ્દેશીને આ ઉત્પ્રેક્ષા છે.

ફણીંદ્રના શીર્ષની મૈત્રી પામી, જે ગોળમાં છત્રદ્યુતિ જ જામી;
જ્વલંત ત્યાં કાંચન કુંભકેરી, કાંતિ કંઇ કાંચન અદ્રિ ધારે ! (૩૬)
" જો ભાતું સમ્યક્ત્વનું થાય પ્રાપ્ત, સીધો જ તો આંહિંથી મોક્ષમાર્ગ; "
જે લોકમાં એમ વદી રહ્યોની ! સંજ્ઞા કરી મેરુ-કરાંગુલીની. (૩૭)
અંકે સૂતેલી શ્રીતણા લસંત, કુંકુમ-પંકે પીત વર્ણવંત;
ફણીશ ભેદી ભૂમિ, બ્હાર વાયુ, પીવા ઊઠયો શું ! જહિં મેરુ એવો. (૩૮)
દીપે જ્યું પર્યંત પડે પતંગ, તે દ્વીપમાં અંબર તો દીસંત;
શૃંગસ્થ મેઘાંજનને જ લેવા, જાણે દીધું ઉપર પાત્ર એવું ! (૩૯)
બે સ્થૂલ ચક્રો સમ સ્વર્ગ-પૃથ્વી, મધ્યે સ્થિતિ જે યશસ્વી;
ધ્રુવમંડલ શ્રી યુગ શી ધરંતો, રથાક્ષ શો ઊર્ધ્વ અહો ! દીસંતો. (૪૦)

[ અપૂર્ણ ]

ભગવાનદાસ મનસુખભાઇ મહેતા.

૩૬. શેષનાગના મસ્તકની મૈત્રી-સાહચર્ય પામવાથી જે ગોળાકાર જંબૂદ્વીપમાં છત્રની શોભા જામી રહી છે ( જે છત્રાકાર લાગે છે ); અને તેમાં કાંચનાદ્રિ ( મેરુ ) ઝળહળતાં સુવર્ણકુંભની કંઇ અનિર્વચનીય ( કહી ન શકાય એવી ) કાંતિ ધારણ કરે છે !—અત્ર તદ્‌ગુણ અલંકાર છે.

" स्वमुत्सृज्य गुणं योगादत्युज्ज्वलगुणस्य यत् ।
वस्तु तद्‌गुणतामेति, भण्यते स तु तद्‌गुणः ॥ " કાવ્યપ્રકાશ.

૩૭. " જો સમ્યક્ત્વનું ભાતું પ્રાપ્ત થાય, તો અહીંથી મોક્ષમાર્ગ સીધો જ છે, "—એમ જંબૂદ્વીપ, મેરુરૂપ આંગળીની સંજ્ઞાવડે જાણે લોકમાં પોકારી રહ્યો છે ! ઉત્પ્રેક્ષા અલંકાર.

૩૮. ઉત્સંગમાં સૂતેલી શ્રીદેવીના કુંકુમ પંકવડે પીળા વર્ણવાળો શેષનાગ જાણે પૃથ્વી ભેદીને બ્હાર વાયુપાન કરવા ઊઠયો હોયની ! એવો મેરુપર્વત જે જંબૂદ્વીપને વિષે આવી રહ્યો છે. ઉત્પ્રેક્ષા અલંકાર.

૩૯. દીપની જેમ, જ્યાં પર્યંતે પતંગ ( અથવા સૂર્ય ) પડે છે, એવા તે જંબૂદ્વીપમાં આકાશ કેવું ભાસે છે તે માટે અત્ર ઉત્પ્રેક્ષા કરે છેઃ શિખર પર રહેલા મેઘરૂપ અંજનને સંગ્રહવા જાણે ઉપર પાત્ર-કચોળું ધરી રાખ્યું હોયની ! એવું તે ( આકાશ ) જણાય છે.

{ પતંગઃ શ્લેષઃ સૂર્ય અથવા પતંગીયું.
{ શૃંગસ્થઃ શ્લેષઃ ગિરિશિખર, અથવા દીપશિખા પર રહેલ.

અહીં જંબૂદ્વીપને દીપની ઉપમા આપી છે. સામ્ય આ પ્રમાણે ઘટાવવુંઃ—જંબૂદ્વીપ-દીપ. સૂર્ય-પતંગ. મેરુ-દીપશિખા. મેઘ-અંજન. આકાશ-પાત્ર ( અંજન સંગ્રહવા ) (શ્રૃંગસ્થ)

૪૦. બે સ્થૂલ ચક્રો સમા સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે સ્થિતિ કરતો અને ધ્રુવમંડલરૂપ યુગ-ધોંસરું ધરાવતો એવો જે જંબૂદ્વીપ રથના અક્ષ જેવો દીસે છે. ઉપમા.

## આનંદજનક સમાચાર

## નવા પેટ્રન સાહેબનો વધારો



વકીલ નાનાલાલ હરિચંદ

ભાઇ નાનાલાલ વડેરે ભાવનગરના પ્રખ્યાત વકીલ હરિચંદ નથુભાઇના સુપુત્ર છે આ સભાના સ્થાપક મૂળપુરુષ વકીલ મૂળચંદ નથુભાઇ અને હરિચંદ નથુભાઇ હતા. ભાઇ હરિચંદ નથુભાઇ બેરીસ્ટર-એટ-લોના પુત્ર ભાઇ નાનાલાલ સામાન્ય સ્થિતિમાં ઉછરી ધંધાર્થે મુંબઇ ગયા અને વકીલાતથી દ્રવ્યોપાર્જન કરતા આર્થિક સ્થિતિ સારી થતા ધંધો છોડી દીધો. દરમ્યાનમાં પ્રતિષ્ઠા-જીર્ણોદ્ધાર વિગેરે કાર્યોમાં યથાશક્તિ ખર્ચ કરે જતા હતા અને ધંધો છોડી નિવૃત્તિપરાયણ થતા ધર્મની સેવા કરવાની ઇચ્છા થઇ અને તેવી ઇચ્છા થતા અયોધ્યા તીર્થના ઉદ્ધારનું કાર્ય પોતાના હાથમાં લઇ, વારંવાર જાતિ દેખરેખ માટે ત્યાં જવા લાગ્યા. હાલમાં મુંબઇમાં ગોડીજી પાર્શ્વનાથ મંદિરના તેઓ મેનેજીંગ ટ્રસ્ટી છે અને ત્યાં પણ તેમના દિવસનો ઘણો ભાગ વહીવટ તપાસવા વિગેરેમાં આપી સેવા કરે છે. આ સભાના મૂળ સ્થાપક પોતાના પિતા અને વડીલ હતા તેથી હાલમાં તેઓ આ સભાના પેટ્રન (મુરબ્બી) થયા છે જે માટે આ સભા પોતાનો આનંદ જાહેર કરે છે.

# ધાર્મિક વિધિ-વિધાન.

લેખક—ચોકસી.

**ધર્મકરણી** એવી અલૌકિક વસ્તુ છે કે જેની જરૂરીયાત પ્રત્યેક યુગમા રહે છે કોઇ જમાનો એવો નથી આવ્યો કે નથી આવવાનો કે જે વેળા માનવી એ વિના ચલાવી શકવાનો. અલબત્ત, દેશ-કાળની અન્તરથી તેમ જ બાળ, યુવક કે વૃદ્ધના ભેદથી એની વ્યાખ્યાના સ્વરૂપ ફરતા રહેવાના. ધર્મ શબ્દનો અર્થ જે ભાવમા થવાનો એને લગની ક્રિયાને ધર્મકરણી તરીકે ઓળખાવાની

દરેક સંપ્રદાયમા કઇ ને કઇ કરણી બતાવવામા આવેલી જ છે એ ઉપરથી સહજ તારવી શકાય કે એકલુ જ્ઞાન કાર્યસિદ્ધિ માટે પર્યાપ્ત નથી એન્જીનીયરની ઊંચી પરીક્ષા પાસ કરનાર મશીનરીના ભેદ-પ્રભેદ કે એના ભિન્ન ભિન્ન ભાગોના વર્ણનનો સંપૂર્ણ અભ્યાસી હોય, છતા જે મશીનરીને ફેરવી ન જાણતો હોય, કિંવા અટકી પડેલ યંત્રને સુધારી ન શકતો હોય તો કેવળ ઉત્તીર્ણ થવાનો કઇ જ અર્થ નથી અભ્યાસ પાછળ અનુભવની જરૂર છે જ હેતુ વિનાના આચાર કે વર્તન વિનાનુ અધ્યયન એ અધૂરા છે- આંધળા ને પાંગળાની ઉપમાને યોગ્ય છે

ચોતરફ નજર કરો તો ક્રિયાની ધમાલ જબરી જણાશે પણ એ પાછળ ઊંડી તપાસ કરતા મોટા ભાગે તો પરિણામ 'પીછેને ચલી આતી હૈ' જેવુ જ જણાશે આ જૂનવાણી સમાજની વાત થઇ પણ જે વર્ગ પોતાને સુધારક માને છે, નવીન વિચાર અને નવીન ભાવનાથી તરબોળ ગણે છે ત્યા પણ ઘણુ ખરુ ઉપર જેવુ જ જોવાય છે! ફેર માત્ર એટલો જ કે ક્રિયાને બદલે જ્ઞાનનો આડંબર વધુ ભરવાના વારના વારા પણ ફાડવાનો તણુ પણ નહી! ધમાલને સ્થાને સાવ શુષ્કતા!

એક જ સીક્કાની ઉભય બાજુઓ સમા-એક જ સમાજના આ જુદી દિશામાં જઇ રહેલા અંગોને સાંકળનાર તત્ત્વની આવશ્યકતા ઓછી નથી જ એ સારુ ખંતથી પ્રયાસ કરવાની અગત્ય છે. આપણી વિધિઓમા રહેલ રહસ્યને પિછાનવાનો યુગ આરંભાઈ ચૂક્યો છે. એના પર અજ્ઞાનતાથી બાઝેલા, જાળા-ઝાંખરા ખંખેરી નાખવા કટિબદ્ધ થવાનુ છે, તો જ વિજ્ઞાન યુગના સંતાનો એમા રસ લેતા થશે. સાથોસાથ એ સંતાનોને કહી દઇએ કે જે વિજ્ઞાનની તમો વાતો કરો છો તે માત્ર એકાદા તત્ત્વવેત્તાના મગજનો વિષય રહ્યો હોત તો એની દશા આજે છે તે ન જ હોત. મગજમાથી એ વિષય પ્રયોગમા ઉતર્યો ત્યારે જ આજે આમવર્ગને ભોગ્ય બન્યો આ મહત્ત્વનો મુદ્દો ઘડીભર પણ વિસ્મૃત થવો ઘટે

આ ભૂમિકા પછી આગળ વધતા સહજ જણાશે કે દરેક પ્રકારનુ વિધાન એ દેવ-ગુરુની પ્રશસ્તિ સારુ કે દુનિયાના છબીઓમાં આડંબરના વાજા વગાડવા સારુ નથી ઉપજેલાયુ. એ પાછળ આત્મસાક્ષાત્કારનો ઝાઝો મહત્ત્વનો ભાગ ભજવે છે. જે કરણી સુષુપ્ત એવા આત્માને જાગૃત નથી કરી શકતી અગર તો

જેમાં 'અચરે અચરે રામ' સિવાય કંઇ બીજી ઉત્તેજના નથી, એના મૂલ્ય અંકાય જ શી રીતે ? એનો ફલિતાર્થ એ આવ્યો કે પ્રાતઃકાળથી માંડી સંથારો કરતાં સુધીની દરેક ક્રિયા અથવા તો પ્રતિક્રમણથી લઈ પૌષધ સુધીનું દરેક આચરણ આત્માની વર્તમાન દશામાંથી આગળ નિકળી પ્રગતિના પારાને કઇ ડીગ્રી સુધી લઇ જાય છે એ જાણવું-જોવું -એ ખાસ આવશ્યક છે. વર્ષો સુધી નવ અંગે ટપકા કરનારા અને ' જળ ભરી સંપુટ પત્રમાં 'વાળા દુહાઓનું અહર્નિશ રટણ કરનાર શ્રાવક જો 'વીતરાગ'નું સ્વરૂપ સરખું ન સમજતો હોય કિંવા 'પૂજન' પાછળ રહેલો આશય અવધારી શકતો ન હોય તો સાચે જ મેરુપર્વત જેટલા ઓઘા-મુહપત્તિના ઉદાહરણને યાદ કરવું પડે.

તેવી જ રીતે પ્રતિદિન રાગ-તાલ ને વાજીંત્રના ઉમદાં મેળથી ' તુજને લાખો પ્રમાણુ ' લલકારનાર કે ' ઋષભ જિણંદ શું પ્રીતડી ' ગાનાર ભક્ત સ્તવન અંગેના હેતુમાં ઊંડો ન ઉતરે તો એ કેવળ કંઠશોષ જ કહેવાય. પ્રસ્તુત ચર્ચા પરથી જ તારવણી કરીએ તો સહજ જણાશે કે આપણી ચાલુ કરણીઓને પુનઃ ચકાસી જોવાની જરૂર છે. એ સંબંધેનું આપણું મંતવ્ય કે એ માટેનો આપણો ખ્યાલ વાસ્તવિક છે કે કેમ એ તપાસી જોયા વિના ખરો આનંદ નહીં પેદા થઇ શકે.

દિ' ઊગ્યે રાગ-રાગિણી વધતાં જાય છે એટલે જાતજાતના સ્તવનો રચાતા આવે છે. સામગ્રીઓ વધી પડી છે એટલે આંગી-રચનામાં નવું નવું જોવાનું મળે છે. આ સ્થિતિથી આનંદ ઉભરાવો ઘટે પણ એ શક્ય ત્યારે જ બને કે ઉપર મુજબ એ પાછળનો ભાવ જીવંત દશા ભોગવતો હોય. એ માટે શ્રીમદ્ આનંદઘનજીના સ્તવનો પારાશીશીની ગરજ સારે તેવા છે. એમાં સ્તુતિ સાથે તત્ત્વનું પીરસણુ છે. પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનમાં એનો સવિચારો લઈ અવલોકન કરી શકે છે. એક રીતે કહીએ તો એ યોગિરાજે સ્તવન રૂપે જ્ઞાન-પૂર્વકની કરણી કેવી હોય એનું નવનીત કાઢી આંખો સામે મૂક્યું છે. જ્યાં લગી એને યથાર્થ રીતે પી જવાનું સામર્થ્ય પ્રાપ્ત નહીં કરીએ ત્યાં લગી આપણી સ્થિતિ ઉપાધ્યાયજી મહારાજના શ્લોક મુજબ ' तिलपिलक बळद ' વત્ અર્થાત ઘાંચીના બેલ જેવી જ રહેવાની છે. થોડું કરવું પણ સમજીને કરવું એ જ્ઞાની પુરુષોની વારંવાર અપાયેલી ચેતવણી છે, છતાં આજે એ વાત ભૂલી આપણે ઘણું કરવામાં આકંઠ બૂડ્યા છીએ. નતિજો એ આવ્યો છે કે આપણે એકેમાં શુદ્ધતા, યથાર્થતા કે સરખાઇ નથી જાળવી શક્યા. એકાદ તટસ્થ વૃત્તિવાળા માણસોનું કમીશન નિમાય અને એ આપણા વિધિ-વિધાનનો રિપોર્ટ એકઠો કરે તો મૂળને છોડીને આપણે ડાળ-પાંખડાને વળગ્યા છીએ કે તેથી પણ આગળ વધી ગયા છે એમ જરૂર એમાં નોંધ લેવાય. આપણી કેટલીક ક્રિયાઓમાં શોભાના નામે-બાળજીવોના આનંદના નામે-આડંબર અને ભભકાના નામે-આપણા મહત્ત્વના સિદ્ધાંતનો નાશ થઈ રહ્યો છે એ પણ આપણને સમજાતું નથી. એક તરફ જીવપણું માનવું અને બીજી તરફ એવી ક્રિયા કરવી કે એ જીવત્વનો સર્વનાશ થાય. એવી અસંગતતા ચાલી જ કેમ શકે ? અજ્ઞાન

# શ્રી શ્રુતજ્ઞાન

લેખક : શાસનપ્રભાવક શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી, પ્રશિષ્ય
પં. ધર્મવિજયજી ગણિ

( ગતાંક પૃષ્ઠ ૨૨૪ થી શરૂ )

## અનક્ષરશ્રુત—

શ્રી શ્રુતજ્ઞાનના અક્ષરશ્રુતાદિ ચૌદ ભેદો પૈકી કાંઇક વિસ્તારથી પ્રથમ ભેદનું વિવેચન અત્યાર સુધી કરવામાં આવ્યું. હવે અક્ષર શ્રુતરૂપ પ્રથમ ભેદના પ્રતિપક્ષિ 'અનક્ષર-શ્રુત' નામના બીજા ભેદનુ વર્ણન કરવામા આવે છે:—'अविद्यमानमक्षरं यस्मिन् तदन-क्षरम्' એ વ્યુત્પત્તિ મુજબ અઢાર પ્રકારની બ્રાહ્મી વિગેરે લિપિમાંથી કોઈપણ લિપિ સબંધી અક્ષર જે અવબોધમાં કારણભૂત ન હોય, કિંતુ છીંક, બગાસું, ઉધરસ, ઓડકાર, માથું ધુણાવવું, હસ્ત-પાદાદિકની ચેષ્ટાઓ કરવી, અથવા તો ગોવાળીયાના છોકરાઓ ગાય-ભેંસ વિગેરે ઢોરો ચારતી વખતે 'ડક્ડ ડક્ડ' ઇત્યાદિ જે અવ્યક્ત સંજ્ઞાઓ કરે છે તેવી કોઇપણ વ્યક્ત અક્ષ-રાત્મક ઉચ્ચાર સિવાય લૌકિક કિંવા સાંકે-તિક સંજ્ઞાઓથી જે અવબોધ થાય છે તે 'અનક્ષરશ્રુત' કહેવાય છે વ્યવહારમા કોઈ કોઇ પ્રસંગે મસ્તક ઊંચું નીચુ ધુણાવી અમુક કાર્યમાં સંમતિ જણાવાય છે, તીરછું ધુણાવવાથી નિષેધ વ્યક્ત કરાય છે, હાથની અમુક પ્રકારની ચેષ્ટાથી અમુક પ્રકારનું જ્ઞાન અન્ય વ્યક્તિને તુર્ત થતું જોવાય છે આ બધા ય 'અનક્ષરશ્રુત'ના પ્રકારો છે

## સંજ્ઞિશ્રુત—

संज्ञा अस्यास्तीति संज्ञी, संज्ञिन. श्रुतम्— संज्ञिश्रुतम्, અર્થાત્ જેને સંજ્ઞા છે તે સંજ્ઞિ ગણાય અને એ સંજ્ઞિનું શ્રુત તે સંજ્ઞિશ્રુત કહેવાય. **શંકા**:—એકેન્દ્રિયથી લઇને સંજ્ઞિ-પંચેન્દ્રિય પર્યંત સર્વ જીવો આહારાદિ સંજ્ઞાઓવાળા અવશ્ય હોય છે, એ આહા-રાદિ ચાર સંજ્ઞાઓની અપેક્ષાએ કોઇપણ જીવ સંજ્ઞા વિનાનો છે જ નહિ, એટલે કે એ સંજ્ઞાઓની અપેક્ષાએ સર્વ જીવો સંજ્ઞિ માનવા પડશે અને જો એ પ્રમાણે બધાયને સંજ્ઞિ માનવામાં આવે તો સંજ્ઞિશ્રુત-અસં-જ્ઞિશ્રુત એવા બે ભેદો શાસ્ત્રમાં જે પ્રતિ-પાદન કરેલા છે તે શી રીતે ઘટી શકશે? **સમાધાનઃ**—સંસારી સર્વે પ્રાણીઓને આહા-રાદિ ચાર સંજ્ઞાઓ તો અવશ્ય હોય છે, એ સંજ્ઞાઓવડે આ પ્રસ્તુત અધિકારમાં સંજ્ઞિ-અસંજ્ઞિના વિભાગો કરવાના નથી, પરંતુ હેતુવાદોપદેશિકી, દીર્ઘકાલિકી અને દૃષ્ટિવાદોપદેશિકી નામની જે ત્રણ સંજ્ઞાઓ છે તે દ્વારા સંજ્ઞિ-અસંજ્ઞિના વિભાગો પ્રસ્તુત

---

હોય તો ખંખેરી નાખવુ ઘટે અને એ પાછળ ભક્તનુ ઓઠું હોય તો એ ત્યજી દેવુ જોઇએ. આવી કેટલીયે બાબતો પર અજવાળું પાડનાર આધ્યાત્મિક-ગીતા સમાન શ્રીમદ્ આનંદઘનજીના સ્તવનો–એમાં રહેલા મુદ્રા-લેખો ક્રમશઃ વિચારીશું. જૂના ને નવા સૌ કોઇને એમાંથી પ્રેરણા મળે તેમ છે એ સંબંધમાં વધુ બીજા પ્રસંગે. [ ચાલુ

પ્રકરણમાં લેવાના છે. જે જીવો ભૂત-ભવિષ્યના દીર્ઘ વિચાર વિના પણ વર્તમાન ઇષ્ટમાં પ્રવૃત્તિ અને અનિષ્ટમાં નિવૃત્તિ કરનારા હોય છે, તે બેઇન્દ્રિયથી પ્રારંભી અસંજ્ઞિ પંચેન્દ્રિય સુધીના જીવો **'હેતુવાદોપદેશિકી'** સંજ્ઞાવાળા કહેવાય છે. એકેન્દ્રિય જીવોને આ તેમજ આગળ કહેવામાં આવતી સંજ્ઞાઓ નથી, કારણ કે તેઓ સ્થાવર હોવાથી ઇષ્ટમાં પ્રવૃત્તિ કે અનિષ્ટમાં નિવૃત્તિ કરી શકતા નથી.

જે જીવો ભૂત, ભવિષ્ય અને વર્તમાન-એ ત્રણે કાળ સંબંધી સારો કિંવા ખોટો વિચાર કરી શકે છે તે જીવો **'દીર્ઘકાલિકી'** સંજ્ઞાવાળા કહેવાય છે. આ સંજ્ઞા સર્વ સંજ્ઞિ જીવોને ન્યૂનાધિકતયા હોય છે. સંજ્ઞિ પંચેન્દ્રિય જીવોમાં જે જીવો સમ્યગ્દૃષ્ટિ અર્થાત્ સમકિતવંત છે અને સમ્યક્ત્વના પ્રતાપે મોક્ષને અનુકૂલ વિચારો કરી શકે છે તે જીવો **'દૃષ્ટિવાદોપદેશિકી'** સંજ્ઞાવાળા કહેવાય છે.

**શંકા**:–સૂક્ષ્મનિગોદાદિ સર્વ જીવોમાં ચૈતન્ય ધર્મ સત્તાની અપેક્ષાએ સમાન છતાં ઉપર જણાવ્યા પ્રમાણે સંજ્ઞાના સ્વામિત્વમાં વિષમતા કેમ આવે છે ?

**સમાધાન**–યદ્યપિ સર્વ જીવોમાં ચૈતન્ય ધર્મ સમાન છે તથાપિ કર્મના ઉદય તથા આવરણને અંગે એકેન્દ્રિય, બેઇન્દ્રિય એ પ્રમાણે જેમ જીવોના જુદા જુદા વિભાગો પડે છે તે જ પ્રમાણે છ પ્રકારની પર્યાપ્તિ પૈકી મનઃપર્યાપ્તિ નામકર્મને અંગે સંજ્ઞિ–અસંજ્ઞિ વિગેરે ભેદ–પ્રભેદો પડે છે. અહિં તાત્પર્ય એ છે કે મતિજ્ઞાનાવરણીયના ક્ષયોપશમજન્ય ભાવમન તો સર્વ સંસારી જીવોને ક્ષયોપશમાનુસારે ન્યૂનાધિક શક્તિવાળું હોય છે, પરંતુ મનઃપર્યાપ્તિરૂપ શક્તિદ્વારા મનોવર્ગણાગત યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ–પરિણમનાદિ ન થાય ત્યાં સુધી એ ભાવમન યથાયોગ્ય ઉપયોગી થઈ શકતું નથી, ભાષાલબ્ધિસંપન્ન પ્રાણી જેમ ભાષા યોગ્ય પુગદ્લોનું પ્રથમ ગ્રહણ કરે છે, ત્યાર બાદ તે પુદ્ગલોને ભાષાપણે પરિણમાવી અવલંબન લઈને વચન બોલવા રૂપે વિસર્જન કરે છે તે જ પ્રમાણે મનોલબ્ધિસંપન્ન પ્રાણી પ્રથમ મનોયોગ્ય પુદ્ગલોનું ગ્રહણ કરે છે, ત્યારબાદ તે મનોયોગ્ય પુદ્ગલોને મનપણે પરિણમાવી, અવલંબન લઇ વિચારરૂપે વિસર્જન કરે છે. આ પ્રમાણે મનના પુદ્ગલોને ગ્રહણ કરવાની, મનપણે પરિણમાવવાની અને અવલંબન લઈ વિસર્જન કરવાની શક્તિ સર્વ સંસારી જીવોને નથી હોતી, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે જે જીવોને મનઃપર્યાપ્તિની લબ્ધિ હોય તેને જ સંભવી શકે છે. એકેન્દ્રિયથી પ્રારંભીને અસંજ્ઞિપંચેન્દ્રિય સુધીના સર્વ જીવોને મનઃપર્યાપ્તિ નથી, અને તેથી તેમને દ્રવ્યમન પણ નથી પરંતુ કેવળ ભાવમન જ હોય છે; જ્યારે સંજ્ઞિ-પંચેન્દ્રિય સર્વે જીવોને મનઃપર્યાપ્તિ હોય છે અને તેથી દ્રવ્યમન તથા ભાવમન એમ બન્ને પ્રકારના મન છે. એ કારણે એ સંજ્ઞિ જીવો ભૂત–ભવિષ્યાદિનો વિચાર પણ કરી શકે છે, અસંજ્ઞિ જીવોમાં એ વિચાર કરવાની શક્તિ નથી. અહિં કદાચ શંકા થશે કે-એકેન્દ્રિયાદિ અસંજ્ઞિપંચેન્દ્રિય પર્યન્ત સર્વ જીવો મન, પર્યાપ્તિ રહિત હોઇ અસંજ્ઞિ-

પણાની અપેક્ષાએ સમાન છતાં બેઇન્દ્રિયાદિ જીવોમાં હેતુવાદોપદેશિકી સંજ્ઞા કહેવામા આવે છે અને એકેન્દ્રિયમાં તે હેતુવાદોપદેશિકી સંજ્ઞા પણ નથી એનું શું કારણ ? આ શંકાના સમાધાન માટે એમ સમજવુ યોગ્ય જણાય છે કે—એકેન્દ્રિયાદિ અસંજ્ઞિપંચેન્દ્રિય પર્યંત જીવોમાં મનઃપર્યાપ્તિના અભાવજન્ય અસંજ્ઞિપણું સમાન છતા બેઇન્દ્રિયાદિમાં જે હેતુવાદોપદેશિકી સંજ્ઞા કહેવામા આવે છે તે ત્રસપણાને અંગે વર્તમાનકાલીન પણ ઇષ્ટાનિષ્ટ પ્રવૃત્તિ તે જીવોમા થતી જોવાય છે તેથી તેમજ એકેન્દ્રિય જીવોની અપેક્ષાએ તે બેઇન્દ્રિયાદિ જીવોમા કાંઇક વધુ પ્રમાણમા ભાવમનનો વિકાસ હોય છે તે કારણથી તે જીવોને હેતુવાદોપદેશિકી સંજ્ઞા કહેવામા આવેલી હોય તેમ સમજાય છે. એકેન્દ્રિય જીવોમા યથાયોગ્ય ભાવમન અવશ્ય હોય છે, અને તે ભાવમન આહારાદિ સંજ્ઞાઓ દ્વારા તે જીવોમાં પ્રત્યક્ષ અનુભવાય છે, છતા સ્થાવરપણાને અંગે ઇષ્ટાનિષ્ટ પ્રવૃત્તિ નિવૃત્તિનો તેમા અભાવ છે. કીડી, મંકોડી કે માકડને પકડવા જતા તે પ્રાણી તુર્ત જ નાશી જતુ જોવાય છે, જ્યારે પૃથ્વી, પાણી કે વનસ્પતિ ઉપર ગમે તેટલા પ્રહારો થાય તો પણ સ્થાવરપણાને અંગે તે અન્યત્ર જઇ શકતા નથી, માટે તે એકેન્દ્રિય જીવોમાં હેતુવાદોપદેશિકી સંજ્ઞા નથી, અને ઇષ્ટાનિષ્ટ પ્રવૃત્તિ નિવૃત્તિને અંગે બેઇન્દ્રિયાદિ અસંજ્ઞિપંચેન્દ્રિય સુધીના જીવોમા એ હેતુવાદોપદેશિકી સંજ્ઞા છે. દીર્ઘકાલિકી અને દૃષ્ટિવાદોપદેશિકી બન્ને સંજ્ઞા સંજ્ઞિપંચેન્દ્રિયને સંભવી શકે છે, પરંતુ જે સમકિતવંત હોય તેનામા જ તે બન્ને સંજ્ઞા હોય છે, અને તેમા પણ સમ્યગ્દર્શનજન્ય દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાની મુખ્યતા હોવાથી સમકિતવંત બધા ય જીવો દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાવાળા જ કહેવાય છે, પરંતુ દીર્ઘકાલિકી સંજ્ઞાવાળા કહેવાતા નથી. સંજ્ઞિપંચેન્દ્રિય જે જીવોને સમ્યગ્દર્શન નથી હોતુ કિંતુ મિથ્યાત્વ ( ઉપલક્ષણથી મિશ્ર ) મોહનીયનો ઉદય હોય છે તે બધા ય જીવો દીર્ઘકાલિકી સંજ્ઞાવાળા કહેવાય છે. તાત્પર્ય એ થયું કે–દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાની અપેક્ષાએ સમકિતવંત સિવાય બધા ય જીવો અસંજ્ઞિ છે, દીર્ઘકાલિકીની અપેક્ષાએ સંજ્ઞિપંચેન્દ્રિય સિવાય બધા ય અસંજ્ઞિ છે અને હેતુવાદોપદેશિકી સંજ્ઞાની અપેક્ષાએ ફક્ત એકેન્દ્રિયો જ અસંજ્ઞિ છે. આ અધિકારમાં દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાવાળા હોય તે જ સંજ્ઞિ ગણવાના છે અને તેનું જે શ્રુત તે 'સંજ્ઞિશ્રુત' કહેવાય છે, બાકીના જીવો અસંજ્ઞિ છે અને તેમનું શ્રુત પણ 'અસંજ્ઞિશ્રુત' કહેવાય છે.

હવે ક્રમશઃ આવતા **સમ્યક્શ્રુત** અને **મિથ્યાશ્રુતનુ** વિવેચન કરવામા આવે છે

સામાન્ય રીતિએ અંગપ્રવિષ્ટ આચારાંગાદિ તથા અંગબાહ્ય દશવૈકાલિકાદિ જે શ્રુત તે **સમ્યક્શ્રુત** છે અને પુરાણ, વેદ વિગેરે લૌકિક જે શ્રુત તે **મિથ્યાશ્રુત** છે. આમ છતા સ્વામિત્વની અપેક્ષાએ અર્થાત્ લૌકિક વેદ, પુરાણાદિ જે શ્રુત છે તે સમ્યગ્દૃષ્ટિ જીવની અપેક્ષાએ સમ્યક્શ્રુત છે અને આચારાંગાદિ જે સમ્યક્શ્રુત છે તે મિથ્યાદૃષ્ટિના ગ્રહણની અપેક્ષાએ મિથ્યાશ્રુત છે. ઉત્તમમા ઉત્તમ પણ ગાયનું દૂધ સર્પના મુખમા જાય

# અધ્યાત્મ શક્તિના લાભ

અનુ : અભ્યાસી B.A.

[ ગતાંક પૃષ્ઠ ૧૯૭ થી શરૂ ]

પુસ્તકોના વાંચનથી બુધ્ધિ વધી શકે છે, પરંતુ અધ્યાત્મક બળ અભ્યાસથી વધે છે. જેવી રીતે મેસ્મેરીઝમ કરનાર માણસ ચિત્તની એકાગ્રતાના અભ્યાસથી પોતાનું માનસિક બળ એટલું બધું વધારે છે કે તે બીજાઓને સહેલાઇથી પોતાને વશ કરી લે છે, તેવી રીતે પોતાની જાતને પોતાને વશ રાખવા માટે અભ્યાસની આવશ્યકતા છે. એ અભ્યાસ દઢ સંકલ્પ અને પોતાની જાત પર વિશ્વાસ રાખવાનો અભ્યાસ છે. અભ્યાસથી અવ્યક્ત મન પ્રભાવિત બને છે, એટલા માટે દરેક માણસે હમેશાં પોતાની જાત પર વિશ્વાસ રાખવાની ટેવ પાડવી જોઇએ. તેને માટે સવારમાં વહેલાં ઊઠવું એ અતિ ઉત્તમ ટેવ છે. બીજો નિયમ અધ્યાત્મક શક્તિના સંચય માટે બ્રહ્મચર્યનું પાલન કરવું એ છે. ઉપનિષદ્‌માં કહ્યું છે કે : " नायमात्मा बलहीनेन लभ्यः " અર્થાત આ આત્મા બળહીનને પ્રાપ્ત થતો નથી. આધુનિક મનોવિજ્ઞાનની શોધથી એટલું તો સાબિત થયું છે કે માનવની મૂળશકિત કાવ્યશકિત છે, જે માણસ એનો સંચય કરીને યોગ્ય રૂપમાં પ્રવાહિત કરે છે તે પોતાનું જીવન સફળ બનાવે છે અને જે એને ગુમાવી બેસે છે તે કોઇ પણ કાય કરવા માટે લાયક રહેતો નથી. એ શક્તિ સંચય કરવા માટે હંમેશા મનને વિષયોથી રોકતા રહેવું પડે છે. એનાથી અધ્યાત્મક શાકત એની મેળે સંચિત થાય છે. એનું ચમત્કારિક કાર્ય મોટા મોટા લોકોના જીવનમાં દેખાઇ આવે છે. મહાવીર, બુધ્ધ, શંકરાચાર્ય, ગાંધીજી વિગેરે ભારતવર્ષના તથા પ્લેટો, કીમ્સ, ન્યુટન વિગેરે પાશ્ચિમાત્ય પુરુષોના જીવન જોવાથી એટલું સિધ્ધ થાય છે કે સંસારમાં કોઇ મોટું કાર્ય કરવા માટે બ્રહ્મચર્યની પરમ આવશ્યકતા છે. વિવાહિત અવિવાહિત બંને પ્રકારના માણસો આ નિયમનું પાલન કરી શકે છે.

આધ્યાત્મિક બળ વધારવાનો ત્રીજો નિયમ પોતાનું વચન પાળવું તથા સમય પાળવો એ છે. યુરોપના લોકોની જેમ હિંદુસ્તાનના લોકો સંયમનું બરાબર પાલન કરતા નથી. સમયનું પાલન એ એક તપશ્ચર્યા છે. એક વખત ડેન્માર્કની એક સ્ત્રીએ હિંદુસ્તાનના એક માણસની સાથે વાતચીત કરતા કહ્યું હતું કે " હિંદુસ્તાનના

---

તો જેમ તે ઝેરપણે પરિણમે છે તે પ્રમાણે જેના આત્મ-ભુવનમાં મિથ્યાત્વ ઝેર ભરેલું છે તેને આચારાંગાદિ ઉત્તમોત્તમ સમ્યક્શ્રુત પણ વિપરીતરૂપે જ પરિણમે છે. તેથી બીજી રીતે વિચારીએ તો જેમ મેલું અને ડોળું પાણી પણ આમ્રવૃક્ષના મૂળમાં નાખ્યું હોત તો તે પરિણામે મધુર કેરીરૂપે પરિણામ પામે છે તે પ્રમાણે જેનું આત્મ-ભુવન સમ્યક્‌ત્વ દીપકની જ્યોતથી જળહળતું છે તેને વેદ, પુરાણાદિ લૌકિક મિથ્યાશ્રુતના વચનો પણ સમ્યક્શ્રુતપણે પરિણામ પામે છે, જે માટે કહ્યું છે કે—

अंगाऽणंगपविट्ठं सम्मसुयं लोइयं तु मिच्छसुयं ॥
आसज्ज उ सामित्तं लोइय लोउत्तरे भयणा ॥ १ ॥

[ ભાવાર્થ સ્પષ્ટ છે ]

જે સમ્યગ્દર્શનના યોગથી **સમ્યક્શ્રુત** કહેવાય છે તે **'સમ્યગ્દર્શન'**નું શું સ્વરૂપ છે ? તે હવે કહેવામાં આવશે. [ ચાલુ

લોકોની આ દશાનું કારણ એ છે કે તે લોકો પોતાનું વચન પાળવું કે પોતાનું કર્તવ્ય સમજતા નથી, બીજાને ખોટું ન લાગે એવા વિચારથી તેઓ જૂઠા વાયદા આપ્યા કરે છે તેથી કરીને વખતસર તેઓ પોતાનું કામ કરતા નથી." આપણું વચન પાળવાનો જો આપણે યત્ન કરીએ તો આપણું આધ્યાત્મિક બળ ખૂબ જ વધી જશે વચન ન પાળવાથી આપણી જાતને ધિક્કારવા લાગીએ છીએ. જેને લઇને આપણી અંદર માનસિક નબળાઇ આવી જાય છે તે ન આવવી જોઇએ આ બાબતમાં આપણે યુરોપના લોકોનું અનુકરણ કરવું જોઇએ

ચોથો નિયમ બીજાઓની નિંદા ન કરવી એ છે બીજાની નિંદા કરવાથી આપણને આધ્યાત્મિક હાનિ થાય છે તેટલી બીજી કોઇ પણ ચીજથી થતી નથી, પરંતુ એ હાનિ ઘણે ભાગે હંમેશાં અપ્રત્યક્ષ રહે છે, તેથી કરીને તે સૌથી વધારે ઘાતક છે. સઘળા માણસો એના લોભમા તણાય છે મહાત્માજીએ દારુ અને સીગારેટ પીવાની હાનિની તુલના કરતા એટલું સમજાવ્યુ છે કે સીગારેટ પીવી એ મનુષ્યને માટે વધારે નુકસાનકારક છે, કારણ કે તેની હાન પ્રત્યક્ષ નથી દેખાતી અને એ વાતને લોકો દારુ પીધા જેટલી ખરાબ નથી ગણતા, એટલા માટે તેનાથી મુક્ત થવાનો સંભવ નથી હોતો. બીજાઓની નિંદા કરવી એ એક પ્રકારની સીગારેટ પીવા જેવો નશો છે, જેની ટેવ આપણી આધ્યાત્મિક શકિતનો નાશ કરે છે. અંગ્રેજીમા કહ્યું છે કે "Speak not of others as you would not speak of them before themselves." મોટા મોટા પ્રતિષ્ઠિત સમાજોમાં જોવામાં આવે છે કે જ્યાંસુધી કોઇ વ્યકિત હાજર હોય છે, ત્યાસુધી તો તેના વખાણ થાય છે, પણ તે ગયા પછી તેના ચારિત્રની ટીકા થવા લાગે છે

બીજાઓની નિંદાથી બચવા માટે દરેક મનુષ્યે મિતભાષી થવાની જરૂર છે. મનુષ્યનું આયુષ્ય બે વસ્તુઓથી જરૂર ખિન્ન થાય છે અધિક ભાષણ અને અધિક વિલાસ આપણી પોતાની જાતને બોલતા રોકવી એ બ્રહ્મચર્ય જેવું જ તપ છે

કહ્યું છે કે वार्यपातात् वाक्पातो गरीयान् વીર્યપાત કરતાં ય વાણીનો પાત વધારે ભયંકર છે. એ તપને લઇને મનુષ્ય અસત્ય તથા નિંદાથી બચે છે. જેવી રીતે 'Give every man thy ear but few thy voice' એ વાક્ય જેટલું વ્યવહારિક દૃષ્ટિએ મહત્ત્વનું છે તેટલું આધ્યાત્મિક દૃષ્ટિએ મહત્ત્વનું છે.

પાંચમો નિયમ અયાચક વૃત્તનું પાલન કરવું એ છે બીજાઓનો ઉપકાર સહન કરવો એ દરેક મનુષ્યે સૌથી મોટો ભાર માનવો જોઇએ. જે મનુષ્યને બીજાઓનો ઉપકાર સહન કરવાની ટેવ પડી જાય છે તે સંસારમાં બીજું કોઇ પણ પ્રકારનું મોટું કાર્ય કરી શકતો નથી. તે પોતાના આત્મા પર વિશ્વાસ રાખવાનું શીખતો નથી. તેની માનસિક અવસ્થા હંમેશાં અધોગામી રહે છે અંગ્રેજીમાં કહેવત છે કે "A charity boy seldom prospers." એટલે કે બીજાઓના દામથી ઉછરેલો બાળક ભાગ્યે જ ફુલેફાલે છે. જે બાળક વિદ્યા ઉપાર્જન કરવા માટે બીજાઓની મદદ લે છે તેણે તે રૂમા પાછા આપવાનો દૃઢ સંકલ્પ કરવો જોઇએ.

આ નિયમની સાથે એ પણ આવી જાય છે કે બીજાઓની પાસેથી બની શકે ત્યાંસુધી ઉધાર ન લેવું જોઇએ જ્યારે માણસને ઉધાર લેવાની ટેવ પડી જાય છે ત્યારે તે પોતાની આવકથી વધારે ખર્ચ કરવા લાગે છે. ઉધાર

લેતી વખતે રૂપિયા નથી આપવા પડતા એટલા માટે એક પ્રકારની બેદરકારી લોકોમાં આવી જાય છે. રૂપિયા જરૂર આપવાના છે એવો દૃઢ સંકલ્પ નથી રહેતો, એ આત્મિક પતન છે અને તેને લઇને માનસિક કલેશ ભોગવવો પડે છે. બીજા પાસેથી કોઇ વસ્તુ ઉધાર ન લેવી એ એક તપ છે, જે આચરવાથી આત્મશક્તિ વધે છે. આ એક નાની વસ્તુ જણાય છે પણ જીવનમાં એનું ભારે મહત્ત્વ છે.

છઠ્ઠો નિયમ સ્વાધ્યાય કરતા રહેવું એ છે. હમેશાં કંઇ ને કંઇ અધ્યાત્મ વિષયમાં વાંચતા રહેવું જોઇએ. આપણા વિચારોનું સ્થાન આમ ચારિત્ર બંધારણમાં મોટું છે. યોગવાસિષ્ઠમાં કૈવલ્યપ્રાપ્તિના ચાર ઉપાય બતાવ્યા છે. શમ, સંતોષ, સત્સંગ અને વિચાર. આધુનિક કાળમાં મોટા મોટા મહાત્માનો સત્સંગ આપણને પુસ્તકો મારફતે મળી શકે છે તેનો આપણે લાભ લેવો જોઇએ. મહાત્માની કહેલી વાતો પર વિશ્વાસ કરવો જોઇએ. દરેક વિચાર શક્તિથી ભરેલો છે, જે વખત આવતા કાર્યરૂપમાં પ્રકાશિત થાય છે. આધ્યાત્મિક શક્તિ સંચય કરવાનો સૌથી મોટો નિયમ પ્રાણીમાત્રનું કલ્યાણચિંતન છે.

यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यत ॥
( ईशोपनिषद् )

આ છેલ્લા નિયમમાં પહેલાના સર્વ નિયમોનો સમાવેશ થઇ જાય છે. જેટલા પ્રતિષ્ઠિત મનુષ્યો થઇ ગયા છે તેઓએ બીજાને પોતાના જેવા જ માનવાથી બીજાના હૃદયમાં સ્થાન મેળવ્યું છે. મનુષ્યના વિચારો પ્રેમભાવથી બળવાન થાય છે. ઇર્ષા, દ્વેષ તથા સ્વાર્થબુદ્ધિથી નબળા બની જાય છે.

અંગ્રેજીમાં એક કહેવત છે કે જે માણસ તલવારના બળ ઉપર ઝઝુમે છે તે પોતાનું જીવન તલવારવડે ખોઇ નાખે છે. મન મહાન્ સૃષ્ટિકર્તા છે. જેઓ સંકલ્પને દૃઢ કરે છે તેને અનુકૂળ પરિસ્થિતિ પણ તૈયાર થઇ જાય છે. જે વ્યકિતને બીજાનું ભલું ચિંતવવાની ટેવ પડે છે, તે ટેવના બળથી પોતાનું ભલું ચિંતવવામાં સહેજે સમર્થ થઇ જાય છે, પરંતુ જેનું મન બીજાઓનું અહિત ચિંતવવામાં લાગ્યું રહે છે તે તેને લઇને પોતાની જાતને પોતાનું અહિત કરવાના વિચારોને મનથી અલગ કરી શકતા નથી. તે પોતાના મનમાં પોતાના કલ્યાણ વિચાર કરવામાં અસમર્થ નિવડે છે. પછી એનો સંસાર એવી જાતનો ઘડાઇ જાય છે. બીજાઓનું હિતચિંતન કરવું એ આપણને સમાજમાં પ્રતિષ્ઠિત બનાવે છે તથા તેનાથી જીવન સાર્થક અને સુખી થાય છે. બીજાના સુખના ચિંતનથી મનુષ્ય સાચું સુખ પ્રાપ્ત કરે છે, અને તેનો આત્મા બળવાન બને છે. પોતાના સુખના ચિંતનથી આત્મામાં નિર્બળતા આવી જાય છે અને મન હમેશાં કલેશમાં રહે છે.



# શ્રી હેમચંદ્રસૂરિજીને પ્રાર્થના

(રાગ કવાલી)

દીદારા હેમચન્દ્ર પાયા, સૂરીશ્વર રૂપ રચી કાયા,
જિનેશ્વર જ્ઞાનભંડારા, પીયા હૈ પાઠ કંઠહારા ॥૧॥
ભરતકી ભૂમિમેં ફીરતે, અંધેરી કર્મકી ઝીરતે;
દીવાકર તેજ ઉજીયારા, કરે કયા દિલ રહે કારા ॥૨॥
નગરપુર પટ્ટને આયે, અનેરી શહર ઝળકાયે;
મઝાવટ સુરપતિ મારી, ચલે જ્યું દેવ નરનારી ॥૩॥
પધારે હેમસૂરિરાયા, મંગલમય સારસ્વત ગાયા;
ગુરુગમ જ્ઞાનભંડારા, કહે જ્યું અમરપાણી ધારા ॥૪॥
લિખાવે સુવર્ણ વર્ણ સારે, માનું ઝૌહરાત શણગારે:
ધન્ય હૈ કુમારપાળ રાયા, શાસન વીરપ્રભુ પાયા ॥૫॥
ધર્મકા કામ કિયો ન લેખા, ગીનતિકા અંક નહિ દેખા,
જ્ઞાની ગુરુ જ્ઞાનસેં જાને, કહે ગુરુ હેમ હમ માને ॥૬॥
કિયા નિજાત્મ ઉજીયારા ભુલાવો કાંતિવિજય પ્યારા;
શાંતિ શાંતિ રહે જનમે, હેમચંદ્રસૂરિ નામ જાપનમે ॥૭॥

પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ

———(૧)———

# અહિંસાનો આશરો

અહિંસા ભરતની ભોમથી પરવરી રે, કોઠો એનો કુણપનાં ઠામ;
દીપે દૂધલી દયાની દીવડી રે, નગણ્યાં નિર્મળ તેજનાં ધામ. અહિંસા
દીઠાં, વન, ઘર, મ્હોલને વાડીઓ રે, દીઠા દેશ અને પરદેશ;
માનવી આંખે અમી દીઠાં નહિ રે, ન દીઠી અંતરહારક રેખ અહિંસા.
આવી પાછી વિસામો શોધવા રે, વ્હાલે વતને ન દીઠો નેક,
આંખે શ્રાવણ ભાદરવો નીતરે રે, દૂબળો તેજભર્યો છે દેહ. અહિંસા.
દુઃખી દેખી અહિંસા એકલી રે, ઊઠે એકલ એક ભડવીર,
પાલવ પકડી દેતો આશરો રે, આંસુ લોહી દેતો ધીર અહિંસા.
વીરને પગલે હિંસા નાસતી રે, ડગલે ડગલે શાતા થાય,
ઊંચનીચ હિંસક ભાવના ભાગતી રે, દલિત જગ ખોળો એનો સ્હાય. અહિંસા
અશાંતિ રોગ જગતનો ટાળવા રે, અહિંસા અમૃત ઔષધ જ્ઞાન;
મૂલવી સાચવી જગને આપનો રે, મોહન જગ મંગલ વર્ધમાન. અહિંસા.

પોપટલાલ પું. શાહ




# દોષ દૃષ્ટિ થવાથી મુક્તિ

લે૦ આ. શ્રી. વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

સંસારમાંથી મુક્તિ મેળવવાને માટે દોષગ્રાહી બનવાની અત્યંત આવશ્યકતા છે. જ્યાં સુધી સંસારવાસી જીવ સંસારમાં ગુણ જોયા કરે છે ત્યાં સુધી તે સંસારથી છૂટી શકતો નથી. બે વ્યક્તિયોમાં પરસ્પર સંબંધ ત્યાં સુધી જ બન્યો રહે છે કે જ્યાં સુધી એક બીજામાં દોષદૃષ્ટિ થતી નથી. અમુક માયાવી છે, મારું અહિત છે, મોઢે મીઠું બોલે છે પણ પાછળથી મારી નિંદા કરે છે. વિગેરે વિગેરે એક બીજા પ્રતિ જ્યારે દોષોનું ચિંતવન થાય છે ત્યારે પરસ્પર અપ્રીતિ ઉત્પન્ન થવાથી સંબંધ તૂટી જાય છે, પણ ભલો છે, ડાહ્યો છે, ઉપકારી છે, હિતૈષી છે ઇત્યાદિ ગુણો એક બીજામાં જોવાય છે ત્યાં સુધી તો અનુરાગને લઈને એક બીજાથી છૂટા પડી શકતા નથી, અને એક બીજાના હાનિ-લાભમાં પરસ્પર હર્ષ-શોકને ધારણ કરે છે.

અનાદિ કાળથી જડ તથા જડના વિકારોના સહવાસમાં રહેવાથી જીવોને દૃઢ પ્રતીતિ થઇ ગઈ છે કે આનંદ, હર્ષ, શાંતિ, સુખ, જીવન વિગેરે અમને જડ દ્વારા જ પ્રાપ્ત થાય છે. ખાઇયે નહિં તો મરી જવાય, અન્નવડે જ જીવી શકાય છે, વિષય સેવવાથી જ શાંતિ મળે છે, નાટક જોવાથી અને મધુર ગાયન સાંભળવાથી જ આનંદ પ્રાપ્ત થાય છે, સ્વાદિષ્ટ ભોજન જમવાથી જ પરમ સંતોષ પ્રાપ્ત થાય છે, બે લાખનો લાભ થવાથી હર્ષ ઉત્પન્ન થાય છે, યશોગાન સાંભળવાથી સુખ મળે છે—આ પ્રમાણે કેવળ ગુણ જ જોનાર જીવ જડના પંજામાંથી કેવી રીતે છૂટી શકે ? એ દૃષ્ટિ આપણને વાસ્તવિક માર્ગ બતાવતી નથી.

ખરૂં જોતાં તો આનંદ, શાંતિ, સુખ, જીવન આદિ ગુણો આત્માના જ છે, જડતા નથી, છતાં આત્મા મોહના દબાણથી પોતાના ગુણોનો જડમાં આરોપ કરે છે, અને પોતાને ગુણશૂન્ય માનીને આનંદ આદિ ગુણો મેળવવા જડની ઉપાસના કરે છે. જ્યારે મોહમિશ્રિત બુદ્ધિથી ઇચ્છિત ગુણસ્વરૂપ જડના વિકારોની પ્રાપ્તિ થયાનું જાણે છે ત્યારે પોતાને એવો આભાસ થાય છે કે મને આનંદ, જીવન તથા સુખ મળ્યાં. આવી મિથ્યા શ્રદ્ધા હોવાથી નિરંતર જડના વિકારોની ચાહના રાખ્યા કરે છે, આવા જીવોને પુદ્‌ગલાનંદી પણ કહેવામાં આવે છે, અર્થાત્ પુદ્‌ગલોમાં આનંદ જોનારા અથવા તો મનગમતાં પુદ્‌ગલની પ્રાપ્તિથી આનંદની ઉત્પત્તિ માનનારા આવા જીવો જડમાં ગુણદૃષ્ટિ હોવાથી અને જડના વિકારોમાં તન્મય થઈ જવાથી તેનાથી છૂટવાનો પ્રયત્ન જ

કરતા નથી તો પછી મુક્તિ મેળવવાની તો વાત જ ક્યાંથી ?

આ પ્રમાણે જીવોની ખોટી માન્યતાને અંગે જ પૌદ્ગલિક સુખ કહેવાય છે, નહિં તો પૌદ્ગલિક સુખ જેવી કોઇ વસ્તુ જ નથી વિકાર ભાવને શાંત કરનારાં એ પુદ્ગલો જ છે. આત્મા તો અવિકારીપણે જ્ઞાતા સ્વરૂપે રહે છે, પરંતુ અનાદિ કાળના અભ્યાસથી જડ વસ્તુઓમાં થતા વિકારોનો પોતાનામા આરોપ કરે છે, અર્થાત્ પોતાના ગુણોનો પોતાનામાં આરોપ કરે છે, અને તેથી કરીને જ જડમાં સુંદરતા જુએ છે અને આનંદ મેળવવાને માટે માનેલી સુંદર પૌદ્ગલિક વસ્તુઓથી છૂટો પડવાને ઇચ્છતો નથી.

પુદ્ગલમાં સુંદરતા અને પ્રિયતા આત્માને જે જણાય છે તે કર્મના પડદામા રહીને બહિરાત્મદૃષ્ટિથી જુવે છે તેથી જો પડદાને ખસેડીને અંતરાત્મદૃષ્ટિથી જુવે તો સાચી વસ્તુ જણાય અને સુદરતાનો ભ્રમ ટળી જાય. પછી ગુણદૃષ્ટિપણુ મટી જવાથી પૌદ્ગલિક વસ્તુઓમાં ઉદાસીનપણે રહે છે જેથી કરી તેનો જૂનો સબંધ તૂટી જાય છે અને નવો સબધ થતો નથી, જેના પરિણામે છેવટે સર્વથા છૂટી જઇને મુક્તિ મેળવી શકે છે.

ખરૂં જોતાં તો વર્ણ, ગંધ, રસ આદિ પુદ્ગલના ગુણો છે, અને તે આનદ-સુખ તથા જીવનસ્વરૂપ બની શકતા નથી, તેમજ આનદ આદિ જે વાસ્તવિકપણે આત્માના ગુણો કહેવાય છે તેને ઉત્પન્ન પણ કરી શકતા નથી, છતાં પુદ્ગલાનંદી જીવો કર્મની પ્રેરણાથી વર્ણ આદિને આનંદ ઉત્પન્ન કરનારા, અથવા તો આનદ સ્વરૂપને ધારણ કરનારા માને છે. તેમાં પણ ધનવાન-કંગાલ, સાક્ષર-નિરક્ષર, ત્યાગી-ભોગી આદિ જીવવિશેષના અંગે તારતમ્યતા રહેલી છે. કોઇ રસને વધારે આનંદોત્પાદક માને છે ત્યારે કોઈ શબ્દને, કોઇ ગધને તો કોઇ સ્પર્શને, તો કોઈ વર્ણને વધારે આનદોત્પાક માને છે સાક્ષર-ત્યાગી-ધની મુખ્યપણે સ્તુતિના શબ્દોમા વધારે આનંદસ્વરૂપ ગુણને જુએ છે, તો નિરક્ષર-કંગાળ રસમાં આનંદ ગુણની અધિકતા જુવે છે. આ પ્રમાણે મિથ્યા જ્ઞાન-સ્વરૂપ ગુણદૃષ્ટિપણું સંસારના બંધનોને તોડવા કેવી રીતે સમર્થ થઈ શકે, કે જેથી કરી આત્માને શાશ્વતી મુક્તિ મળે ?

જડના ગુણો દોષસ્વરૂપે જોવાય નહીં ત્યાં સુધી ત્યાગ આવી શકે નહીં, ત્યાગી એટલે વિજાતીય ગુણોને દોષસ્વરૂપે જોનાર કહેનાર-માનનાર અને તેનાથી સાચી રીતે વિરામ પામનાર.

જ્યાંસુધી આત્મ ભિન્ન દ્રવ્યના ગુણોમાં ગુણદૃષ્ટિપણુ હોય છે ત્યાં સુધી રાગદ્વેષ નબળા પડી શકતા નથી પણ સબળ થતા જાય છે. અને આત્માના આનંદ, જીવન, જ્ઞાન, સુખ આદિ ગુણોને વધારે ને વધારે ઢાંકતા જાય છે જેથી કરી આત્માનાં બધન શિથિલ થવાને બદલે દૃઢતર બનતા જાય છે

જો કે જડના વર્ણ આદિ ગુણોમા પુદ્ગલાનદી જીવોનુ પોતે માનેલી પ્રતિકૂળતાના અંગે દોષદૃષ્ટિપણુ પણ હોય છે, પરતુ તે ગુણદૃષ્ટિપણાને બાધ કરવાવાળુ હોતું

નથી, કારણ કે એક પ્રસંગે એક વસ્તુમાં પ્રતિકૂળતાના અંગે દોષ દેખાય છે, તો અન્ય પ્રસંગે તે જ વસ્તુ અનુકૂળ લાગવાથી તેમાં ગુણ જોવાય છે. જડમાં ગુણદૃષ્ટિને પ્રાધાન્યતા આપી દોષદૃષ્ટિને ગૌણતા અપાય છે, અર્થાત ગુણદૃષ્ટિની માન્યતા નષ્ટ થતી નથી. કદાચિત મંદ ઔપશમિક ભાવે આત્માને પૌદ્ગલિક વસ્તુની વાસ્તવિક અસુંદરતા, અને ગુણોની તાત્ત્વિક દૃષ્ટિથી દોષસ્વરૂપતા પ્રતિત થવા લાગે છે કે તરત જ ઔદયિક ભાવમાં વર્તતી અન્યાન્ય મોહનીયની પ્રકૃતિયોની પ્રેરણાથી આત્મા પૌદ્ગલિક વસ્તુને અન્ય વસ્તુના મિશ્રણથી કે અન્ય કોઇ પ્રક્રિયાથી વિવિધ પ્રકારના વિકારોવાળી બનાવી, અનુકૂળ તથા સુંદર લાગે તેવી કરે છે, અને પછી મંદ ઔપશમિક ભાવ નષ્ટ થવાથી તે જ વસ્તુને ગુણદૃષ્ટિથી જોઈને તેનો ઉપયોગ કરી આનંદ મનાવે છે, કે જેથી કરી જડ વસ્તુઓથી છૂટા પડવાનો પ્રસંગ જ આવતો નથી, તો પછી જડસ્વરૂપ કર્મોથી મુકાઈજઇને અનંત જીવનમય શુદ્ધાનંદ સ્વરૂપ–શાશ્વત મોક્ષ મેળવવાનો કયાંથી પ્રસંગ બને ?

જડમાં ગુણદૃષ્ટિપણાથી સંસારમાં પરિભ્રમણ કરતા આત્માઓ કે જેમણે સમ્યગ્જ્ઞાનદ્વારા વર્ણ આદિ જડના ગુણોને દોષસ્વરૂપ જાણી તેનાથી વિરામ પામવાથી સર્વથા કર્મથી મુકાઇ જઇને શાશ્વત આનંદસ્વરૂપ મુક્તિ મેળવી છે તેઓ સંસારથી સર્વથા મુકાઈ જવાની ઇચ્છાવાળાઓને જડ સંસારમાં દોષદૃષ્ટિ બનવાનો ઉપદેશ કરે છે. તેઓ કહે કે જેવી વિધતા અને વિચિત્રતાને ઇંદ્રિયો ગ્રહણ કરી રહી છે તે બધુંય ખોટું છે, ઇન્દ્રજાળસ્વરૂપ છે, અસાર છે, બધું ય ક્ષણિક છે, અનિત્ય છે. પુષ્કળ વ્યાધિવેદનાવાળા અસાર સંસારમાં લેશ માત્ર પણ સુખ નથી.

ગીત માત્ર વિલાપ છે, સર્વ પ્રકારના નાટક વિડંબના છે, સર્વ પ્રકારના આભૂષણો ભારરૂપ છે, અને સર્વ વિષયો દુઃખસ્વરૂપ છે. મળ, મૂત્ર, રૂધિર, માંસ આદિ સાત ધાતુનું બનેલું શરીર છે કે જે હંમેશાં અપવિત્ર રહે છે અને ઘૃણા કરવા લાયક છે, વિષ્ટાથી ભરેલી કપડાની કોથલીને સાબુ ચોપડી પાણીથી ગમે તેટલી ધુઓ અથવા તો અત્યંત સુગંધીવાળું અત્તર ચોપડો તો પણ કોથલીના છિદ્રોમાંથી વિષ્ટા ઝરતી રહેવાથી તે પવિત્ર કે સુગંધમય બની શકતી નથી. તેમ મળમૂત્રથી ભરેલા અને અનેક છિદ્રોમાંથી અશુચિ ઝરતા શરીરરૂપ કોથલાને ગમે તેટલી વખત સાબુ ચોળીને ધુઓ કે સુગંધી તેલ ચોપડો તો ય, તે પવિત્ર કે સુગંધમય બની શકતું જ નથી. સોનું–રૂપું–ચાંદી–નીલમ–માણેક-હીરા વિગેરે માટી અને પથરા છે, મિષ્ટાન્ન અને અન્ય ખાવાના પદાર્થો દુર્ગંધમય તથા અશુચી છે, કે જે ખાધાપીધા પછી પરિણામે આપણને પ્રત્યક્ષ થાય છે. વસ્તુઓ નિરંતર એક રૂપે રહેતી નથી, પ્રત્યેક પળે બદલાતી જ રહે છે. બાળ છે તે જુવાન થાય છે, અને જુવાન થાય છે તે ઘરડા થાય છે. સંસારમાં કોઇ કોઈને બચાવી શકતું નથી, બધા મરણ આધીન છે, બધું ય નાશને આધીન છે, કાળ–મૃત્યુ વસ્તુમાત્રનો વિનાશ કરી નાંખે છે, લક્ષ્મી ચંચળ છે, આયુષ્ય પાણીના પરપોટા જેવું છે, વિગેરે વિગેરે.

સમ્યગ્ જ્ઞાનની કુંચી

# આત્મોદ્ધાર અને મુક્તિ

આદ્ય લેખક:-શ્રી ચંપતરાયજી જૈની બાર-એટ-લૉ

( ગતાંક પૃ૪ થી શરૂ )

મુક્તિ એટલે આત્માની સંપૂર્ણ સ્થિતિ એ કોઇ પણ દૃષ્ટિબિન્દુથી વિચારતાં, સહજ અર્થ નીકળી શકે છે પૂર્ણતા એ આત્મનું તત્ત્વસ્વરૂપ છે. પૂર્ણતા શરીર આદિ ભૌતિક વસ્તુઓમાં ન હોઇ શકે. સત્ય સુખની પ્રાપ્તિ પૂર્ણતા વિના અસંભાવ્ય છે. સત્ય સુખ આ શરીર આદિથી પર છે એમ નિષ્પન્ન થાય છે અમરત્વ અને સત્ય સુખ એ આત્માના વસ્તુસ્વરૂપો છે કોઇ બાહ્ય કારણોથી, આત્માને સત્ય સુખ કે અમરત્વની પરિણતિ ન જ થઇ શકે. સત્ય સુખાદિનો ઉદ્દભવ આત્માને અંતરથી જ થાય છે

કોઇ વિશ્વના કર્તા ગણાતા ઇશ્વરને સુખ આનંદ અને દીર્ઘાયુ માટે પ્રાર્થના કરવી કે એવો કોઇ ઇશ્વર સુખ આદિ આપી શકે એવી માન્યતા રાખવી એ સાવ વિવેકશૂન્ય છે. એવી માન્યતાથી આત્માનું અધઃપતન અને અનિષ્ટ થાય છે સાચા મનુષ્ય પ્રભુભક્તિની વાચ્છના ન જ કરે ઇશ્વર પોતાના ભક્તોને સ્વર્ગમાં વિરામ કરાવે છે, સ્વર્ગવાસીઓને અપ્સરાઓના સહવાસ આદિ અનેક પ્રકારના ઇન્દ્રિયજન્ય સુખોનો અનુભવ ઇશ્વરને લીધે થયા કરે છે એ આદિ માન્યતાઓ સર્વથા દોષપૂર્ણ છે એવો કોઇ ઇશ્વર હોય તો તે વાસ્તવિક રીતે મનુષ્યનો હિતસ્વી નથી એમ કહી શકાય ઇન્દ્રિય-લાલસાઓથી આત્માનું અધઃપતન જ થાય ઇંદ્રિય-લાલસાઓમાં આત્માના દિવ્ય ગુણોનો કોઇ રીતે વિકાસ ન જ થાય. કોઇ પ્રભુ પોતાના ભક્તોને ઇન્દ્રિય-લાલસાજન્ય સુખોનો સ્વર્ગમાં અનુભવ કરાવતો હોય તો તે પ્રભુ મનુષ્ય આદિનું ઘોર અધઃપતન કરે છે એમ નિઃશંક રીતે કહી શકાય આત્મા એ જ પોતાનો મુક્તિદાતા છે કોઇ બીજાથી આત્માને મુક્તિની સંભાવના ન હોઇ શકે. આત્માના અનેક પાપો કોઇથી કે કોઇ દ્વારા માફ થાય છે અને મનુષ્યને સ્વર્ગ આદિની પ્રાપ્તિ થાય છે એ માન્યતા પણ સંપૂર્ણ નિરાધાર છે

'જેનીસીસ'માં મુક્તિના સ્વરૂપનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેમાં મુક્તિના આધ્યાત્મિક સ્વરૂપ સંબંધી ગતુની વિવિધ કલ્પનાઓ ઉપર, વિવિધ પ્રકારના પરિધાનો ચઢાવવામાં આવ્યા છે એમ સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ થાય છે ગ્રીસો અને ઓરીગેન નામના તત્ત્વચિંતકોએ 'જેનીસીસ'ના મુક્તિ સ્વરૂપ વિષે આવું જ અનુમાન કર્યું છે, આથી એ મુક્તિ-સ્વરૂપ વિષે પોતાના વિચારો વ્યક્ત કરતા ઓરીગેન જણાવે છે કે,—

" જૂનું ખ્રિસ્તશાસ્ત્ર દિવ્ય પ્રકારની ઉત્તેજના પૂર્ણ છે. એમાં એક પણ શબ્દ એવો નથી જેમાં દિવ્યતા ન હોય દરેક શબ્દનું રહસ્ય કે અર્થ દિવ્યતા

---

આ પ્રમાણે જડના ગુણો તથા વિકારોમાં મુક્તાત્માઓ દોષ જોવાની ભલામણ કરી ગયા છે, અને તે વાસ્તવિક છે, કારણ કે જડના ગુણો આત્મા માટે દોષસ્વરૂપ છે. તેને જ્યાં સુધી ગુણ માની ગ્રહણ કરતો રહેશે ત્યાં સુધી પોતાના આનંદસ્વરૂપને પ્રગટ કરી શકવાનો નથી, માટે દુઃખથી શાશ્વતી મુક્તિ અને ગુણસ્વરૂપ શાશ્વતો આનંદ મેળવવાની ઇચ્છાવાળા આત્માઓને જડના ગુણોમાં રહેલી અતાત્ત્વિકી દૃષ્ટિથી નિવૃત્ત થઇને દોષદૃષ્ટિ બનાવવાની અત્યંત આવશ્યકતા છે

યુક્ત છે. એ જ શાસ્ત્રમાં દુરાચાર, પરસ્ત્રીગમન આદિની વાતો આવે છે, જે ગૂઢ રીતે વિચાર કરતાં સત્ય હોવાનું માની ન શકાય. પરમાત્માએ સ્વર્ગમાં જીવન-વૃક્ષ અને જ્ઞાન-વૃક્ષનું આરોપણ કર્યું એ વાત પણ સ્વયમેવ અશ્રદ્ધેય લાગે છે. પરમાત્મા રૂપક રૂપ બને, બે જુદાં જુદાં વૃક્ષોનું આરોપણ કરે, એ બન્નેને જુદાં જુદાં નામ પણ આપે એમ માની શકાય નહિ. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાં એવાં કેટલાંક દૃષ્ટાન્તો આવે છે જે સામાન્ય બુદ્ધિથી વિચાર કરતાં સત્ય ઘટનાઓ રૂપે ન જ માની શકાય. શયતાનથી જીસસનો મહાન્ પર્વતના શિખર ઉપર બળજબરીથી અભિપાત અને શયતાન દ્વારા જીસસને સૃષ્ટિનાં વિવિધ રાજ્યોનું દર્શન એ વિગેરે પ્રસંગો છેક ઉપહાસપ્રદ અને બુદ્ધિશૂન્ય લાગે છે. પર્વતનાં શિખર ઉપરથી અનેક રાજ્યોનું અન્વીક્ષણ કેવી રીતે થઇ શકે ? ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાંની ઘણીખરી ઘટનાઓ ઐતિહાસિક હોય એમ નથી લાગતું."

ધર્મશિક્ષણની દૃષ્ટિએ ઇતિહાસનું મહત્ત્વ કંઇ ઓછું નથી. જે તે મહાન્ ગણાતી પુરુષોનો આધ્યાત્મિક વિકાસ, કર્માનુસાર જે તે મનુષ્યને સુખદુઃખનો અનુભવ વિગેરે મહત્ત્વની બાબતો ઇતિહાસ ઉપરથી અનેક રીતે શીખવાની મળે છે. આધ્યાત્મિક વાદનાં યથાયોગ્ય અધ્યયનમાં ઉપયુક્ત થઇ પડે એવી ઐતિહાસિક ઘટનાઓનો ધર્મ અર્થાત્ ધર્મ-શાસ્ત્રોમાં સમાવેશ થવો જોઇએ. એવા ધર્મગ્રંથો સમાજને અસંત ઉપયુક્ત થઇ પડે છે. ઐતિહાસિક અને સત્ય ઘટનાઓ રહિત ધર્મગ્રંથોની જનતા ઉપર જોઇએ તેવી અસર નથી થતી. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાં ઐતિહાસિક તત્ત્વ યથાર્થ રીતે ન હોવાથી, એ શાસ્ત્રોનું મહત્ત્વ સાહજિક રીતે ઓછું થાય છે એમાં કંઇ શંકા નથી.

જૂનાં ખ્રિસ્તશાસ્ત્રના પૂર્વ ભાગોની રચના ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં થયેલી છે. આથી એ ભાગોના પ્રણેતાઓ એમાંની ઘટનાઓના સાક્ષીરૂપ ન જ હતા એમ પ્રત્યક્ષ થાય છે. બાઇબલના રચયિતાઓને ઇતિહાસનું મહત્ત્વ ઓછું જ લાગતું હતું. આથી તેમણે બાઇબલમાં ફાવે તેમ સુધારા-વધારા પણ પ્રસંગોપાત કર્યા છે. એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનીકા આ સંબંધમાં યથાર્થ રીતે જણાવે છે કેઃ–

" જૂનાં ખ્રિસ્તશાસ્ત્રના બે વિભાગ છે. બન્ને વિભાગોમાં અનેક પુસ્તકોનો સમાવેશ થાય છે. એક ભાગમાં સૃષ્ટિની ઉત્પત્તિથી જેરૂસાલેમના નાશ સુધીનું [ઇ. પૂ. ૫૮૬ સુધી] વર્ણન કરેલું છે. બીજામાં આદમથી શરૂઆત કરીને નેહેમીયાહની જેરૂસાલેમની મુલાકાત સુધીનો એટલે ઇ. પૂ. ૪૩૨ સુધીનો વૃત્તાન્ત આવે છે. બન્ને વિભાગોના કાર્યક્ષેત્ર અને દૃષ્ટિબિન્દુમાં જબરો તફાવત છે એમ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. બન્ને વિભાગોનું એક પણ પુસ્તક અસલ રચનારૂપ હોય એમ નથી જણાતું. મૂળ કે સાધનની દૃષ્ટિએ વિચાર કરતાં, દરેક પુસ્તક એક બીજાથી જુદું પડે છે. કેટલાક પુસ્તકોમાં બીજા પુસ્તકોના ઉતારાઓ જ માલૂમ પડે છે. કેટલાંક પુસ્તકોમાં તો બીજાં પુસ્તકોમાંના વૃત્તાન્તો અને વાર્તાઓ એમ ને એમ ઉતારી લીધેલ છે. "

ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોના સંગ્રહકર્તાઓ અને રચયિતાઓને ઐતિહાસિક સત્યોનું મહત્ત્વ ખાસ કરીને નહોતું છતાં તેમણે આ પ્રમાણે ઐતિહાસિક વિષયોનો આધાર કેમ લીધો એ પ્રશ્ન સાહજિક રીતે નિષ્પન્ન થાય છે, પણ જે ઐતિહાસિક વિષયો પુરાણો કે રૂપક કથાઓને અસંગત ન હોય તે જ ઐતિહાસિક વિષયોને ખ્રિસ્તીશાસ્ત્રોમાં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને એ રીતે ખ્રિસ્તી શાસ્ત્રોના પ્રણેતાઓ વિગેરેનો ઉદ્દેશ પ્રત્યક્ષ થઇ શકે છે.

જૂનું ખ્રિસ્તશાસ્ત્ર અધ્યાત્મવાદના ગૂઢ રહસ્યોથી ભરેલું છે. અધ્યાત્મવાદના ગૂઢ નિયમો તેમાં ઐતિહાસિક પરિધાનમાં [ઐતિહાસિક ઢબે] એવી રીતે આપવામાં આવ્યા છે કે, અધ્યાત્મશાસ્ત્રનાં રહસ્યનું

જેમને જ્ઞાન હોય તેઓ જ એ ગહરયો મરોગ સમજી શકે

નવાં ખ્રિસ્તશાસ્ત્રના જુદા જુદા વિભાગો [પુસ્તકો] પરસ્પર અસગત અને વિરોધાત્મક હોય એમ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે ખ્રિસ્ત મતના મહાન ગણાતા ઉપદેશકોએ ક્રાઇસ્ટની કોઇ પણ સુવાર્તા નથી લખી. ક્રાઇસ્ટની સુવાર્તાઓ ઇ. સ ૭૦ના અરસામા કોઇ અજ્ઞાત જેવા સાધન ઉપરથી માર્ક લખી હતી એમ વિશ્વસનીય રીતે કહી શકાય ક્રાઇસ્ટની ચોથી સુવાર્તા ઐતિહાસિક જ છે એ વાર્તામા ઇતિહાસ સિવાય બીજુ કશુ યે નથી. મેથ્યુ અને લ્યુકને ક્રાઇસ્ટની સુવાર્તાઓમાથી વણ્ જાણવાનુ મળ્યુ છે એ વાર્તાઓએ તેમની કલ્પના-શક્તિને અનેક રીતે ફળરૂપ બનાવી છે. આ સબ ધમા પ્રો. ઍફ મી બર્કીટ લખે છે કે --

"ખ્રિસ્તમતના ત્રીજ પ્રયાગકે સત્યથી પર રીતે પ્રાચીન મતવ્યો આદિનો ઉપયોગ કર્યો છે.' *

નવા ખ્રિસ્તશાસ્ત્રમાના કેટલાક પત્રો બનાવટી હોવાનુ પણ સિદ્ધ થયુ છે આ પ્રમાણે ખ્રિસ્ત ધર્મશાસ્ત્રોમા જે અસત્યો, કૃત્રિમતા, અસગતતા આદિ ઘૂસી ગયેલ છે તેનો કઇક ખ્યાલ આવી શકે છ

ક્રાઇસ્ટની સુવાર્તાઓ આદિનુ ખડન કરના નિમિત્તે ડૉ રેઇમન્ડ વાન માર્લોએ 'થીઓસોફીસ્ટ'મા ( વૉલ્યુમ ૩૬, પૃષ્ઠ ૯૬ ) એક લેખ લખ્યો છે. મજકુર લેખમા ક્રાઇસ્ટ વિષયક અનેક મહત્ત્વના વિષયોના સબધમા સો વર્ષ પર્યંત વૈજ્ઞાનિક દૃષ્ટિએ થયેલા ગુણ-દોષ નિરૂપણનુ પરિણામ નીચે પ્રમાણે આપવામા આવ્યુ છે -

"ચારે સુવાર્તાઓ પરસ્પર અસગત અને વિરોધી છે એમ પ્રત્યક્ષ રીતે માલૂમ પડે છે સેંટ જૉનની સુવાર્તા બીજી ત્રણે સુવાર્તાઓથી સાવ નિરાળી પડી જાય છે. સેંટ જૉનમા પ્રભુનો મૃત્યુ-દિન જુદો જ જણાવવામા આવ્યો છે જીસસ ક્રાઇસ્ટે જીવનનો અતભાગ જ જેરૂસાલેમમા વ્યતીત કર્યો હતો, છતા ય જીસસ ક્રાઇસ્ટે જેરૂસાલેમમા જીવનનો ઘણો ભાગ વ્યતીત કર્યો હતો એમ દર્શાવવા નિમિત્તે સત જૉનમા ક્રાઇસ્ટના ઘણા પ્રસગો આવે છે. સત જૉનની સુવાર્તામા ક્રાઇસ્ટના ચમત્કારોનુ અત્યત અતિશયોકિતભરેલુ વર્ણન આવે છે જીસસ કુમારી કન્યાનો પુત્ર હોવાનો તેમા નિર્દેશ સરખો પણ નથી સત જૉનનો કર્તા ક્રાઇસ્ટના જીવન-પ્રસગોથી પ્રત્યક્ષ રીતે વાકેફગાર ન હતો એમ સત જૉનની વાર્તાના ૧૯મા અને ૨૧મા પરિચ્છેદો ઉપરથી સિદ્ધ થઇ શકે છે.

"ક્રાઇસ્ટના જન્મ સવત્સરના સબધમા પણ મતભેદ પ્રવર્તે છે કેટલાક ક્રાઇસ્ટનો જન્મ ઇ પૂ ૪ મા તો કેટલાક ઇ. સ. ૧૦ મા થયો હોવાનુ માને છે. ક્રાઇસ્ટનુ મૃત્યુ જે વર્ષમા થયુ હતુ એમ સામાન્ય રીતે મનાય છે તે કરતા ઘણા વર્ષ બાદ થયાનુ સત જૉનમા જણાવવામા આવ્યુ છે કુમારીને પેટે ક્રાઇસ્ટનો જન્મ થયો તે સબધમા સત મેથ્યુ અને સત લ્યુક ભિન્નભિન્ન વિચારો વ્યક્ત કરે છે. જળનુ મદ્ય રૂપે પરિવર્તન, પિશાચનુ નિસારણ, વ્યાધિયુકત મનુષ્યને આરોગ્યની પ્રાપ્તિ એ આદિ ક્રાઇસ્ટના ચમત્કારો કહો. વાર્તા ચમત્કારોના સબધમા પણ ઓછેવત્તે અશે મતભેદ પ્રવર્તે છે લ્યુક ક્રાઇસ્ટના જીવન-પ્રસગો ચોક્કસ રીતે આપી શક્યો નથી ક્રાઇસ્ટના જીવન-પ્રસગો લ્યુકે આપેલ સમય કાળ ભૂલભરેલો હોય એમ નિશ્ચયપૂર્વક અનુમાન થઇ શકે છે. લ્યુકના ઐતિહાસિક મતવ્યો પણ અસત્ય છે. હીરૉડ રાજા ન હોવા છતા લ્યુકે તેને રાજા તરીકે ગણેલ છે એ ઐતિહાસિક દૃષ્ટિએ ભયંકર અસત્ય કહી શકાય.

"જોર્ડન નદીમા સ્નાન કરવાની સપૂર્ણ મનાઇ હતી છતા તેમા જળ-સંસ્કાર( બાપ્ટીઝમ )નો સુવાર્તાઓના લેખકો ઉલ્લેખ કરે છે એ ઘણુ જ આશ્ચર્યકારી કહી શકાય સુવાર્તા-લેખકો યાહૂદી લોકોના રીતરિવાજોથી પણ બીનવાકેફ હતા એમ એ ઉપરથી માલૂમ પડી શકે છે કેઇફસ અને ઍનાસ નામના બે આચાર્યોનુ સમકાલીન અસ્તિત્વ

*The Ency-clopaedia of Religion and Ethics

અશકય લાગે છે. સંત લ્યુકમાં આ બે આચાર્યો સમકાલીન હતા એમ જણાવ્યું છે પણ તે કોઇ રીતે શકય નથી. ઇસુની ધરપકડ મધ્ય રાત્રિએ થઇ હતી એ માન્યતા પણ કલ્પનાતીત થઇ પડે છે. ધાર્મિક ઉત્સવોને દિવસે યાહુદીઓમાં કોઈનું કામકાજ બંધ રહેતું: આમ છતાં ધાર્મિક ઉત્સવને દિને ઇસુ ઉપર કામ ચાલ્યું એમ મનાય છે એ વિચિત્રતાની પરાકાષ્ઠારૂપ છે. ધાર્મિક ઉત્સવોમાં મંદિરના રક્ષકોને અસ્ત્ર-શસ્ત્રો રાખવાની મનાઇ હતી. ધાર્મિક ઉત્સવના દિવસે ઇસુની ધરપકડ થઇ હતી એ વાત સત્યથી પર જણાય છે.''

ડૉ. માર્લીના ઉપરોક્ત વિચારો સ્ટ્રોસ, બાવર, રેનન, લોઇઝી વિગેરે પ્રખર વિદ્વાનોને મળતા આવે છે. કેટલાક અંગ્રેજ અને જર્મન વિચારકોનો મત ડૉ. માર્લીના વિચારોને સંપૂર્ણ અનુરૂપ હોય એમ પણ જણાય છે. નવું ખ્રિસ્તશાસ્ત્ર અનેક અસત્યો અને ઉન્માદયુકત અતિશયોક્તિઓથી ભરપૂર છે એમ ઘણા વાસીઓને સ્પષ્ટ રીતે જણાવા લાગ્યું છે. એની અસંગતતાઓ, અસત્યો અને અતિશયોક્તિઓ સ્વેચ્છાયુક્ત યત્નોનાં પરિણામરૂપ છે, એ સર્વથા નિ:શંક છે.

પૂર્વકાલીન પુરુષો કંઇ ઉદ્દેશ કે કારણ વિના ઇતિહાસનું ખૂન ન કરે એમ સામાન્ય રીતે કહી શકાય. પૂર્વકાલીન પુરુષો સ્વેચ્છાથી ઇતિહાસનું ખૂન જ કરતા હતા એમ માનીએ તો ધર્મશાસ્ત્રોના રચયિતાઓ સામાન્ય ક્ષુદ્ર બુદ્ધિના હતા, એમ જરૂર માનવું પડે. ધર્મશાસ્ત્રોના પ્રણેતાઓની બુદ્ધિ અસામાન્ય હતી, તેઓ સામાન્ય બુદ્ધિના ન હતા. આથી ધર્મશાસ્ત્રોના રચયિતાઓ ઇતિહાસનું ખૂન કરનારાઓ હતા, એવી માન્યતાનું ઉન્મૂલન થાય છે. આપણે અજ્ઞાની છીએ. ધર્મશાસ્ત્રોના પ્રણેતાઓ મહાજ્ઞાની હતા. ગમે તેટલાં અન્વેષણોથી આપણામાં હજુ યથાર્થ જ્ઞાન આવ્યું જ નથી. આપણે હજુ અજ્ઞાની જ રહ્યા છીએ. પૂર્વકાલીન મનુષ્યોની સ્થિતિ તેવી ન હતી. તેઓ મૂર્તિમાન જ્ઞાન રૂપ હતા.

[ ચાલુ ]

## ધર્મ કેમ પળાય?

ધર્મ પાળવો એની મતલબ એ જ કે પોતાનો આત્મા સર્વનો આત્મા બની જવો જોઇએ. આખું જગત પોતાનામાં જ પ્રતિબિંબિત થવું જોઇએ. સર્વ જીવોની સાથે આપણું ઐક્ય છે, એમ આપણા આચરણમાં અનુભવવું જોઇએ. સઘળી વસ્તુઓ પ્રત્યે એવો પ્રેમ વધવો જોઈએ કે ફૂલની પાંખડી ઠંડી લાગતાં, તારી આંખોમાં અશ્રુ દેખાવા લાગે. તેનું જ નામ ધર્મ કે જેના પાલનથી તુજમેં દુઈકી બુ રહેવા ન પામે-અને એ જ પૂર્ણત્વ છે.

—સ્વામી રામતીર્થ

# જાહેર જીવન

લેખક—જૈન

જાહેર જીવનના પ્રસંગો જાહેર સંસ્થાઓના વહીવટમાં અને જાહેર પ્રવૃત્તિના દરેક અંગમાં જો ઊજળી બાજુ તરફ વિશેષ લક્ષ આપવામાં આવતું હોય તો જ જાહેર જીવનનો વિકાસ થઇ શકે છે વાત વાતમાં દરેક પ્રસંગે કાળી બાજુને જ પ્રાધાન્ય આપવાથી કોઇ જાહેર કાર્ય આગળ વધી શકતુ નથી. આ ઉપરથી એમ નથી સમજવાનું કે જાહેર જીવનમાં કાળી બાજુને પોસર્વ પણ પ્રાધાન્ય વસ્તુ તરીકે આગળ ધરી જાહેર સંસ્થાઓમાં ખતરો નાખવો તે એક પ્રકારનુ પાપ છે. જેમ મનુષ્ય જીવનમાં જમે ઉધારના બે પાસા છે તે જ પ્રમાણે જાહેર જીવનમાં બને બાજુઓનો સરવાળો જુઓ. જો ઊજળી બાજુનો સરવાળો સારો હોય તો જાહેર જીવનને વધારવું ને પોષવું. આ દૃષ્ટિએ જ જાહેર સંસ્થા અને તેના લાગતાવળગતાને જોવાની ખાસ જરૂર છે. કેટલીક વખત ચર્ચા ઉત્પન્ન કરવાની ખાતર લેખો લખવાની કે ભાષણ કરવાની ઇચ્છા કેટલાકો જાણી જોઇને કરે છે. એમાથી ચર્ચા ઉત્પન્ન થતાં ચર્ચાપત્રીઓના હાથમા એક પ્રકારની ચળ શરૂ થાય છે સહુ કોઇને કોઇની વિરુદ્ધ લખવું હોય તો ગમે છે આ મનોદશા ખેદજનક છે. અનિષ્ટ અને દ્વેષીલી કાળી ચર્ચાઓ આપણી પ્રગતિને અટકાવે છે. હમેશા રસનાત્મક ચર્ચા અને વિચારો જ પ્રગતિના દ્વાર ખુલ્લા મૂકે છે, એ વસ્તુઓ ચર્ચાપત્રીઓ ભૂલી જાય છે. કાળી બાજુની ચર્ચા એ એક પ્રકારનો નિશો છે નિશાખોરીમાં માણસ શરીરનું ભાન ભૂલી જાય છે, એટલું જ નહિ પણ મગજનું સમતોલપણું પણ ગુમાવે છે. એટલા જ ઉપરથી કાળી બાજુના હિસાબ નોંધનાર જાહેર જીવનને ખીલવી શકે નહિ એ માન્યતા છે, તેથી ઊજળી બાજુની નોંધ કર્યા સિવાય કોઇપણ એકાદ નહિ પસંદ કરવાજોગ બનાવને આગળ કરી તેને મહત્વતા આપવાથી સંસ્થાને છિન્નભિન્ન કરી નાખવી તે ઇચ્છવા યોગ્ય નથી.

દેશમાં અનેક પ્રકારના ધંધા છે એમાં ખટપટ નામનો પણ એક ધંધો છે. એ ધંધો કરનાર ગમે તેવા પવિત્ર સ્થળમાં જઈને આવે અને પ્રતિજ્ઞા કરે કે આજથી ખટપટ નહિ કરું, છતાં એ ધંધાની કંઇ એવી મીઠી ચળ છે કે એને ખટપટ કર્યા વિના ચાલે નહિ, કારણ કે એમા તેનો અંગત સ્વાર્થ રહેલો હોય છે. એની દુકાનના ખરીદનારાઓની સંખ્યા પણ બહુ મોટી હોય છે. આજે સંસ્થા, નાતિ કે જાહેર ખાતામા જ્યાં ત્યા કલેશ અને કજીયા તેમ ઝગડા છે એ સઘળાનુ મૂળ આ વેપારમા રહેલું છે તે ખટપટના વ્યાપારથી જેને કર્મ બચાવે તે જ બચી શકે છે. એ પ્રભુના આશી-

વાદથી તેઓ આવી ખટપટના દુકાનદાર ન બને તેટલું જ નહિ પણ એ દુકાનના ગ્રાહક પણ ન થાય તે ખરેખર સુખી થશે અને આવી દુકાનથી દૂર રહેનારને ભાગ્યશાળી સમજવો.

અનુભવીઓ કહે છે કે વિષ જીરવવું બહુ મુશ્કેલ છે. મહંતો વિષને જીરવી શકે છે. કીર્તિ પણ વિષનો પ્રકાર છે. કીર્તિ અને સંપત્તિ જીરવવી મુશ્કેલ છે. એ બંને મેળવવાની જેટલી મુશ્કેલી નથી તેથી હજારગણી મુશ્કેલી બંનેને જીરવવામાં છે. ધનાઢ્ય અથવા કીર્તિનો લોભી માણસ કઇ પળે ઉછાંછળો બની જાય છે એનું એને ભાન નથી રહેતું. જાહેર જીવનમાં કીર્તિ મેળવતો માણસ કઇ પળે કીર્તિના મોહમાં મદાંધ બની બીજાનું અપમાન કરી બેસશે એનો એને ખ્યાલ રહેતો નથી. તેના કારણુ એટલા જ છે કે કીર્તિ અને સંપત્તિ એ બંને એક પ્રકારના વિષ છે. એ વિષ જે જીરવે તે સાંસારિક છતાં સાચો યોગી ગણાય.

જનતાની સેવાની તક મળે તે ખુશી થવા જેવું છે, સાર્વજનિક સંસ્થામાં રહી કાર્ય કરવાથી સેવાનું મહાન ક્ષેત્ર મળે છે પરંતુ આવી સંસ્થામાં પણ કેટલીક ખાસ મુશ્કેલીઓ હોય છે. જ્યાં સુધી ઓનરરી કાર્યો કરનારાઓ અને પ્રત્યક્ષ કામ કરનારાઓ વચ્ચે હેતુ અને હૃદયની ઐક્યતા હોય ત્યાં સુધી સંસ્થા પોતાના હેતુ પ્રત્યે વફાદાર રહી શકે છે, પણ જ્યાં આંતરિક મતભેદો ઉત્પન્ન થાય છે ત્યાં સંસ્થા હેતુભ્રષ્ટ થવા ધાસ્તી રહે છે; કારણુ કે એ કંઇ કમિટીના મતભેદો માટે કુસ્તી કરવાનો અખાડો ન હોવો જોઇએ કે અધિકારનું તે ખુશામત ખાતું થઇ શકે. જે સાર્વજનિક સંસ્થાની જવાબદારી લીધી હોય છે તે તેના આદર્શો પ્રેરવા માટે, આવા આદર્શોને ચુંથી નાખવાનો કે કલુષિત કરવાનો કોઇને અધિકાર નથી તે મુખ્ય કાર્યવાહકોએ સમજી લેવું જોઇએ. તેમાં પોતાનો સ્વાર્થ યત્કિંચિત પણ સંસ્થાના આવા પવિત્ર કાર્યમાં પણ પોતાના દંભી જીવનના પડછાયા પાડ્યા વિના અથવા કોઇપણ જાતનો સ્વાર્થ સાધ્યા રહેવું. નોકરો મારફતે સાધવો કે સધાવવો ન જોઇએ તેમજ રહેવાનું ન હોય તો તેમણે આવી સંસ્થાના સંચાલનમાંથી ખસી જવું જોઇએ તે જ ઉત્તમ રસ્તો છે કે જેથી કરીને સંસ્થાઓને પોતાના આદર્શો પરિપૂર્ણ કરવાને માટે સરળ રસ્તો મળી શકે.



# વિશ્વ સંદેશ

મુનિશ્રી
: હંસવિમળ :

૧ અહિંસા પરમો ધર્મ એ વિશ્વધર્મ છે, સનાતની છે. અહિંસક વૃત્તિનું વર્તન એ વિશ્વધર્મ છે વિશ્વધર્મ શૂરાનો છે કોઇ પણ જીવને દુઃખ ન થાય તેવું વર્તન વિશ્વધર્મ યોગ્ય છે

૨ કોઇ પણ ધર્મની નિંદા કરશો નહિં, જગતના સર્વ જીવો મારા બંધુ છે તેવું પ્રેમપૂર્વક વર્તન કરો.

૩ ધર્મ–માર્ગમાં મતભેદ, પંથની મમતા દૂર કરો, જાતિ-કોમના ઝઘડાઓ સમાવી દો, ઊંચ નીચના માનના અહંકારનો ત્યાગ કરો.

૪ વિશ્વમા કુટુંબ, જાતિ, કોમ, દેશ અને રાજ્યના બંધારણુની જરૂર છે.

૫ સદા સત્ય બોલો. ધર્મમાર્ગને ભૂલી જશો નહિં.

૬ પ્રમાણિકપણે કામ કરો, અનીતિનુ વર્તન કરશો નહિં

૭ ન્યાય અને નીતિના વર્તનથી મહાપુરુષો અમર થઇ ગયા છે તેમના ગુણોનું કીર્તન, વદન, પૂજન થાય છે. જગત તેમના ચરણમા નમસ્કાર કરે છે, પ્રાત કાલે તેમના સ્મરણથી જગત્ સાચા સુખો પ્રાપ્ત કરે છે અને મહાપુરુષ બને છે.

૮ વિશ્વના જીવોની આત્મસત્તા સમાન છે મનુષ્ય જન્મની અંદર પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે તે સત્ય માનજો

૯ જાતિથી ભ્રષ્ટ બનાવી, પોતાના પંથની સંખ્યા વધારવી એ નીતિવિરુદ્ધ છે.

૧૦ વિશ્વમંદિરની જગતને જરૂર છે

૧૧ વિશ્વધર્મના ગુરુ બનવામા જવાબદારીનો વિચાર કરો. ગૃહસ્થપણાની તૃપ્તિ કરવા અહંકારથી મગ્ન બની મનાવા–પૂજાવાની ભાવના રાખી ઝઘડાઓ કરવા, ગુરુ તરીકે શિષ્ય ઉપર સત્તા જમાવવી, ત્યાગ નીતિવિરુધ્ધનુ વર્તન તે સન્યસ્ત દશામાં કરવું યોગ્ય નથી.

૧૨ સાચા ત્યાગીઓ સમભાવમાં રહી પરહિત કરવામાં તત્પર રહે તે જ ત્યાગી કહેવાય છે. અહિંસા પરમો ધર્મના ઉપદેશક ત્યાગીઓ વિશ્વધર્મના ગુરુ બની શકે છે

૧૩ ત્યાગીઓ કોઇપણ જાતના વાહન ઉપર મુસાફરી કરે નહીં, પગે ચાલી દેશહિત કરે, ભીક્ષાવૃત્તિથી જીવન ગુજારે. આખું અનાજ, બીવાળી ચીજો, ફૂલ મેવા લે નહીં ઉષ્ણુ જલ વાપરે. કંચન–કામિનીના ત્યાગી હોય ગૃહસ્થીઓ કુટુમ્બ સારુ બનાવેલી રસવતી જરૂર પૂરતી શુદ્ધ માની લાવી ઉપયોગ કરે. પાસે રાખી શકે નહીં.

૧૪ ત્યાગી ગુરુઓ જન્મ, જરા, મૃત્યુના ભયથી બચવાનો ઉપદેશ આપી, મુક્ત દશાનો માર્ગ બતાવનારા હોય છે. ગૃહસ્થ ગુરુઓ સંસ્કારની ક્રિયાઓ કરાવી, સુખ સાધનપ્રાપ્તિ થાય તેવી આશીષ આપી પ્રજાને સુખી રાખવા યત્ન કરે

૧૫ સ્વતંત્ર બનો—સ્વચ્છંદી ન બની જવા ધ્યાન આપવું

૧૬ ઉદાર બનો—ઉડાઉ બનશો નહીં.

૧૭ સુખી બનો—બીજાના સુખના સાધનનો નાશ કરશો નહીં

# વ્ય....વ....હા.....ર.....વ.....ચ.....ન

હમેશાં પ્રભાતનો સમય આનંદ અને પ્રફુલ્લિત પ્રકાશ ફેલાવતો, અંધકારને દૂર કરતો સૂર્યના કિરણો સાથે દુનિયામાં પ્રસરે છે તેમાંથી તારે તે દિવસ આનંદમય બનાવવો કે મૃત્યુના ઘંટ સાંભળવા કે જીવનને પ્રગતિ ઉપર લાવવું તે તારી મરજી મુજબ કરી લે. દિવસ તો સારો જ છે.

દિવસ ખરાબ તારે માટે ઊગતો નથી, પણ તું ખરાબ બનાવે છે

સવારના પ્રભાત સમયના કિરણો માણસના મનને પ્રફુલ્લિત બનાવી, આનંદની સાથે આખી પૃથ્વી પર પ્રકાશ આપે છે.

---

૧૮ કરકસરીયા બનો—કૃપણ ન બની જવા સાવધાન રહો.

૧૯ ધની બનો—ત્યાગીઓને અન્નદાન આપી તૃપ્ત કરો. અન્નદાનનો સંકોચ, ભેદભાવ રાખનારા સુખી થયા નથી. પેટ ભરનારા સર્પનો સુખ માનતા હશે તે સુખ નથી. બીજાને તૃપ્ત કરનારા તૃપ્ત થાય છે.

૨૦ લક્ષ્મીવાન બનો—લક્ષ્મીનો મદ કરશો નહીં. અહંકારથી બીજાનો તિરસ્કાર કરશો નહીં. નમ્રતા પ્રાપ્ત કરશો. લક્ષ્મીનું માની લીધેલું સુખ નાશવંત છે, કાયમ રહી શકવાનું નથી. દયા એ જ તમારું ભૂષણ છે.

૨૧ ખુશ રહો—બીજાને ખુશ કરનારા સદા ખુશ રહે છે, હિંસક વૃત્તિનો ત્યાગ કરો, વાહનના અલંકારો ખુશ કરી તેના પ્રાણ લેશો નહીં, અવિશ્વાસ રાખનાર ઉપર પ્રેમ વિરુધ્ધ વર્તન કરશો નહીં.

મનુષ્યે શું "કર્તવ્ય" કરવું તે પોતાના જ હાથમાં છે. દેવમંદિરમાં-પ્રભાતમાં ઘંટના રણકાર થતા હોય, જય-જય હર-હર રામ-રામના સ્વર કર્ણ પર અથડાતા હોય છે તેવી જ રીતે પોતાના "આત્મામાં" હંમેશા ઠણકાર થાય છે, અને મનુષ્ય "જાગૃત" દશામાં આવે છે. તે વખતે તારે પોતાને શું કરવું ? દુનિયામાં આનંદ મેળવવો કે ઉપાધિ વહોરવી કે પ્રભુભક્તિમાં તલ્લિન થવું તે દરેક કામ તારે પોતાને જ વિચારવાનું છે. દિવસ તારી સાથે નાચ્યા જ કરે છે, પડછાયા-રૂપી કાળ પણ તારો છેડો મૂકતો નથી; છતાં તારી મરજી શું કરવાની છે તે તારે જ પહેલો જ વિચાર કરી લેવો ઘટે. દિવસ હમેશાં સારો જ ઊગે છે. તિમિર-ઘોર અંધારું સટાટી પ્રકાશની સાથે સવારની (પ્રભાત) આનંદની અને મીઠાં ઝીણાં સ્વર અને પવનના સૂસવાટા સાથે આનંદની લહેરી પ્રસારે છે.

તારે પોતાને જાગૃત દશામાં રહી, શું નવીનતા છે ? ક્યાં હરખ છે ? ક્યાં શોક છે ? ક્યાં જંજાળમય જીવન છે ? અને ક્યાં લીલા લહેર છે ને ધામધૂમ મચી રહી છે ? વળી ક્યાં શોકમાં ગરકાવ પડેલી રડવડતી રૂદન કરતી સ્ત્રીના ઝીણા અને કરુણામય સ્વર આવે છે ? તે દરેક કામ તારે જ તપાસી, તારે જે વિચાર ઘડવો હોય તે ઘડી શકીશ. ટાઈમ ટાઈમનું કામ કર્યે જ જાય છે. "ઘડીઆલ" તે ચાલવાની ગતિની ચાવી છે, પણ તે તારા વિચાર કે ટાઈમ

સાથે કોઈ દિવસે ચાલશે નહીં તે લક્ષમા રાખવાનુ છે.

પોતાનુ જીવન, પોતાનુ ધ્યેય, પોતાની પ્રગતિ કઇ દિશામાં જાય છે અને કઇ દિશામાં લઈ જવાની જરૂર છે તે દરેક તુ પ્રથમ વિચારી રાખ. આજનુ કામ કાલ પર જરા ય રાખીશ નહીં. અરે, કાલ તો શું પણ કલાક પછી રાખવાથી તને પસ્તાવાનો વખત આવશે; કારણ કે એક એક ક્ષણ અણમોલી હોય છે.

બોનાપાટ નેપોલીયન પોતાની લડાઇના મેદાનમા એક જ કલાક પાછળ રહેવાથી, પોતાની બાજી ખોઇ બેઠો હતો, માટે જીવનનુ રહસ્ય સુખમય ગાળવુ તે તારા હાથમા જ છે અને તેની લગામ પણ તારા હાથમાં જ છે, માટે તારુ જીવન તું એવુ બનાવ કે તારી જિંદગી સુખમય જાય. અને દિવસ આનંદમાં ગાળ એટલે દિવસ તો આનંદવાળો જ છે. વળી દિવસ પ્રફુલ્લિત ચહેરે કાઢ, જેથી સુસંપની છોળો કુદરની રીતે જ બહેકશે.

તારુ જીવન ક્રોધરૂપી "દાવાનળ" થી બાળીશ નહી, તેને તો અમૃતરૂપી વાણી સંભળાવી, તે પાણીના ક્યારા ભર એટલે સારાં જ ફળ મળશે.

અને નીચેના શબ્દો તારા જીવનમાં ઉતાર એટલે આનંદ જ છે.

"અહો આજનો દિન આનંદવાળો,
જડયો આઠ અંગે રૂપાથી રૂપાળો,
ઘણો ઘોર ગંભીર આનંદ ગાજે,
અહો આજ આનંદ આનંદ છાજે"

ઉપરનુ વાક્ય તારા બાળકોના જીવનમા ઉતારતા શીખ એટલે તું અને તારું કુટુંબ છેક દરેક આનંદી બની તને આનંદ આપશે.

પારેખ રાયચંદ મૂલજી-બેલા

---

## અણમોલ નીતિ-બોલ

बालसखित्वमकारणहास्य, स्त्रीषु विवादमसज्जनसेवा ।
गर्दभयानमसंस्कृतवाणी, षट्सु नरो लघुतामुपयाति ॥

અર્થ.—બાળક સાથે મિત્રતા, વિના કારણનુ હાસ્ય, સ્ત્રીઓ સાથે વાદ-વિવાદ, દુર્જનની સેવા, ગર્દભવાહન અને સંસ્કાર વિનાની-હલકી વાણી: એ છ બાબતોથી મનુષ્ય લઘુતા પામે છે

રા. મ. વ્હોરા.

## વર્તમાન સમાચાર

### આ સભાનો ૪૩ મો વાર્ષિકમહોત્સવ અને ગુરુજયંતિ

અત્રેની શ્રી જૈન આત્માનંદ સભાનો ૪૩ મો વાર્ષિક મહોત્સવ જેઠ શુદ ૭ ને ગુરુવારના રોજ હોવાથી સવારના નવ કલાકે સભાના મકાનમાં પ્રભુ પધરાવી પૂજા ભણાવવામાં આવી હતી. બપોરના બાર વાગે વોરા હઠીચંદ ઝવેરચંદ તરફથી સભાસદોનું સ્વામીવાત્સલ્ય કરવામાં આવ્યું હતું, તેમજ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની જયંતિ પ્રસંગે જેઠ સુદ ૮ ને શુક્રવારના રોજ સભાના સભાસદોએ પાલીતાણે રાધનપુરનિવાસી શેઠ મોતીલાલ મૂળજીભાઇ હા. શેઠ સકરચંદભાઇ તરફથી સવારના શ્રી સિદ્ધાચળજી ઉપર પૂજા ભણાવી શ્રી આદેશ્વર-ભગવાન, શ્રી પુંડરીકજી, શ્રી દાદાજીના પગલાં વગેરેની આંગી રચાવી, શ્રી પુરબાઇની ધર્મશાળામાં સભાસદોનું સ્વામીવાત્સલ્ય કરવામાં આવ્યું હતું.

### ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજની જયંતી

શ્રી મુંબઇમાં શ્રી જૈન બાળ મિત્રમંડળ તથા શ્રી પોરવાડ જૈન યુવક મંડળ ખંભાત તરફથી ઉપરોક્ત મહાત્માની જેઠ સુદ ૮ ના રોજ સ્વર્ગવાસતિથિ હોવાથી શ્રી પંન્યાસજી મહારાજ **શ્રી પ્રીતિવિજયજી** ગણિના પ્રમુખપદે જયંતી ઉજવવામાં આવી હતી. જુદા જુદા વક્તાઓએ જીવનચરિત્ર સંબંધી ઉલ્લેખ કર્યા બાદ પ્રમુખ મહાશયે આચાર્ય મહારાજના જીવનના કેટલાક પ્રસંગો સરલ સુંદર શૈલીથી જણાવી શ્રોતાઓને તેમાંથી યથાશક્તિ ગ્રહણ કરવા ઉપદેશ આપ્યો હતો.

## ચર્ચાપત્ર.

ગુજરાત કાઠિયાવાડમાં ધાર્મિક સંસ્થાઓ, શિક્ષણશાળાઓ ઘણા વખતથી છે અને નવી પણ થતી જાય છે, પરંતુ મારવાડ પંજાબમાં તો હાલમાં કેટલાક વખતથી શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજીના પટ્ટધર આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના પ્રયત્નથી જન્મ પામતી જાય છે. જેમ ગુજરાત કાઠિયાવાડમાં ત્યાંના જૈન શ્રીમંતોની લક્ષ્મીવડે કે ફંડમાંથી જન્મ પામેલ છે અને પોષાય છે, તેમજ પંજાબ મારવાડમાં જન્મ પામેલી તેવી સંસ્થાઓમાં પણ ગુજરાત કાઠિયાવાડના શ્રીમંતોની લક્ષ્મીનો પણ ફાળો મોટો છે, અને આવી શિક્ષણ સંસ્થાઓમાં હજી પણ ગુજરાત વગેરેના શ્રીમંતો ફાળો આપ્યે જશે-આપશે; પરંતુ ગુજરાત-કાઠિયાવાડની સંસ્થાઓમાં મારવાડી જૈન બંધુ કે પંજાબી જૈન બંધુઓએ ભાગ્યેજ આર્થિક સહાય આપી હોય તેમ જણાય છે. પંજાબ જૈન સમાજની આર્થિક સ્થિતિ કરતાં મારવાડના જૈન સમાજના જૈન બંધુઓ ઘણા મોટા શ્રીમંતો વેપારીઓ હોવા છતાં પોતાના મારવાડની સંસ્થામાં ગુજરાત વિગેરે જીલ્લાના જૈન શ્રીમંતો આર્થિક સહાય આપે છે તેમ મારવાડી જૈન શ્રીમંત બંધુઓએ ગુજરાત-કાઠિયાવાડની સંસ્થાઓમાં, ભલે નવી જન્મે તેમાં પણ, આર્થિક સહાય આપવા જરૂર છે. આમ નહિ બનતું હોવાથી કેટલાક ગુજરાત જીલ્લાના જૈન બંધુઓને તે માટે ઊહાપોહ થયા કરે છે જેથી મારવાડી જૈન શ્રીમંત બંધુઓએ તે હકીકત દષ્ટિ સન્મુખ રાખી પોતે પણ આર્થિક સહાય આપનારને સહાય આપી સુકૃતની લક્ષ્મીનો લ્હાવો લેવો.

લી૦
ગુજરાતી જૈન બંધુ

Reg. No. B. 431.

# ગુજરાતી ભાષાંતરના ગ્રંથો.

## ( મળી શકતા ગ્રંથોનું લીસ્ટ )

| | |
|---|---|
| શ્રી નવતત્ત્વનો સુંદર બોધ | ૦॥= |
| શ્રી જીવવિચાર વૃત્તિ | ૦।= |
| શ્રી દંડક વૃત્તિ | ૦॥ |
| શ્રી નય માર્ગદર્શક | ૦॥= |
| શ્રી હંસવિનોદ | ૦॥। |
| કુમાર વિહારશતક | ૧॥ |
| શ્રી જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦॥ |
| શ્રી આત્મવલ્લભ જૈન સ્તવનાવલી | ૦।= |
| શ્રી મોક્ષપદ સોપાન | ૦॥। |
| ધર્મબિન્દુ આવૃત્તિ બીજી | ૨) |
| શ્રી પ્રશ્નોત્તરપુષ્પમાળા | ૦॥।= |
| શ્રી શ્રાવકકલ્પતરૂ | ૦।= |
| શ્રી આત્મપ્રબોધ | ૨॥ |
| જૈન ગ્રંથ ગાઇડ | ૧) |
| શ્રી નવાણું પ્રકારી પૂજા ( અર્થ સહિત ) | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વસ્વરૂપ સ્તવ | ૦। |
| શ્રી ચંપકમાળા ચરિત્ર | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧) |
| શ્રી પ્રકરણ પુષ્પમાળા ( દ્વિતીય પુષ્પ ) | ૦॥ |
| શ્રી અધ્યાત્મમત પરીક્ષા | ૦। |
| શ્રી ગુરૂગુણમાળા | ૦॥ |
| શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦।– |
| શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦॥ |
| શ્રી ઉપદેશસપ્તતિકા | ૧) |
| શ્રી પંચપરમેષ્ઠી ગુણરત્નમાળા | ૧॥ |
| સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧) |
| શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર | ૨) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો | ૨) |
| આદર્શ જૈન સ્ત્રીરત્નો | ૧) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો | ૨॥ |
| શ્રી દાનપ્રદીપ | ૩) |
| શ્રી નવપદજી પૂજા ( અર્થ સહિત ) | ૧॥ |
| કાવ્યસુધાકર | ૨॥ |
| શ્રી આચારોપદેશ | ૦॥ |
| ધર્મરત્ન પ્રકરણ | ૧) |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર (અર્થસહિત શાસ્ત્રી) | ૧॥। |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર અર્થ સહિત (ગુ.) | ૧। |
| શ્રી આત્મવિશુદ્ધિ | ૦।= |
| કુમારપાળપ્રતિબોધ | ૩॥। |
| જૈન નરરત્ન " ભામાશાહ " | ૨) |
| આત્માનંદ સભાની લાયબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ | ૦॥= |
| શ્રી વિમલનાથ ચરિત્ર | ૧॥। |
| શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર | ૧॥। |
| શ્રી પૃથ્વીકુમાર ચરિત્ર | ૧) |
| ધર્મપરીક્ષા | ૧) |
| શ્રી પ્રભાવક ચરિત્ર | ૨॥ |
| જૈનધર્મ | ૧) |
| શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ અર્થ સહિત | ૦॥= |
| શ્રી સામાયિક સૂત્રાર્થ | ૦)=॥ |
| શ્રીપાળરાજાનો રાસ, સચિત્ર (અર્થ યુક્ત) | ૨) |
| ,, ,, ,, રેશમી પુઠું | ૨॥ |
| સતી સુરસુંદરી ચરિત્ર | ૧॥ |
| સંવેગદ્રુમ કંદલી | ૦। |
| શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર | ૦)= |
| ,, સોળમો ઉદ્ધાર | ૦। |
| શ્રી વીશસ્થાનક પૂજા અર્થ સહિત | ૦॥। |
| શ્રી તીર્થંકર ચરિત્ર | ૦॥= |
| કલિંગનું યુદ્ધ યાને મહારાજા ખારવેલ | |
| શ્રી મહાવીર જીવનચરિત્ર | ૩) |

લખોઃ—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર.






અશાડ

૧૯૯૫

✣

અંક ૧૨ મો

પુસ્તક ૩૬ મું.



પ્રકાશકઃ—

શ્રી જૈન આત્માનંદ સભા

ભાવનગર.

# વિષય-પરિચય



---

## અમારા ગ્રાહકોને નમ્ર સૂચના.

ચાલતા ૩૬ મા વર્ષનો આ છેલ્લો અંક પ્રકટ થયેલ છે. શ્રાવણ માસથી શ્રી આત્માનંદ પ્રકાશ માસિકનું ૩૭ મું વર્ષ શરૂ થતાં તે જ માસમાં પ્રથમ અંક પ્રગટ થશે. આ વર્ષે શ્રાવણ માસ બે હોવાથી અધિક માસનો અંક પ્રગટ કરવામાં આવતો નહિ હોવાથી બીજા શ્રાવણ માસમાં ઇંગ્રેજી **સપ્ટેમ્બર** માસની તા. ૫-૯-૧૯૩૯ ના રોજ પ્રગટ થશે, જેથી નિયમ મુજબ સર્વ ગ્રાહક બંધુઓને મળી જશે.

તંત્રીમંડળ

---

**શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગરની લાઇબ્રેરીના સભ્યોને નમ્ર સૂચના.**

કેટલાક સભાસદો તથા ડીપોઝીટ વગેરેથી બુકો લઇ જનાર વાચકોને વિનંતિ છે કે ઘણા લાંબા સમયથી લાઇબ્રેરીના કેટલાક વાચકો પાસે પુસ્તકો બાકી છે. તેઓએ પુસ્તકો સભાએ આપી જવા અથવા તેના પૈસા મોકલી આપવા વિનંતિ છે. આ બાબતની સૂચના જેની પાસે બુકો છે તેઓને આપવામાં આવેલ છે અને જેઓને સૂચના ન મળી હોય તેઓએ આ જાહેર સૂચનાને ધ્યાનમાં રાખી બુકો પાછી મોકલી અન્ય વાંચકોને સરળતા કરી આપવા વિનંતિ છે.

લાઇબ્રેરીયન



## દાનવીર શેઠ કાંતિલાલભાઈ બકોરદાસ રાધનપુર.

રાધનપુર શહેર એ જૈનપુરી છે. ત્યાંના જૈન બંધુઓ શ્રદ્ધાવાન છે એટલું જ નહિ પણ કેટલાક બંધુઓ તો મોટા વેપારી, સુખી અને શ્રીમંતો છે, અને તેમાંય પણ કેટલાક બંધુઓ પોતાને મળેલ સુકૃતની લક્ષ્મીનો ધર્મ-કાર્યમાં સદ્વ્યય કરી દાનવીર તરીકે પ્રખ્યાત છે. તેમાંથી એક શ્રીમાન કાંતિલાલભાઈ બકોરદાસ પણ છે શેઠ કાંતિલાલભાઈ પરોપકારી અને સેવાભાવી ગૃહસ્થ છે તેમનું હૃદય ઉન્નત ભાવનાઓથી વિકસિત છે તેઓશ્રી ગર્ભશ્રીમંત હોવા સાથે તેઓ જૈન સમાજના એક મૂગા સેવક હોવા સાથે યુવાવસ્થાના પ્રારંભથી જ જીવનના અનેક વિકટ પ્રશ્નો ઉપર વિજય મેળવી આજે સમાજની ઉન્નતિ કેમ થવા પામે તેની સાધના કરી રહ્યા છે

શ્રી રાધનપુરમાં સ્થાપિત જૈન ફ્રી વાચનાલય, જૈન ભોજનશાળા, વિલેપાર્લેનું જૈન સેનેટોરીયમ અને દેરાસર, શ્રી જીવતલાલ બકોરદાસ જૈન લાઇબ્રેરી વગેરે શ્રીમાન શેઠ કાંતિલાલભાઈની સાહિત્યરસિકતા અને જૈન સેવાના ભાવનાસૂચક દૃષ્ટાંત ચિહ્નો છે મુંબઈના શ્રી શાંતિનાથજી જૈન દેરાસર, રાધનપુરના શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજી જૈન દેરાસર, શ્રી મુંબઈ અને માંગરોળ જૈન સભાના ટ્રસ્ટી હોવા ઉપરાંત ઉમેદપુર શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલયના સેક્રેટરી વિગેરે બીજી જૈન કેળવણી સંસ્થાઓમાં પણ તેઓ ઉદાર ચરિત કરી આત્મા ધની રહ્યા છે રાષ્ટ્રીય ભાવનાના કાર્યમાં પણ તેઓનો અમુક ફાળો છે

આ સભા ઉપર તેમના વડીલોની જેમ તેમનો બાળવયથી જ પ્રેમ રહેલો છે સભાની ઉત્તમ કાર્યવાહી અને ખ્યાતિ ઘણા વખતથી તેઓના જાણવામાં હોવાથી પોતાનું કર્તવ્ય સમજી હાલમાં આ સભાનું પેટ્રન (મુરબ્બી) પદ સ્વીકાર્યું છે તે માટે સભા પોતાનો આનંદ જાહેર કરે છે અને ભવિષ્યમાં ધર્મસેવાના અનેક કાર્યો કરવા ભાગ્યશાળી બને તેમ પ્રાર્થના કરે છે




પુસ્તક ૩૬ મુ. | આત્મ સં. ૪૩ : | વીર સં. ૨૪૬૫ : | અશાડ :
અંક. ૧૨ મો | આ. શ. સં. ૩. | વિક્રમ સં. ૧૯૯૫ | જુલાઈ :

# વીર વિભુની સ્તુતિ

( રાગ–ટોપીવાળાના ટોળા ઊતર્યા. )

વ્હાલા **વીર વિભુને** વદું ભાવથી,
વિબુધ વૃંદમાં વિચરતા જે (૨)
ધીર વીર ગંભીર,
વ્હાલા વેલેરા વ્યાધિઓ વિદારજો. ૧
નાથ નામી છો નેહને નિભાવજો,
પ્રેમી પનોતા પૂરણ પ્યારા. (૨)
માલિક મ્હારા મુનીશ.... વ્હાલા ૨
દુ:ખ દરીયામાં ડૂબતો દયાળ છું,
આપ અનેરા અંતરજામી. (૨)
આપોને આરામ. વ્હાલા ૩
છેક એક ટેક ગ્રહી સહી આપની,
આપ વિના નથી આરો અમારો. (૨)
ધારજો ધૈર્ય નરેશ. .... વ્હાલા. ૪
**અજિત** આપકેરી આશ ખાસ દાસને,
અંતરમાં છે એક અનોખી (૨)
**લક્ષ્મી**તણા સરદાર ...... વ્હાલા ૫

મુનિ શ્રી લક્ષ્મીસાગરજી

# ઉપદેશક કવ્વાલી

વિવિધતા વિશ્વની જોઇ, મુઝાઓ ના તમે મનમાં;
તપાસી જોયું છે કો દી', તમારું જાય છે શું શું ? ૧

ફલાણો આમ બોલે છે, ફલાણો આમ ચાલે છે;
તપાસો ત્યાગી પર ચિંતા—તમારું. ૨

ફલાણો ચોર ને લુચ્ચો, ફલાણો મૂર્ખ અજ્ઞાની;
વિચારો વ્યર્થ નિંદાથી—તમારું. ૩

યદિ ટેં ટેં કરે તો હું, ચખાડી દઉં મજા ભારે;
ફુલાઓ પણ જરા જોશો—તમારું. ૪

બીચારા રાંક શું કરશે? બધી વાતે છું પોંચેલો;
વદો પણ ધ્યાન તો આપો—તમારું. ૫

કરો હિંસા વદો જૂઠું, કરો ચોરી વ્યભિચારી;
પરંતુ એટલું જો જો—તમારું. ૬

અનંતું જ્ઞાન ને દર્શન, અનંતું વીર્ય ને જીવન;
તપાસો આ બધામાંથી—તમારું. ૭

અનંતું સુખ ને આનંદ, અચળ મુક્તિ પરમ શાંત;
તમારા ગુણ-ગણોમાંથી—તમારું. ૮

તન ધન ધામ ને દારા, ગયાં માતાપિતા પ્યારાં;
ગયું જે આ બધું તેમાં—તમારું. ૯

કરો તૈયારીઓ જ્યારે, જવાને બીજી દુનિયામાં;
બધી વસ્તુ ગણી લેજો—તમારું. ૧૦

અનંતા કાળથી જગમાં, સફર કરતા તમે આવો;
વસ્યા વાસો તમે જ્યાં ત્યાં—તમારું. ૧૧

—આચાર્ય શ્રી વિજય કસ્તૂરસૂરિજી મહારાજ

સમ્યગ્ જ્ઞાનની કુંચી

# આત્મોદ્ધાર અને મુક્તિ

આદ્ય લેખક.-શ્રીમાન્ ચંપતરાયજી જૈની બાર-એટ-લૉ

( ગતાંક પૃષ્ઠ ૩૦૬ થી શરૂ )

કાચમાના પૃષ્ઠભાગ ઉપર વિશ્વનો આધાર રહેલ છે એવી હિન્દુઓની માન્યતાને જડવાદીઓ વખોડી કાઢે છે, પણ કાચમો એ વસ્તુત શુ છે એ સમજવાનો તેઓ પ્રયત્ન સરખો ય કરતા નથી. જડવાદીઓ આમ અનેક રીતે જાણ્યે-અજાણ્યે પોતાના અજ્ઞાનનુ પ્રદર્શન કરે છે. કાચબો એટલે જીવન. જીવનનો ઇંદ્રિયોદ્વારા આવિર્ભાવ થાય છે જીવન ઇંદ્રિયોદ્વારા કાર્ય કરે છે કાચબો ઢાલના છિદ્રોદ્વારા પોતાનાં અંગોનો વિકાસ કરી શકે છે કાચબાનુ શરીર જેમ વધે છે તેમ આત્મ દ્રવ્યનો પણ વિસ્તાર અને સંકોચ થાય છે સંકોચન અને વિસ્તાર એ બન્ને આત્મ દ્રવ્યની વિશિષ્ટતાઓ છે. જીવન અને કાચબા વચ્ચે આ પ્રમાણે સામ્ય છે. કાચમાના પૃષ્ઠભાગ ઉપર વિશ્વનો આધાર રહેલો છે એમ કહેવાનો અર્થ એટલો જ કે ભૌતિક વિશ્વ જીવનના અધિકરણ ઉપર નિર્ભર રહેલ છે. ભૌતિક વિશ્વ જીવનના અધિકરણ ઉપર નિર્ભર રહેલ છે ભૌતિક વિશ્વને જીવનના અધિકરણનો આધાર છે એમ આપણે અગાઉ પણ જોયુ છે

"મંદિરોના પડદા શીર્ણવિશીર્ણ થઇ ગયા કબરોમાથી નિદ્રસ્થ સંતો બહાર આવ્યા અને તેમનુ ઘણાને દર્શન થયુ" એવુ જે વર્ણન ( ઇસુના વધ બાદ ) મેથ્યુસમા કરવામા આવ્યુ છે તેનો અર્થ ઉપલક દૃષ્ટિએ સમજવાનો નથી એ વર્ણનનું રહસ્ય નિમ્ન પ્રકારે હોઇ શકે.

અતીન્દ્રિય દર્શનના આવરણોનો ઉચ્છેદ થયો સત્ય સ્મૃતિનો પ્રાદુર્ભાવ થયો. પૂર્વજન્મોનુ અભિજ્ઞાન થયુ

જો કબરોમાથી જીવન્ત સ્વરૂપના અનેક સંત પુરુષનો પ્રાદુર્ભાવ થયો હોત તો તેની અસર વિલક્ષણ પ્રકારની જરૂર નીવડે. લાખો લોકો ખ્રિસ્તી બની જાય એ પ્રમગ જોસફ* જેવા ઇતિહાસકારને પણ ઉલ્લેખનીય થઇ પડે, પણ તેવુ કઇ બન્યુ નથી જીસસરૂપ આત્માને પૂર્વજન્મોનુ સ્મરણ થયુ એ જ તાત્પર્ય ઉપાદેય થઇ પડે છે મૃત દેહોનો અચેતન કે જીવન્ત સ્થિતિમા આવિર્ભાવ થયો એ માન્યતા અસંગત અને સંક્ષોભજનક છે વિદેહી સંતપુરુષોનો પૂર્વજન્મની સ્થિતિમા પુનરાવિર્ભાવ કોઇ રીતે સંભવનીય નથી જીસસ ક્રાઇસ્ટનુ જીવન ધાર્મિક દૃષ્ટિબિન્દુથી અત્યંત વિચારણીય છે જીસસમા સત્ય જ્ઞાનનો આવિર્ભાવ થયો હતો આથી તેને જીવનમા સુકાર્યો જ કરવાના હતા.

જીસસનુ જીવન-કાર્ય સતત પ્રેરિત હતુ જીમસમા સત્યનુ જ્ઞાન હતુ અને સત્યના જ્ઞાનનો બોધ જીસસે જીવનપર્યંત કર્યો. જ્ઞાન હોવા છતા જ્ઞાનનો પ્રચાર ન કરવો એ જીસસ પાપરૂપ માનતા હતા આથી તેમણે પોતાનુ આખુયે જીવન જ્ઞાનપ્રચારમા જ વ્યતીત કર્યું જ્ઞાનનુ દાન કરવુ એ જીસસે પોતાનું જીવન-કર્તવ્ય માન્યુ હતું જ્ઞાન હોવા છતા જ્ઞાનનુ વિતરણ ન કરવુ એ કર્તવ્યવિમુખતા છે, એમ જીસસ માનતા હતા. જ્ઞાનીઓએ જ્ઞાનપ્રચાર કરવો જ જોઇએ જ્ઞાનપ્રચાર એ જ્ઞાનીઓની કૃતકૃત્યતા છે, જ્ઞાનપ્રચારથી જ્ઞાનીઓનુ જીવન સુખી અને ધન્ય બને છે જ્ઞાનપ્રચારની આવશ્યકતા સંબંધમા ઇસાવાસ્ય ઉપનિષદમા યથાર્થ જ કહ્યુ છે કે -

"અવિદ્યા( અજ્ઞાન )નુ અનુસરણ કરનારા મનુષ્યો ગાઢ તિમિરમા પ્રવેશ કરે છે. વિદ્યા ( જ્ઞાન ) હોવા છતા જેઓ બીજા મનુષ્યોના અસત્ય મંતવ્યોમા સુધારણા નથી કરતા તેઓ ગહનમા ગહન તિમિરમા નિમગ્ન થાય છે "

* The Historian's History of the World, Vol II, pp 169

કેટલોક કાળ થયાં રવિવારનો દિન લોકોથી પ્રાય આલસ્યમાં જ વ્યતીત થતો હતો. રવિવાર આધ્યાત્મિક વિશ્રાન્તિના દિનને બદલે આલસ્ય દિન બનતાં ઇસુએ યાહુદીઓ ઉપર રોષે ભરાઇને રવિવાર આધ્યાત્મિક વિશ્રાન્તિમાં જ વ્યતીત કરવાનું સૂચન કર્યું. એ સૂચન યાહુદીઓને ન રુચ્યું અને યાહુદીઓનો ઇસુ પ્રત્યેના વિરોધ વૃદ્ધિંગત થયો

ઇસુ નીચ કુલોત્પન્ન હતો. તેની બુદ્ધિ અસામાન્ય પ્રકારની ન હતી. ઇસુની બુદ્ધિ કોઇ રીતે અત્યંત જ્વલંત તો ન જ કહી શકાય. આથી તેના ઉપદેશથી વિરોધીઓનો કોપ વધ્યા જ કર્યો. તેમણે ઇસુનો વધ કરવાનો પણ આખરે નિરધાર કર્યો. જીસસની મનોદશા વિચિત્ર બનતી ગઇ. તેણે વિરોધીઓના દોષ નિહાળવા માંડયા. શકિત ન હોવા છતાં વિરોધીઓને વાદવિવાદથી પરાસ્ત કરવાને પ્રયત્ન પણ કર્યો. ઇસુ અને તેના વિરોધીએ વચ્ચે વૈમનસ્ય ખૂબ વધી ગયું.

ઇસુ પોતાનાં જીવન દરમિયાન કેટલાક ચમત્કારો કરી શકયાથી, એ એની વિશિષ્ટતા તેના ભકતો તરફથી અનેક રીતે વર્ણવાય છે. ઇસુના ચમત્કારોના સંબંધમાં ઇસુના અનુયાયીઓ તરફથી કેટલીક વાર અતિશયોકિત પણ થાય છે. ઇસુ પોતાના ચમત્કારોથી જ પોતાનું પક્ષબળ કેટલીક રીતે વધારી શકયો હતો એમ પણ કહી શકાય.

ઇસુ ઉપવાસનું મહત્ત્વ સારી રીતે જાણતો હતો. ઉપવાસથી ઇચ્છાશક્તિ તેમજ કેટલીક આધ્યાત્મિક શકિતઓનો વિકાસ થાય છે એવી ઇસુની દૃઢ માન્યતા હતી. પોતાના શિષ્યો એક પિશાચનાં નિઃસારણ નિમિત્તે ઉપવાસ ન કરવાને કારણે પિશાચનાં નિવારણમાં નિષ્ફળ ગયાથી ઇસુએ તેમને પિશાચ આદિથી શાન્તિ માટે ઉપવાસ કરવાનો બોધ આપ્યો હતો. ઉપવાસનું મહત્ત્વ ઇસુની દૃષ્ટિએ કેટલું હતું તે આ ઉપરથી પ્રત્યક્ષ થઇ શકે છે.

ઇસુ હસ્ત-પ્રમાર્જન વિના આહાર ગ્રહણ કરતો એ અત્યંત ટીકાપાત્ર ગણાય છે, પણ ઇસુ આ સંબંધમાં પોતાનો હમેશાં બચાવ જ કરતો. બાહ્ય અશુધ્ધિથી આંતરિક અશુધ્ધિ ન સંભવે એવી ઇસુની દૃઢ માન્યતા હતી. આંતરિક અશુધ્ધિથી જ મનુષ્ય ભ્રષ્ટ થાય છે એવી ઇસુને પ્રતીતિ હતી. શુદ્ધિ હોય તો બાહ્ય અશુદ્ધિઓ ઉપેક્ષણીય બને છે, અંતરની અશુદ્ધિ હોય તો ગમે તેટલી બાહ્ય શુદ્ધિઓ નિરર્થક બને છે, એમ ઇસુ વારંવાર સાફ-સાફ કહેતો હતો.

ઇસુના શિષ્યો અત્યંત સામાન્ય બુદ્ધિના હતા. તેમનાથી ઇસુનો ઉપદેશ બરોબર સમજી ન શકાતો. ઇસુને આથી ખોટું લાગતું. તે શિષ્યોની જડ જેવી બુદ્ધિના સંબંધમાં પુષ્કળ ટીકા પણ કરતો ખરો. શિષ્યોમાં સ્વમાન જેવું બહુ ઓછું હતું. તેઓ તો પદવીથી પ્રમત્ત રહેતા. પદવીના આનંદમાં જ તેઓ જીવનનું સર્વસ્વ માનતા. આખરે પદવીની સર્વશ્રેષ્ઠતાના સંબંધમાં તેમના વચ્ચે તુમુલ કલહ જાગ્યો. ઇસુએ શિષ્યોનો આ કલહ બોધયુક્ત ભાષણથી શાન્ત કર્યો હતો. ઇસુના પીટર નામના એક શિષ્યે ઇસુનો દ્રોહ પણ કરીને પોતાના પ્રાણ બચાવ્યા હતા. પોતે ઇસુનો અનુયાયી કે શિષ્ય નથી એમ તેને પ્રાણ-રક્ષણનિમિત્તે એકરાર કરવો પડ્યો હતો. ઇસુના શિષ્યો કેટલેક અંશે વફાદાર સેવક જેવા હતા એમ કહી શકાય. ગુરુએ આપેલી કેટલીક સત્તાઓથી તેઓ સત્તાધીશ જેવા બની ગયા હતા.

ઇસુના શિષ્ય જૉનના લેખોમાં કંઇક રહસ્ય જેવું જણાય છે. પદ્ધતિ અને વિચારની નિશ્ચિતતાને અભાવે એ લેખોનું મહત્ત્વ કંઇક અંશે ઘટી જાય છે. ઇસુનું જીવન-વૃત્તાન્ત બીજા ઘણાઓએ લખ્યું છે પણ એ વૃત્તાન્તો પ્રાયઃ અસત્ય યુક્ત અને અને અતિશયોક્તિભર્યાં લાગે છે. વૃત્તાન્તોના લેખકોને ધર્મનું રહેજે પણ જ્ઞાન હોય એમ પણ માલૂમ પડી શકતું નથી. ઇસુનાં જીવન-વૃત્તાન્તમાં ધર્મ જ્ઞાનની પણ ઝાંખી ન થઇ શકતી હોય તો એ જીવન-વૃત્તાન્ત નિરર્થક ગણી શકાય એ નિર્વિવાદ છે.

ઈસુનો ધર્મ સર્વ જીવોને સુખદાયી હોય એમ નથી જણાતુ. ઇસુનો ધર્મ સત્ય ધર્મના ઉદ્દેશની સિદ્ધિની દૃષ્ટિએ અર્થ રહિત પ્રતીત થાય છે ઇસાઇઓએ બળજબરી વિગેરેથી ધર્માન્તરનુ કાર્ય ગમે તેટલુ કર્યુ હોય પણ તેથી જનતાના સુખમા વધારો નથી થયો એમ જરૂર કહી શકાય. સત્ય ધર્મ પ્રકાશ અને સુખનો જ પ્રચાર કરે છે. ધર્મના અનુયાયીઓ વધે કે નહિ તેની પરવા સત્ય ધર્મીઓને બહુ ઓછી જ હોય છે સત્ય ધર્મીઓ અનિષ્ટનો સર્વથા પરિત્યાગ કરે છે અનિષ્ટ વસ્તુઓ આદિના પરિત્યાગથી સત્યની પ્રાપ્તિ તેમને થઇ શકે છે.

ક્રાઇસ્ટના વ્યક્તિત્વ અને તેના બોધના ગુણ-દોષ વિષે પૃથક્ રીતે તેમજ સમુચ્ચય દૃષ્ટિથી આપણે હવે વિચાર કરીએ. ક્રાઇસ્ટના જન્મનો પ્રશ્ન સામાન્ય રીતે અત્યત રહસ્યયુક્ત લાગે છે ક્રાઇસ્ટના જન્મ સબધમા અનેક વિદ્વાનોએ અનેક દૃષ્ટિબિન્દુથી ગભીર વિચાર અને અન્વેષણ કરીને અત્યત મનનીય અભિપ્રાયો વ્યક્ત કર્યા છે. ઇસુનો કુમારીને પેટે જન્મ થયો હતો કે ઇસુનો જન્મ વિશુદ્ધ ગર્ભ-ધારણના પરિણામરૂપ હતો એવો કોઇ વિદ્વાનનો મત પડતો નથી જીસસના આશ્ચર્યકારી જન્મ( કુવારી કન્યાને પેટે જન્મ )ની માન્યતાને એક અધર્મી દંતકથારૂપ ગણીને ઇવાન્સન નામના એક પાદરીએ તે સબધમા સખતમા સખત ટીકા કરી હતી આથી પાદરીઓની જમાત સાથે જબરો ઝઘડો જાગ્યો હતો ઇસુના જન્મ આદિના સબધમા મી ઇવાન્સને યથાર્થ જ લખ્યુ છે કે—

"સત લ્યુકના પહેલા બે પ્રકરણો નરી દતકથારૂપ છે ખ્રિસ્તી મતનો સ્વીકાર કરનાર એક વખતના બીનખ્રિસ્તીઓએ, ક્રાઇસ્ટ પ્રત્યે અત્યત પૂજ્યભાવ દર્શાવવા નિમિત્તે ક્રાઇસ્ટનો જન્મ દેવના જેવો બતાવવા અનેક પ્રયાસો કર્યા છે એમ નિશ્ચયપૂર્વક કહી શકાય ક્રાઇસ્ટનો જન્મ અત્યત વિલક્ષણ સયોગોમા થયો હોવાની માન્યતા વિવેકશૂન્ય છે તે ક્રાઇસ્ટ તેમજ ધર્મની નિંદારૂપ છે એ માન્યતા નાસ્તિકોની અધશ્રદ્ધા અને આશકાજન્ય છેક અસત્ય કલ્પિત વાર્તાઓથી પણ ચઢી જાય છે"*

પ્રો હેકલે ક્રાઇસ્ટના કહેવાતા આશ્ચર્યકારી જન્મ વિગેરેના સબધમા "The Riddle of the universe" મા કહ્યુ છે.—

"ક્રાઇસ્ટના મૃત્યુ બાદ આશરે એક સૈકા બાદ સુવાર્તાઓના સબધમા કેટલાક પ્રમાણો આપણને પ્રાપ્ત થયા છે આટલે બધે લાબે વખતે જે પ્રમાણો મળે તેના ઉપર કોઇ રીતે આધાર ન જ રાખી શકાય જર્મની અને ઇગ્લડના કેટલાક નામાંકિત વિદ્વાનો ઇસુનો જન્મ આશ્ચર્યકારી રીતે થયો હતો એવી માન્યતાને કપોલકલ્પિત અને નિરર્થક માનવા લાગ્યા છે એમા કઇ નવાઇ જેવુ નથી મૃત્યુ બાદ પુનરુત્થાન, સ્વર્ગારોહણ વિગેરે મતવ્યોનો પણ અસ્વીકાર થવા લાગ્યો છે આખુયે ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર શીર્ણવિશીર્ણ થઇ રહેલ છે. ખુદ ઇસુની વ્યક્તિનો પણ વિલય થવા માડ્યો છે."

કુવારી કન્યાને પેટે ઇસુનો જન્મ થયાની માન્યતા કા તો આધ્યાત્મિક રહસ્યપૂર્ણ છે અને કા તો એ સર્વથા કપોલકલ્પિત છે ઇસુને વિશેષ મહત્ત્વ આપવાના ઉદ્દેશથી આ કલ્પિત મતવ્યનો પ્રાદુર્ભાવ અને પ્રસાર થયો હોય એમ સભવિત જણાય છે

હિન્દુ ધર્મ તેમજ બીજા ધર્મોમા પણ દતકથાઓનુ સામાન્ય રીતે પ્રાધાન્ય હોય છે એ દતકથાઓમા ઘણીખરી એવી હોય છે જેનુ આધ્યાત્મિક રહસ્ય સમજવાનુ હોય છે ક્રાઇસ્ટની જન્મ-કથામા આધ્યાત્મિક રહસ્ય જેવુ કશુયે નિષ્પન્ન નથી થતુ સત લ્યુકમા સત્ય કહ્યુ છે કે—

'જોસફનો પુત્ર મનાતો જીસસ ત્રીસ વર્ષનો થયો' ક્રાઇસ્ટનો જન્મ કુદરતી રીતે જ થયો

*History of the New Testament Criticism, Pp 91-92

હતો એમ આ ઉપરથી સહજ નિષ્પત્તિ થઇ શકે છે. પોતાનો જન્મ આશ્ચર્યજનક રીતે થયો હતો એમ ઇસુ પોતે પણ માનતા નહિ.

ઇસુના એક સમયે ઉચ્ચારેલા નિમ્ન ઉદ્દગારો ખાસ રહસ્યપૂર્ણ છેઃ—

"હું કયાંથી આવ્યો છું અને કયાં જવાનો છું તે હું જાણું છું. મારાં ગમન–આગમનસ્થાનો વિષે તમે કશુંયે જાણતા નથી."

ઇસુએ આ ઉદ્દગારોમાં આત્માનું મહત્ત્વ સમજાવી શરીર આદિ ભૌતિક વસ્તુઓનો વ્યામોહ છોડી દેવાનો પોતાના અનુયાયીઓને બોધ આપ્યો હતો. આત્મારૂપ વસ્તુ–પદાર્થને છોડી શરીરરૂપ છાયાને પ્રાધાન્ય ન આપવાનો ઇસુના ઉપરોક્ત ઉદ્દગારોનો રહસ્યાર્થ હતો.

કેટલાક યાહુદીઓએ ઇસુના જન્મવૃત્તાન્ત સંબંધી એક વાર ખાસ જિજ્ઞાસા કરી હતી. આમ છતાં ઇસુએ પોતાનાં જન્મ સંબંધી મૌન જ સેવ્યું હતું. "પ્રભુ સર્વનો પિતા છે તેમ અમારે પણ પિતા છે. અમારો જન્મ દુરાચારનાં પરિણામરૂપ નથી." એમ યાહુદીઓએ એક વિશિષ્ટ પ્રસંગે કહેતાં ઇસુએ પોતાના જન્મના સંબંધમાં શબ્દ વટીક ઉચ્ચાર્યો ન હતો. તેણે તો એટલું જ કહ્યું હતું કેઃ—

"પરમાત્મા તમારો પિતા હોય તો તમારે મારા પ્રત્યે સ્નેહ દાખવવો જોઇએ. મારું આવાગમન ઇશ્વરથી જ થયું છે."

પોતે એકલો જ પ્રભુનો પુત્ર છે એવી ઇસુની માન્યતા ન હતી એમ ઉપરના ઉદ્દગારોથી પ્રતીત થઇ શકે છે. યાહુદીઓએ ઇસુનો જન્મ દુરાચારજન્ય હોવાનો ગર્ભિત નિર્દેશ કર્યો હતો તે સંબંધમાં ઇસુએ સંપૂર્ણ ઉપેક્ષા કરીને, પ્રભુ સર્વનો પિતા છે, દુરાચારથી સંભૂત થતાં બાળકોનો પણ પ્રભુ જ પિતા છે એમ સાફ સાફ જણાવી દીધું હતું. દુરાચારજન્ય બાળકનાં આત્માનું દિવ્ય સ્વરૂપ, યથાર્થ લગ્ન અને સદાચારથી ઉત્પન્ન થયેલા બાળકના આત્માનાં દિવ્ય સ્વરૂપ કરતાં સ્હેજ પણ ઉતરતું નથી એવો ક્રાઇસ્ટનાં કથનનો રહસ્યાર્થ હતો. પોતે કુમારીને પેટે જન્મ્યો હતો કે નહિ તે સંબંધમાં નિશ્ચયયુક્ત વિચારો વ્યક્ત કરવાની પોતાને તક મળ્યા છતાં ક્રાઇસ્ટે એ તક જતી કરી. પોતાના જન્મના સંબંધમાં ક્રાઇસ્ટે એ રીતે સંપૂર્ણ ઉપેક્ષાવૃત્તિ જ દાખવી

ક્રાઇસ્ટના જન્મપ્રસંગે કુદરતના નિયમોનો ભંગ થયો હતો એવું કોઇ ઐતિહાસિક પ્રમાણ મળી શકતું નથી. જીસસનાં સંખ્યાબંધ કથનોમાં પોતાના જન્મ સંબંધી કંઇ પણ નિર્દેશ નથી. જે હજારો મનુષ્યને ઇસુનો અનુભવ થયો તેઓ પણ ઇસુના જન્મ સંબંધી ભાગ્યે જ કંઇ જાણી શકયા હતા. આમાંનાં ઘણાને ઇસુનાં જીવનમાં ભાગ્યે જ કંઇ રસ લાગ્યો હતો. હીરોડે પ્રજાજનોનો નાશ કર્યો એ એક ઐતિહાસિક સત્ય છે. ઇતિહાસકારોએ હીરોડનાં આ ઘોર પાપી કૃત્યનો અનેક રીતે નિર્દેશ કર્યો છે પણ ઇસુના કહેવાતા આશ્ચર્યકારી જન્મના સંબંધમાં કોઇ ઇતિહાસવેત્તાએ નિર્દેશ પણ નથી કર્યો. ઇસુનો જન્મ આશ્ચર્યયુક્ત હોવાનું ઐતિહાસિક કે કોઇ અન્ય પ્રમાણ નથી મળી શકતું. ઇસુનો જન્મ આ રીતે કોઇ પણ દૃષ્ટિથી આશ્ચર્યકારક હોવાની માન્યતા કપોલકલ્પિત લાગે છે.

આજે સંસ્કૃતિ અને કુદરતી વિજ્ઞાનની એટલી બધી પ્રગતિ થઇ છે કે, જ્ઞાનના આશ્રય વિના કોઇ ધર્મની સ્થાપના અને વૃદ્ધિ અસંભાવ્ય થઇ પડી છે. જે ધર્મને જ્ઞાનનો આધાર ન હોય તે ધર્મ આ કાળમાં ટકી શકે તેમ નથી. અસત્ય મંતવ્યો યુક્ત ધર્મોમાં વૈજ્ઞાનિક અને તાત્ત્વિક દૃષ્ટિએ મહાન પરિવર્તન થવાની ખાસ જરૂર છે. જે તે ધર્મનું રહસ્ય અને તેનાં વાસ્તવિક કારણોનું યથાર્થ જ્ઞાન થયા વિના, આજે કોઇ મનુષ્ય જે તે ધર્મનો સ્વીકાર કરી લે એ પ્રાયઃ સંભવિત નથી.

મનુષ્ય વ્યાપારી વિષયોમાં જેટલી કાળજી રાખે છે, પોતાના લાભાલાભનો પ્રતિક્ષણે વિચાર કરે છે તેથી અનેકગણો વિચાર અને અનેકગણી

સભાળ યોગ્ય ધર્મની વરણી અને ધર્માનુષ્ઠાનમા મનુષ્યે રાખવાની આવશ્યકતા છે. સ્થિરતા અને નિર્ભયતા વિના કોઇ સુજ્ઞ મનુષ્ય વ્યાપારમા એક પાઇ પણ રોકતો નથી. જે વ્યાપાર નિર્ભય અને લાભદાયી ન હોય તેમા પાઇ પણ રોકવી એ ઇષ્ટ નથી આ જ પ્રમાણે સ્થિર અને ભયયુક્ત ધર્મનો સ્વીકાર કરી તેમા કાળક્ષેપ કર્યાથી એ નિરર્થક અને ભયાવહ થાય છે. ધર્મથી આત્માનુ વાસ્તવિક કલ્યાણ સભવે છે, આથી કોઇ મનુષ્ય ધર્મની યોગ્યાયોગ્યતા કે લાભાલાભતાનો લેશ પણ વિચાર ન કરે તો તે તેની વિચિત્રતાની પરાકાષ્ઠા જ કહી શકાય

હિન્દુઓના એક અવતારી મહાન પુરુષ રૂપ ગણાતા શ્રી કૃષ્ણના જન્મના સબધમા જે માન્યતા પ્રવર્તે છે તે માન્યતામા કઇક પરિવર્તન કરીને ક્રાઇસ્ટનુ જન્મવૃત્તાન્ત ગોઠવવામા આવ્યુ છે એમ નિર્દિષ્ટ થઇ શકે છે. ક્રાઇસ્ટના જન્મના આ શકાયુક્ત અને કાલ્પનિક મતવ્યથી સત્યની પરિણતિમા અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. સત્યનો પ્રકાશ તેના ઝળહળતા સ્વરૂપમા દેખી શકાતો નથી.

જીસસ કે બુદ્ધ કોણ હતા એ પ્રશ્ન બહુ મહત્ત્વનો નથી. તેમનો જન્મ કેવી રીતે થયો, તેમણે જીવનમા શુ ઉપદેશ આપ્યો એ પ્રશ્ન પણ ખાસ મહત્ત્વયુક્ત નથી બન્નેના જીવનમા સત્ય શુ છે એ જ પ્રશ્ન ખાસ વિચારવાનો રહે છે.

સત્યની દૃઢ ઇચ્છા એ મુક્તિ-પ્રાપ્તિના નિશ્ચયથી પરિણમે છે સત્ય-પ્રાપ્તિની સુદૃઢ ભાવનાથી સર્વ પ્રકારના અસત્ય ભેદોનો નાશ થાય છે, અસત્ય ભાવો, મિથ્યા સશય આદિનો ઉચ્છેદ થાય છે. સત્યની દૃઢ ઇચ્છાનુ પરિણમન થતા, શાશ્વત સત્યોમા જ શ્રદ્ધા જાગે છે. કુદરતના અવિચલ નિયમો જીવનના માર્ગદર્શક બને છે. સત્યની દેદીપ્યમાન જ્યોતિથી જીવન પ્રકાશમય બને છે. સત્યની તલ્લીનતાથી જીવનમા મહાન્ પરિવર્તનો થવા માડે છે જીવનમા દિવ્ય સ્વરૂપનુ પ્રાગટ્ય થાય છે. સત્ય આ પ્રમાણે સર્વદા તાત્કાલિક ફલપ્રદ નીવડે છે સત્ય ધર્મનુ પણ તેમજ સમજવું. સત્ય ધર્મના તાત્કાલિક સુદર ફલો આવે છે. સત્ય ધર્મના અનુષ્ઠાનથી તાત્કાલિક રીતે જીવનમા અનેક પરિવર્તન અવશ્ય થાય છે. જે ધર્મના તાત્કાલિક સુદર પરિણામો ન નીપજે તેને વાસ્તવિક રીતે સત્ય ધર્મ ન જ કહી શકાય. સત્ય ધર્મના પરિણામો પ્રત્યક્ષ અને તાત્કાલિક હોય છે. આવો સત્ય ધર્મનો મહાન્ મહિમા છે. જે ધર્મથી કોઇ પ્રત્યક્ષ ફલની પરિણતિ ન થાય તે ધર્મ નથી પણ અધર્મ રૂપ છે. એમા કઇ શકા નથી. સદ્ધર્મરૂપ કલ્પવૃક્ષ સર્વથા પ્રત્યક્ષ ફલદાયી હોય છે

જીસસના જીવન-પ્રસગો ખાસ ઉલ્લેખનીય નથી. જીસસના જીવન-પ્રસગોનુ વર્ણન કરતા, જીસસને અનનુરૂપ કથનોનો પણ કેટલેક સ્થળે નિર્દેશ થયો છે. આવુ એક અહિતકારી કથન 'લ્યુક'મા છે તે આ નીચે આપ્યુ છે —

"ઇસુ સાથે જે મનુષ્યોનો વધ થયો હતો તેઓમાના એકે મૃત્યુ અગાઉ ઇસુનુ ઉપહાસ્ય કર્યુ હતુ ખરો તારણહાર હોય તો પોતાને તેમજ પોતાના સાથીઓને બચાવવા આ સાથીએ ઇસુને વ્યગમા નિર્દેશ કર્યો હતો ઇસુના બીજા સાથીને આ નિર્દેશ બીલકુલ ન રુચવાથી સર્વ મનુષ્યોને પોતપોતાના કર્માનુમાર ફળ મળે છે અને પ્રભુનો ભય એ જ સર્વથા ઇષ્ટ છે એમ જણાવી પોતાના મિત્રના ચિત્તનુ સમાધાન કર્યુ હતુ. તે પછી આ બીજા સાથીએ સ્વર્ગ-પ્રાપ્તિ થાય ત્યારે પોતાનુ વિસ્મરણ ન કરવા ઇસુને સૂચન કર્યુ હતુ. ઇસુએ આ સૂચન માન્ય રાખ્યુ હતુ"

ઇસુના બન્ને સાથીઓએ મૃત્યુ પ્રસગે ઇસુનુ ઉપહાસ્ય જ કર્યુ હતુ એમ ખ્રિસ્તીઓના બીજા તમામ પુસ્તકો જણાવે છે. જો બન્ને સાથીઓએ ઉપહાસ્ય કર્યુ હતુ એમ માની લઇએ તો એકને સ્વર્ગ-પ્રાપ્તિનુ વચન અશક્યવત્ જણાય છે.

સુવાર્તાઓના લેખકોએ ઇસુના જીવનપ્રસગો અને કથનોનુ નિરૂપણ યથાર્થ રીતે નથી કર્યુ. તેમણે ઇસુના જીવન-વૃત્તાન્તનુ વર્ણન કરતાં પોતાના વ્યક્તિત્વ અને પોતાના વિચારોને વિશેષ પ્રાધાન્ય

આપ્યું છે એમ પણ પ્રતીત થાય છે. ઇસુના જીવનના કેટલાક પ્રસંગો યથાર્થ હોય એમ પણ નથી લાગતું. એ પ્રસંગોનું આલેખન શકયતા કે ઇષ્ટતાની દષ્ટિએ સવિશેષ થયું હોય એમ સ્પષ્ટ લાગે છે, કેટલાક જીવન-પ્રસંગોના સંબંધમાં ખૂદ સુવાર્તા-લેખકોમાં જ મતભેદ પ્રવર્ત્તતો હોય એમ પણ નિર્દિષ્ટ થાય છે. દા. ત. ક્રોસ ( સ્વસ્તિક ચિન્હ )નું વહન સાઇમન નામનો એક મનુષ્ય ઇસુનો ક્રૉસ ઉપાડતો હતો એમ જોન કહે છે. બીજા ત્રણ લેખકો આ કથન અસત્ય હોવાનું જણાવે છે. સ્વસ્તિક ચિહ્નનાં વહનના સંબંધમાં જોનનું મંતવ્ય અસત્ય હોય એમ દીસે છે.

જગતમાં ક્રાઇસ્ટનું આગમન થયું તે અગાઉ હજારો વર્ષ થયાં ક્રાઇસ્ટની માન્યતાને અનુરૂપ અનેક માન્યતાઓ જગતમાં પ્રવર્તતી હતી. ક્રાઇસ્ટે પોતાનાં જીવનમાં અનેક રૂપકો આદિ દ્વારા જગતને જે ઉપદેશ આપ્યો છે તેવો જ ઉપદેશ જનતાને ચિરકાલથી પરિચિત હતો ક્રાઇસ્ટના વિચારો અને નવીન ગણાતી કેટલીક માન્યતાઓ જુદાજુદા ધર્મ-પુરાણોમાં એક યા બીજી રીતે ઉપલબ્ધ થાય છે. પુરાણ ગ્રંથોના રૂપકો વિગેરેમાં ધર્મના સત્ય તત્ત્વોનું ગૂઢ રીતે નિરૂપણ કરેલું છે. ઇસુના જીવન કે બોધમાં અનેરી વિશિષ્ટતાનું દર્શન નથી થઇ શકતું. ઇસુનું જીવન-વૃત્તાન્ત અને બોધ અનેક રંગોથી રંગેલ છે. આથી એ વૃત્તાન્ત અને બોધનું મહત્ત્વ પ્રાયઃ નામમાત્ર રહે છે.



## તમે તમારા આત્મા તરફ પાછા વળશો. ત્યારે કાળ પણ કિંકર થઇને રહેશે.

હિંદુ શાસ્ત્રનું સાચું શિક્ષણ કર્મકાંડના રૂપને અવિનાશી બનાવવા માટે નથી પરંતુ અવિનાશી આત્માને પ્રત્યેક રૂપમાં અને પ્રત્યેક કર્મમાં, પ્રત્યેક ઋતુમાં અને પ્રત્યેક યુગમાં અનુભવવા માટે છે; માટે હવે નકામા રાગદ્વેષ છોડો. જો રાત હોય તો રાત્રિ સાથે લડો નહિ પરંતુ તે જ રાત્રિમાં દીપક પ્રગટાવો, અમાવાસ્યાને દિવાળીની રાત્રિ બનાવી દો, સંસારને દીપ્તિમાન કરી દો. દિવસ ઊગ્યો એટલે રાત પણ પડવાની તો ખરી જ અને કહો તો ખરા કે રાત્રિ કઇ વાતે દિવસ કરતાં ભૂંડી છે? દિવસમાં જો એક પ્રકારની ઉત્તમતા છે તો રાત્રિમાં બીજા પ્રકારનું સુખ છે. હા, તેનો લાભ લેતાં આવડવું જોઇએ. કલિયુગ જો ખરાબ છે તો માત્ર તેને જ માટે કે જે તેને બ્રહ્મ જોવાનું દ્વાર નથી બનાવતો. જ્યારે તમે તમારા અંતરાત્મા સાથે બગાડો છો ત્યારે જ કાળ તમારી સાથે બગાડે છે. તમે એ અંતર્યામી તરફ વળશો ત્યારે જગતરૂપી સંગ્રહસ્થાનમાં એક અણુની પણ શું શક્તિ છે કે તમને વિઘ્નકર્તા થાય? દિલની દગાબાજી છોડીને સીધા બનશો તો ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળ સરળ બની જશે.

—સ્વામી રામતીર્થ

# ઘડીઆળના ટકોરા શું સૂચવે છે?

દોહરા

મોહરૂપી નિદ્રાતણી, જબરી જામી જાળ;
માનવજાત જગાડવા, ઘોર કરે ઘડીઆળ. ૧

હરિગીત ૭૬.

આકાશ અવલોકી જુઓ, ઊગ્યો રવિ તે આથમે,
સાગર વિષે ભરતી થઇ, તે ઓટની સાથે શમે;
કોઇએ અચળ રહેતું નથી, છે સ્વપ્ન જગ જજાળનુ,
ટક ટક વદે ઘડીઆળ આ, દે સ્મર્ણ સૌને કાળનુ ૧
વર્ષા વિષે અગણિત જતુ, પૃથ્વી પર પેદા થયા,
દીવાળી જ્યાં દેખાણી ત્યા તો, કોણુ જાણે કયાં ગયા?
ઉત્પત્તિ, સ્થિતિ, લય અખડિત, કાર્ય જગપ્રતિપાળનાં,
ટક ટક વદે ઘડીઆળ આ, દે સ્મર્ણ સૌને કાળનાં ૨
છે કર્મકેરા મર્મનો, બહુભેદ ઊંડા એ વિષે,
જેવા હશે નિજ કર્મ તેવા, દૃશ્યની દુનિઆ દીસે,
ક્ષણુ પ્રતિક્ષણે આયુષ્ય ખૂટે, વૃદ્ધ કે સો બાળનું,
ટક ટક વદે ઘડીઆળ આ, દે સ્મર્ણ સૌને કાળનું. ૩
રે ચેત! માનવ ચેત!! માથે મર્ણનો ભય જાણી લે,
છે હાથ બાજી ત્યા સુધીમા, મોક્ષમાર્ગો માણી લે,
કરી લે ઝડપથી કામ તુ, નિજ ધર્મની સભાળનુ,
ટક ટક વદે ઘડીઆળ આ દે સ્મર્ણ સૌને કાળનું ૪
કયા છે સીકદર ને અકબર? શ્રેષ્ઠ સમ્રાટો હતા,
અઢળક-અનર્ગળ સૈન્ય સપત્તિ! આજ કયાં લાગે પતા!!
નહી નામ-નિશાનો રહ્યા, સૌ છે ચવેણુ કાળનુ,
ટક ટક વદે ઘડીઆળ આ, દે સ્મર્ણ સૌને કાળનુ. ૫
ટક ટક ટકોર કદી કહે, ઓ માનવી નિદ્રા તજો,
ભવસિન્ધુ તરવા સઘ સૌ, સત્કર્મનાં સાધન સજો,
તક જાય છે! તક જાય છે!! ઘડીઆળ ચેતાવી રહી,
કે એ પછી નહીં નીપજે, જો હાથથી બાજી ગઇ. ૬

દોહરો

ચેતો! ચેતો! ચતુરનર!! ટક ટક કરે ટકોર,
ઘંટા આ ઘડીઆળના, દર્શાવે શુભ દોર ૧

લી ધર્મોન્નતિ ચાહક,
રેવાશંકર વાલજી બધેકા, ભાવનગર.

# દુનિયાને રાજી કરવા અપરાધી બની દુઃખી ન થાઓ

જડાસક્ત જગતને ખુશી કરવા, આનંદ પ્રાપ્ત કરાવવા જડભક્ત માનવસમાજ જડમાં સુંદરતા આણવા નિરંતર પ્રયત્ન કરી રહ્યો છે. અનંતી પુન્યની રાશિ ખરચીને મેળવેલું માનવજીવન અને અત્યંત કષ્ટે મેળવેલું ધન જડની સેવામાં વેડફી રહ્યો છે.

માનવી આનંદ મેળવવા જડને સુંદર બનાવે છે; પણ તે સુંદરતાની પરીક્ષા જગત કરે છે. જો જગત માનવીની બનાવેલી સુંદરતાને પસંદ કરે તો જ તે સુંદરતા સાચી ઠરે છે. અને ત્યારે જ તે માનવીને આનંદ આપનારી થાય છે; પણ જે સુંદરતા જગતને આનંદ આપી શકતી નથી તે સુંદરતા બનાવવા જેણે ધન-જીવન ખરચીને પરિશ્રમ વેઠ્યો હોય તે નિષ્ફળ થાય છે, અને તેને આનંદ પણ મળી શકતો નથી; માટે પુદ્‌ગલાનંદી જીવોનો આનંદ જડાસક્ત જગતને આધીન છે.

જે જડની રચના આજે સુંદર લાગે છે તે જ રચના અમુક સમય જતાં અસુંદર લાગે છે. અર્થાત્ એક જ પ્રકારની રચના કાળાંતરે જગતની પ્રકૃતિને અનુસરીને પરિવર્તનશીલ થાય છે, અને તેને લઇને આનંદમાં પણ અસ્થિરતા ઉત્પન્ન થાય છે.

એક વખત વાડીઓ ગમતી, આજે બાગો ગમે છે; એક વખત ઈંટ-ચૂનો-માટી-લાકડાના બનેલાં છાપરાવાળાં ઘરો ગમતાં, અત્યારે સીમેન્ટ-લોઢું-કાંકરી-કપચીથી બોકિસંગ ભરેલા ધાબાવાળા બંગલાઓ ગમે છે; એક વખત જાડાં કપડાં ગમતાં, અત્યારે ઝીણાં ગમે છે; એક વખત ભવાઇ ગમતી, અત્યારે નાટક સિનેમા ગમે છે; એક વખત શુદ્ધ વસ્તુઓથી ઘરે બનાવેલું સ્વચ્છ ભોજન ગમતું. અત્યારે હોટલોનું બનેલું અશુદ્ધ અને અભક્ષ્ય ભોજન ગમે છે; એક વખત પાઘડી ગમતી અત્યારે ટોપી ગમે છે; અને વખત વ્યતીત થતાં ઉઘાડું માથું; એક વખત ધોતીયા ગમતાં, અત્યારે ઘાઘરા ગમે છે-આ પ્રમાણે જડ જગતમાં ફેરફાર થવાથી પુદ્‌ગલાનંદી જીવોને આનંદ મેળવવા ઘણી જ અગવડતા નડ્યા કરે છે. પૌદ્‌ગલિક આનંદના સાધનો હોવા છતાં પણ પૌદ્‌ગલિક આનંદ મેળવી શકતા નથી. પુદ્‌ગલાનંદી આખો ય સંસાર દુનિયાને રાજી કરી પોતે રાજી થવા તન-મન-ધનનો છૂટથી ઉપયોગ કરવામાં જરા ય કંજુસાઇ કરતો નથી; કારણ કે પૌદ્‌ગલિક આનંદ ઉપર જોઇ આવ્યા તેમ જડાસક્ત જીવોને આધીન હોવાથી આનંદનું સાધન તૈયાર કરવામાં તેવા જીવોની સમ્મતિ લેવી પડે છે, અને તેમ કરવામાં તન-ધનનો પુષ્કળ વ્યય કરવો પડે છે. સંસારમાં ભ્રમણ કરતાં અનંતી પુન્યરાશિના યોગે માનવજીવન પ્રાપ્ત થયા પછી જેમને વિશિષ્ટ પુન્યોદયથી ધન-સંપત્તિ મળે છે એવા પુદ્‌ગલાનંદી જીવો ધનનો વ્યય કરીને આનંદનાં સાધનો બનાવે છે. કેટલાક પુષ્કળ પૈસો ખરચીને એક બાગ બનાવરાવીને તેમાં એક બંગલો બંધાવે છે, અને પછી પસંદગી માટે વાસ્તુ તથા જમણ કરે છે, અને તે પ્રસંગે જનતાને નોતરી બધુંયે દેખાડે છે. જો જનતાને પસંદ પડી જાય અને રાજી થઇને બાગ તથા બંગલાની મુક્ત કંઠે પ્રશંસા કરે તો બનાવનાર માલિક ખૂબ ફુલાઇને અત્યંત આનંદ અનુભવે છે; પણ જો જનતા નાપસંદ કરી વખોડી કાઢે તો પછી તેને મનમાં ઘણો જ અણગમો થાય છે અને બંગલાને તોડી પડાવીને, જનતાની પસંદગીને જાણનાર શિલ્પીને બોલાવીને ફરીથી નવીન બાગ-બંગલા તૈયાર કરાવે છે, અને જનતાને રાજી કરીને પોતે રાજી થાય છે. કેટલાક લોકો સુંદર આભૂષણો જનતાને દૃષ્ટિગોચર થાય તેમ પહેરીને બહાર નીકળે છે. જો જનતાને આભૂષણો ગમ્યાં ત્યારે તો પહેરનારને

આનંદનો પાર નહિં, પણ જો જનતાને પસંદ ન પડ્યાં તો વધુ ધનવ્યય કરીને પણ જનતાને રાજી કરવા ફરીથી નવા તૈયાર કરાવશે. કેટલાક જનતાને ખુશ કરવા કપડા કરતા શીવડામણના વધુ પૈસા ખરચીને પણ નવીન ઢબના કપડા શીવડાવી જનતાને પહેરી દેખાડે છે. જો જનતાને આનંદ તો પોતાને પણ આનંદ અને જો જનતા નાખુશ તો પોતે પણ નાખુશ. આ પ્રમાણે ધનવાન માણસો જડાસક્ત દુનિયા જે જે વસ્તુઓ મેળવીને ,અથવા તો જેવા પ્રકારના આચરણો આચરીને આનંદ તથા સુખ માનતી હોય તે તે વસ્તુઓનો પુષ્કળ ધન ખરચી સંગ્રહ કરીને અને તેવા પ્રકારની આચરણા આચરીને પોતાને સુખી માની, આનંદ અનુભવે છે.

જડાસક્ત સંસારનો એક જ ઉદ્દેશ હોય છે કે મોહક વસ્તુઓ બનાવી, સંસારને મોહઘેલા બનાવીને પોતે આનંદ મેળવવો વસ્તુને મોહક બનાવવાને તેને ઘણી જ વિકૃત કરવી પડે છે. વસ્તુ વિકૃત બન્યા સિવાય મોહ-વિકાર ઉત્પન્ન થઇ શકતો નથી, અને એટલા જ માટે પુદ્‌ગલાનંદી જીવો શરીરને પણ વિકૃત બનાવે છે.

કોઇ મૂછો મુંડાવે છે તો કોઇ બાલ વધારે છે. તાત્પર્ય કે ધડ ઉપરના ડોકાના ભાગને અનેક પ્રકારના વિકાર યુક્ત બનાવે છે, પોતાના ભાષણને અને પોતાની ચાલને પણ વિકારવાળી બનાવે છે છેવટે દૃષ્ટિ તથા હસ્તસંચાલન મોહક બનાવવા પ્રયત્ન કરે છે, અને વિચારો પણ વિકારમય બનાવે છે

ભોગી હો કે ત્યાગી હો, જડના દાસ બનેલા વિષયાનંદી જીવોને કાયિક, વાચિક તથા માનસિક ક્રિયાઓને વિકારી બનાવી દુનિયાને વિકારી બનાવ્યા સિવાય આનંદ તથા સુખ મળી શકતાં નથી. બીજાનો પોતાના ઉપર રાગ ઉત્પન્ન કરવામા, અથવા તો ચિત્તનુ આકર્ષણ કરવામા તેમના વિચારો તથા વર્તનની અનુકૂળતા સાચવવી પડે છે, અને તેમ કરવામા દરેક પ્રવૃત્તિયોને વિકારી બનાવી જીવન વિકારી બનાવવુ જ પડે છે પોતાની પ્રવૃત્તિયોની અનુકૂળતાથી પોતાના પ્રત્યે થયેલા રાગ અને આકર્ષણના અંગે અનુભવાનો આનંદ ક્ષણિક અને દુ:ખમૂલક હોવાથી પરિણામે ઝાંખો પડી જઇને વિલુપ્ત થઇ જાય છે, છતા પુદ્‌ગલાનંદી જીવોને અનાદિ કાળના અભ્યાસથી તે જ ગમતો હોવાથી પુન્ય બળથી મળેલ સાચું સુખ મેળવવાના સાધનોનો તેના માટે ઉપયોગ કરે છે

શક્તિ હોય કે ન હોય તો પણ વ્યવહાર જાળવવા અર્થાત્ દુનિયાને સારૂ દેખાડવા માનવીયોને ઘણા કષ્ટ વેઠવા પડે છે. તદુપયોગી ધનના માટે અનીતિ તથા અધર્મ સેવવો પડે છે, કારણ કે પોતાના માનેલા સુખ તથા આનંદમા આવતી અગવડતાઓ દૂર કરવા આ બધુ ય કરવુ પડે છે. કરવુ પડશે, જવુ પડશે, નમવુ પડશે, વિગેરે વિગેરે ભાવશૂન્ય લૌકિક ફરજીઆત પ્રવૃત્તિઓ મન વગરની હોવાથી એક પ્રકારનો દંભ છે, અને તે પુદ્‌ગલાનંદી જીવોને પોતાના માનેલા સુખ તથા આનંદના માટે સેવવો પડે છે, તો પણ છેવટે આવા પ્રકારના સુખ આનંદ નષ્ટ થઇ જાય છે અને અધર્મ અનીતિ તથા દંભ સેવીને કરેલા અપરાધોની સજા ઉભય લોકમા ભોગવવી પડે છે માટે સાચુ સુખ-આનંદ જોઇતા હોય તો પોતાની દરેક પ્રવૃત્તિમા પ્રભુની સમ્મતિ લેવી પ્રભુને ગમે તેમ કરવાથી અપરાધી બનાતુ નથી, અને આવી પ્રવૃત્તિયો સુખમૂલક તથા નિર્વિકારી હોવાથી પરિણામે સાચા સુખ તથા આનંદના કારણભૂત બની સર્વથા દુ:ખનો અંત લાવી શકાશે.

—આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ




# જિનરાજના દ્રવ્યભાવ પૂજનની જરૂર

લેખક મુનિશ્રી લક્ષ્મીસાગર મહારાજ

શાસ્ત્રમાં અત્યારે જેમની વાણી ગણધર પ્રભુએ પુષ્પમાળા માફક ગુંથેલી જોવાય છે, અને જેની શાંતમુદ્રાવાળી મૂર્તિ મંદિરોમાં સ્થાપન કરાય છે, તેથી ગુરુમુખે શ્રુતજ્ઞાન પ્રગટ થતાં શ્રદ્ધા થઈ. વીતરાગનું દ્રવ્ય ભાવ પૂજન કરી ભવ્ય જીવો પોતાના આત્માને નિર્મળ કરે છે, તથા તેવું વીતરાગ પદ પામવા તેમની સામે વિનયથી બેસીને નમ્રતાથી પ્રાર્થના કરે છે. તે ભાવ પૂજન ગણાય છે. તેમ તેનું ધ્યાન કરવું, તેની આજ્ઞા પ્રમાણે યથાશક્તિ વર્તન કરવું તે પણ ભાવ પૂજન છે. પોતાની જિહ્વાને સફળ કરવા ચૈત્યવંદન, જંકિંચિપૂર્વક નમુથ્થુણં કહી, પછી બે જાવંતિ કહી સ્તવન કહે છે. પછી જય વીયરાય કહી અરિહંતચેઇઆણં કહી એક નવકારનો કાયોત્સર્ગ કરી પારીને સ્તુતિ ગાય છે. આ ઉપરાંત આઠ સ્તુતિથી પણ દેવવંદન થાય છે. તે મહાન આચાર્ય કવિવરોએ ભક્તામર, કલ્યાણમંદિર, વીતરાગસ્તોત્ર વિગેરે રચીને તે જિનેશ્વરોના યથાર્થ ગુણ તેમાં ગાઇ પોતાના આત્માને સફળ માન્યો છે. આવા તીર્થંકર પ્રભુ જ્યારે વિચરતા ત્યારે પણ સેંકડો મંદિરોથી નગરીઓ દીપતી હતી. તેમની ધ્વજાઓ આકાશમાં ફરકી રહી મોક્ષનું સ્થાન મેળવવા ચેષ્ટા કરી આવવા સૂચવતી.

જેના કલ્યાણ (કનક) કલશો કલ્યાણદાયક જિનેશ્વરને સૂચવતા હતા,તો આજના કાળમાં જિનેશ્વરનાં મંદિરોની તો ખાસ જરૂર હોવાથી ગામે ગામ કે શહેરે શહેરમાં તેવાં કરોડો, લાખો કે હજારોના ખર્ચે બંધાયલા છે. પોતાના શહેરમાં નિવૃત્તિ લઇ થોડા કાળ સુધી ભવ્ય જીવો ત્રણ કાળ દર્શન કરે છે ત્યારે વધારે દિવસોની નિવૃત્તિ લઇ દેશાવરનાં દહેરાં કે તીર્થસ્થળે દર્શનાર્થે જાય છે. આ પ્રમાણે પહાડ ઉપર પણ નિવૃત્તિ સ્થાન હોવાથી ધનવાન શ્રદ્ધાળુ શ્રાવકે કરોડો રૂપિયા ખર્ચી, અસહ્ય વિઘ્નો આવેલાં તે દૂર કરી તેવાં દેવના પ્રાસાદ જેવાં પવિત્ર દહેરાં બાંધેલાં નજરે પડે છે. તેવાં સિદ્ધાચળ, ગિરનાર, આબુ, અષ્ટાપદ, સમેતશિખર તથા રાજગૃહીના પહાડો ઉપર નજર પડે છે. માંડવગઢ, ચિતોડ, તારંગાજી જ્યાં પહાડ ઉપર નિવૃત્તિવાળું સ્થાન દેખાયું ત્યાં સ્થળે એવાં દહેરાં બંધાયેલા છે. ત્યાં જતાં પહાડની સ્વચ્છ શાંત હવા તથા વનસ્પતિનો ઘમઘમાટ કરતો સુગંધી વાસ, માણસોની ઓછી ગરબડ, એ સઘળું ચિત્તને નિવૃત્તિ આપી જિનરાજની ભક્તિમાં વિશેષ અંદર ઉતરીને તેમના ગુણો પોતામાં લાવવા કારણભૂત થાય છે.

જ્યારે ચોરોનો વિશેષ ઉપદ્રવ હતો જ્યારે દેશાવરનાં દેરાના દર્શન કરવાં દુર્લભ હતાં, ત્યારે શ્રીમંતો રાજ્ય પાસેથી પરવાના તથા પહેરાવાળા હથિયારબંધ સિપાઇઓ લઇ, સંઘવી તરીકે નામ ધરાવી, આગેવાન ભાગ લઇ, હજારો જીવોને પ્રમાદમાંથી જાગૃત કરી, તેમને સાથે લઇ તેવા તીર્થોની યાત્રાએ જતાં. તેવા વખતે કેટલાક શ્રાવક શ્રાવિકા સદ્‌ગુરુઓની માફક તેમની સાથે પગે ચાલતા, ઇંદ્રિઓને કબજામાં રાખવા એકાસણું, આંબિલ આદિ તપશ્ચર્યા કરતા, સંસારના કીચડથી નીકળવા બ્રહ્મચર્ય પાળતા, ભવિષ્યમાં સાધુપણું આવવાના

# વ્ય....વ....હા.....ર....વ....ચ.....ન



કોઇ પણુ કામ કરવાની ઉત્કંઠા થાય તે કરી નાખો, વિચાર કરવાથી સમય જતો રહે છે, અને પછી બધીએ મનની આશા મનમા જ રહી જાય છે

સારા કે નઠારા કામની ઉત્કંઠા તો દરેક માણુસને હોય, પણુ તેના વિચાર કરવામાં જે ટાઈમ વ્યય થાય છે તે નકામો જાય છે. આશા અમર હોય છે. દરેક મુહૂર્ત આવીને ચાલ્યા જાય છે ફરી અવસર મળે પણુ જે સમય-ઘડી જાય તે લાખો રૂપીઆ ખરચતા પાછા મળતા નથી. રૂદ્રમહાલય-નો પાયો નાખવા હુજડ જોશી પાસે મુહૂર્ત જોવરાવેલ, તેમણે જ્યોતિષના આધારે સમય-ટાઈમ જોઇ ખીલી નાખી. આમ જ્યાં પાયો નાખવા રાજાને સૂચવ્યું ત્યા રાજા-ને શકા જવાથી ખીલી ફેરવી નાખી. પછી ગમે તેટલી બેસાડે તે વૃથા હતું. જે સમયે કામ થયેલ તેવું કામ પાછું ફરીથી થતું જ નથી. આ ઐતિહાસિક દાખલો ખ્યાલમા રાખવા જેવો છે.

જાત્રાએ જવુ હોય, વિચાર કરતાં કરતા-સંજોગો જોતાં જોતા ઉમર બધી વહી જાય, પછી મનજીભાઇ દીવાન કામ કરી ન શકે, જીવાત્મા રાજાનું જોર કમતી થાય, સુમતિ રાણીનુ ચાલે નહી, દશે દરવાજા ખળભળી ઊઠે, કુમતિ રાણીનો પાવર ચાલતો હોય, કોટ

---

કારણરૂપ જમીન પર સથારો પાથરી સૂતા, સર્વે જીવોને અભયદાન આપવા તથા મનની ચચળતાને વશમા રાખવા સચિત્ત વસ્તુનો ત્યાગ કરતા તથા લોકોત્તર દેવ, ગુરુ, ધર્મ પૂજનીય, વદનીય, માન નીય, આદરણીય હોવાથી તેમા જ પૂર્ણ શ્રદ્ધા રાખતા, તેથી તે પાદચારી, એકલઆહારી, ભોય-સથારી, બ્રહ્મચારી, સચિત્તના પરિહારી તથા શુદ્ધ -સમ્યક્ત્વધારી ગણાતા. હાલ રેલ્વે થવાથી ગમે ત્યારે એકલા જઇ શકાય તેમ હોવાથી તેવા પાદ-વિહારી સઘો પ્રથમ કરતા ઓછા પ્રમાણુમા નીકળે છે, તો પણુ સાધુ, સાધ્વી પગે ચાલનારા હોવાથી તેમની પ્રેરણાથી કે તેમના ઉપર બહુ ભક્તિભાવ ધરાવવાથી તેવા સંઘો હાલમા વીસમી સદીમા પણુ પચમ કાળમા પણુ નીકળે છે. તેવી જ રીતે સમેતશિ-ખરજીનો સઘ આગળ ગૃહસ્થવર્ય હઠીભાઇના ઘરથી નીકળેલો સાભળ્યો છે તેમ શ્રાવકો પણુ સાધુઓને સહાય આપી બગાળા, મગધ વિગેરે જે આર્ય દેશો છે ત્યા વિહાર કરાવે છે તેમા શ્રાવકની વસ્તીના અભાવે કમપણાથી અનાર્ય પ્રાય, થઇ પડ્યો છે તેના ઉદ્ધાર માટે તથા પવિત્ર તીર્થંકરોના પવિત્ર પગલાથી પાવન થએલી કલ્યાણકભૂમિના ક્ષેત્રને સ્પર્શવા ઉદ્યમવત મુનિરાજોને સાથે લેઇ શ્રાવક સમુદાય આવે છે તે પણ સઘ જ છે. આ દેશમા સાધ્વીઓને આવવાનુ ઘણુ કઠણુ છે. પુરુષોથી પણુ લાંબી મજલે અવાય તેવુ હોવાથી સાધ્વીઓનો વિહાર આ દેશમા થવો મુશ્કેલ છે, પણુ જો સાધુઓ વારવાર વિચરતા રહીને ગામે ગામ જીવહિંસક લોકોને ધર્મી બનાવી, ગોચરી આપવા યોગ્ય કરશે તો ભવિષ્યમા તેવો સુધારો થવાથી સાધુ સાધ્વીને વિહાર સુગમ થતા શ્રાવકને ઓછો શ્રમ થશે તથા સાધુ ભગવતો પણુ વારવાર આવી તીર્થભૂમિ વિગેરે સ્પર્શીને, આત્માને સ્થિર કરીને ખરૂ અધ્યાત્મ મેળવશે

ડગડગતો હોય–આવી દશા થયા પછી જે જે કામની આશા રાખી ફતેહ મેળવવી તે ફીફાં (ફોતરાં) ખાંડયા જેવું થાય !

માટે હે ભાઇ તારે દાન પૂન્યના સારાં કામ કરવાં હોય, ધર્મશાળાઓ બંધાવવી હોય કે પુન્યના બીજાં કામ કરવા હોય, વળી પેઢી ખોલવી હોય કે તારા જીવનમાં કોઇ અનેરૂં કામ કરવાની ઉત્કંઠા થઇ હોય તે વિચાર નહીં કરતા જલ્દી કરી નાખ.

વિચાર કરતા વાત થાય. પછી બીજાની સલાહ લેવા જતા પ્રશ્ન થાય. તેમાંથી ચર્ચા ઉઠે. પછી તે વાત શંકા ટાળવા ત્રીજે કાને જાય અને વાત ફેલાય એટલે છેડો આવે નહીં અને કોઇ દિવસ સીધી સડક વિના ગાડું સીધું ન ચાલે.

આપણે સલાહ લેવા જોગ હોય ત્યાં સલાહ, લેવી પરંતુ આપણા મનને પ્રથમ કાબુમાં રાખી, મારે તો આમ જ કરવું છે તે કરી લેવું. પરંતુ એક વાત ધ્યાનમાં લેવી. તારે જે કામ કરવાનું હોય તેમાં હઠ કે કદાગ્રહ ન હોવો જોઇએ, તેમ કોઇનું ખરાબ કામ થાય તેવું કામ તો પછીથી જ કરવું.

"સારા કામમાં સો વિઘ્ન"નું સૂત્ર ધ્યાનમાં લાવી પહેલાં સારા કામ કરવાં. સદ્‌ગુણી બનવું, વિવેકી બનવું, દયાળુ બનવું. તે દરેક પણ કામ કરવાની ગણત્રીમાં જ છે

બાળકને કેળવણી આપવી, તેને લાઇન પર ચડાવવા તે પણ તારી ફરજ છે.

હાલમાં મા બાપો પોતાના સંતાનોની ઉમ્મર જોતા નથી, તેનું શરીર કે સ્થિતિ જોતાં નથી અને લગ્ન કરવા તૈયાર થાય છે અને જીવનનો લહાવો લેવા મંડી જાય છે ! પછી પાંચ–દશ વર્ષમાં જ જ્યારે તે સંતાનોને આપણી આંખ સામે દુ:ખી થતાં દેખીએ છીએ અને ઘણી વખત મરણને શરણ કે આપઘાત કરતાં દેખીએ છીએ ત્યારે તે મુંગે મોઢે જોઇ લઇએ છીએ ! અને પછી નસીબ સારાં ન હતાં અથવા લેવાદેવી ન હતી આમ ફોગટ માથું પછાડવું તે કેવળ મૂર્ખતાઇ જ કહેવાય.

માટે દરેક વ્યવહારુ કામમાં પણ સદ્‌ગુણ રાખો અને લાંબા ખોટા વિચાર મૂકી દઇ ભલાઇના કામ કરવા અને કેળવણીના સુધારામાં ઝુકાવો તો તેમાં તમારી અને દેશની પ્રગતિ રહેલ છે.

પારેખ રાયચંદ મૂળજી–બેલા



# આત્મશ્રદ્ધા અને પ્રયત્ન

અનુ: અભ્યાસી B A.

અનેક મનુષ્યો એવા જોવામા આવે છે કે પ્રથમતો તેઓ પ્રત્યેક કાર્ય ઉત્સાહપૂર્વક કરવા માટે તૈયાર થઇ જાય છે અને કેટલોક સમય કરતા પણ રહે છે, પરતુ પોતાની નિર્બળતા અને નિરુત્સાહને લઇને કેટલાક દિવસ પછી પોતાની અસમર્થતા પ્રકટ કરીને તે કાર્ય અધૂરું છોડી દે છે, એ તેઓની મોટી ભૂલ છે સસારમા એવું કોઇ પણ કાર્ય નથી કે જે મનુષ્ય નથી કરી શકતો તે કઠણમા કઠણ કાર્ય પણ કરી શકે છે એ ઉપરથી એવો સિધ્ધાત નીકળ્યો કે 'મનુષ્ય ગમે તે કાર્ય કરવા સમર્થ છે.' પણ પોતાના આત્મા ઉપર અચળ વિશ્વાસ જોઇયે. ઉક્ત સિધ્ધાંત સાંભળીને જ કોઇ એમ ઇચ્છે કે હુ આત્મશ્રધ્ધાના ઉચ્ચ ગુણથી ઉત્પન્ન થનારુ અલભ્ય ફળ ગ્રહણ કરી લઉં તો તે સર્વથા અસભવિત છે એમા જરા પણ સદેહ નથી, તેમજ માણસ ગમે તે કરવા સમર્થ છે એ વાકય પણ નિસદહ સિધ્ધાતરૂપ જ છે શાસ્ત્રોના અવલોકન તથા પૂર્વજોના વચનો શ્રવણ કરવાથી પણ એની સાર્થકતા સિધ્ધ થાય છે, પરંતુ જ્યા સુધી આપણે પોતે તેમા અનુભવ પ્રાપ્ત ન કરી લઇયે ત્યાં સુધી તેની સત્યતા ઉપર કેવી રીતે વિશ્વાસ હોઇ શકે ? અને વિશ્વાસ થાય તો પણ તે સ્થાયી નહિ હોય, કારણ કે જ્યા સુધી આપણને પોતાને આપણી શક્તિનો અનુભવ ન હોય ત્યા સુધી હજારો સત્પુરુષો કે સચ્છાસ્ત્રો આપણી સન્મુખ એ સિધ્ધાત સ્થાપિત કરે તો પણ આપણી અશ્રધ્ધા રહેશે. ઉક્ત સિધ્ધાતની સત્યતા ઉપર આપણને ત્યારે જ વિશ્વાસ આવશે કે જ્યારે આપણે પોતે ગમે તેવું કઠિન કાર્ય અનેક પ્રયત્નોવડે પૂર્ણ કરીને અનુભવ પ્રાપ્ત કરી લઇયે.

'વૈરાગ્ય નિર્ભયતા આપનાર છે, ઈશ્વર-ભક્તિથી સમસ્ત કામનાઓ સફળ થાય છે. સદ્દગુણોથી સુખ તથા શાતિ મળે છે.' વગેરે અનેક વાકયોન આપણે સિધ્ધાતરૂપ માનીએ પરંતુ જ્યા સુધી આપણે એનો અનુભવ ન મેળવીએ ત્યા સુધી એના સત્યતા ઉપર કેવી રીતે વિશ્વાસ કરી શકીયે ? ઉપર્યુક્ત વચન પ્રત્યેક સમયે પ્રત્યેક દેશમા મનુષ્ય એવી રીતે જ કહ્યા કરે છે, પરતુ એ સાચુ છે કે જૂઠું એનો અનુભવ કોઇને થયો હોતો નથી, તઓ તો એ શબ્દોનો પ્રયોગ બીજાઓને એનાથી લાભ થાય એવા હેતુથી જ કરતા હોય છે. બસ, એમા જ તેઓ પોતાનું કર્તવ્ય પાલન સમજે છે. જે શબ્દોને તવા બીજા મનુષ્યોની સામે સિધ્ધાત તરીકે ઉપસ્થિત કરે છે તેનો અનુભવ પ્રાપ્ત કરવા માટે તેઓએ કદી પણ પ્રયત્ન કર્યો હોતો નથી તેમજ તેમને તેનો અનુભવ પણ થયો હોતો નથી. જ્યા ત્યા શબ્દાડંબર જ સભળાવ્યા કરે છે.

એવી રીતે તો શાસ્ત્રોમાથી આપણે અનેક સિધ્ધાતો ગ્રહણ કરી શકીએ છીએ, પરંતુ તે ગ્રહણ કરીને ચૂપ બેસી રહેવુ કયા સુધી ઉચિત છે ? આપણુ કર્તવ્ય છે કે આપણે એ ગ્રહણ કરી લીધેલા સિધ્ધાતોમાથી એકમેકને કાર્યરૂપમા પરિણત કરીને તેની સત્યતા તેમજ અસત્યતાનો નિર્ણય કરી લઇએ. જ્યારે આપણને આપણા અનુભવદ્વારા વિશ્વાસ થઇ જાય ત્યારે આપણો કરેલો વિશ્વાસ સાચુ જ્ઞાન કહી શકાય છે; નહિ તો તેનો સગ્રહ કરવો નકામા ભારરૂપ છે

અર્થાત્ કાન કુંડલથી નહીં પણ શાસ્ત્રશ્રવણથી શોભે છે, હાથ કંકણુ પહેરવાથી નહીં પણ દાન દેવાથી શોભે છે અને કરુણાપરાયણ મનુષ્યની કાયા ચંદન-ચર્ચનથી નહીં પણ પરોપકારથી શોભે છે.

આ નાના સરખા શ્લોકમાં ખરેખરા અક્ષય આભૂષણો કવિએ બતાવી દીધા છે અને એમ કરીને કર્તવ્યનું ભાન કરાવ્યું છે.

બાહ્ય સૌંદર્ય અચળ નથી. ગમે તેટલા ઘરેણા પહેરીએ, સુંદર વસ્ત્રો પરિધાન કરીએ, પાઉડર લગાડીએ, દાંત, હોઠ અને હાથ-પગ રંગીએ, સફેદ વાળ કલપ લગાવી કાળા બનાવીએ તો પણ આખરે એ સૌંદર્ય ક્ષણજીવી છે. કદાચ દીર્ઘ કાળ રહે તો પણ તેમાં આત્માનો અર્થ સરે તેમ નથી. તેને બદલે સુભાષિતકારના કથન મુજબ કુંડલ, કંકણ કે ચંદન રહિત એવી સાદી વ્યક્તિ પણ શાસ્ત્રશ્રવણ, દાન અર્પણ અને પરોપકારકરણને અનુસરે તો તેથી પ્રાપ્ત થતો એ અનહદ આનંદ-દૈવી આનંદ આત્માને ખૂબ જ ઊંચે ચઢાવે છે. પછી તો બાહ્યાડંબર તરફ લક્ષ જ જતું નથી.

લેખનો નિષ્કર્ષ-સાર એ છે કે યથાર્થ સૌંદર્ય કયાં છે? તેનો જવાબ એ છે કે સદ્‌ગુણોમાં, સત્કાર્યોમાં અને પરહિતમાં જ દૈવી સૌંદર્યનો વાસ છે. એ સૌંદર્યને વરવાથી મનુષ્ય દેવ સમાન બને છે.

એ અક્ષય આભૂષણોને સૌ કોઇ ધારણ કરો એ શુભેચ્છા

**રાજપાળ મગનલાલ વ્હોરા**

## આત્માગ્નિના ચરણોમાં જગતરૂપી ઓક્સિજન ખેંચાઈ આવવો જોઇએ.

જે પોતાને મદદ કરવા તૈયાર છે તેને મદદ કરવાને ઇશ્વર સદા તૈયાર છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે-" પ્રથમ લાયક થાઓ; અને પછી ઇચ્છા કરો." ( First deserve & then desire ) પરંતુ રામ કહે છે કે તમે ફક્ત લાયક જ બનો એટલે ઇચ્છા નહિ કરો તો પણ તમારે યોગ્ય બધું જ તમને પ્રાપ્ત થશે. જો અહીંયા અગ્નિ સળગતો હોય, તો ઓક્સિજન વાયુ ત્યાં ખેંચાઇ આવવો જ જોઇએ. ભીંતમાં ચણવા યોગ્ય પત્થર રસ્તામાં રઝળતા શી રીતે પડી રહી શકે? જો તમો અધિકારી થાઓ તો તમારી કદર જરૂર થાય. જગ્યા શોધવામાં ફોગટ વખત ન ગુમાવતાં તે જગ્યાને લાયક થવાની જ ચિંતા રાખો. પ્રથમ પગમાં ફોલ્લો તો થવા દો એટલે કાંટો એની મેળે જ બહાર નીકળીને તેને ફોડી નાખશે. તું શા માટે આકાશ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ અને તારા વગેરે ઉપર આટલો બધો મોહી પડ્યો છે? તું પ્રથમ લાયક બની જા. તેમને સો વખત ગરજ હશે તો તારા હાથ ધોઇ ધોઇને પીશે.

**—સ્વામી રામતીર્થ**




## જૈન-દર્શનની વિકાસ દૃષ્ટિ

સર્વ ધર્મોની સમીક્ષામા જૈન ધર્મને વિશ્વધર્મ તરીકે માન્ય રાખવામા આવેલ છે એટલે કે જૈન-દર્શનમા કેટલાક તત્ત્વો એવા રહેલ છે કે એ તત્ત્વોનો સ્વીકાર કોઈપણ સપ્રદાય, ધર્મ-પ્રેમી સ્હેજે કરી શકે. કારણ જૈન-દર્શનની ઇમારત આત્મવિકાસના ધોરણ પર રચાયેલ છે. એના દરેક તત્ત્વોમાં મુખ્યત્વે આત્મ-ધર્મ પર ભાર મૂકાએલ છે, પરંતુ પ્રશ્ન માત્ર એક જ રહે છે કે-એ વિશાળ દૃષ્ટિનો જગતને ખ્યાલ કોણ આપે?

ભૂતકાળનો ઇતિહાસ આપણને ખ્યાલ આપે છે કે એ સમયે જૈન-ધર્મ માત્ર અમુક વર્ગનો જ ન હતો રાજા અને પ્રજામા એનો વિશાળ દિલથી પ્રચાર કરવામા આવતો કોઇ પણ પ્રાન્તનો પ્રાચીન યુગ આપણને એક વખત એ પ્રદેશમા જૈન ધર્મની જાહોજલાલીનો ખ્યાલ આપે છે. સારાયે પ્રાન્તમા જૈન દર્શનને પ્રાધાન્ય મળેલ છે, અને જેમ જેમ એના પ્રચારમા મદતા આવતી ગઇ તેમ તેમ જૈન-જગતની જાહોજલાલી ઓસરતી આવી

## પાશ્ચાત્યોની જૈન ધર્મની જ્ઞાન-પિપાસા

આજે આ વિકાસ દૃષ્ટિનુ ક્ષેત્ર તૈયાર થતુ આવતુ હોય એમ લાગે છે સ્વ. આચાર્ય શ્રીમદ્ વિજયાનદસૂરીશ્વરજીના યુગમા,અમેરિકાના (ચીકાગો) આગણે સર્વ ધર્મ પરિષદ્નુ સમેલન મળતા તેમા જૈન દર્શનનુ દૃષ્ટિબિન્દુ રજૂ કરવા માટે આમત્રણ મળ્યુ હતુ. અને તેનો સ્વીકાર કરી શ્રીયુત વીરચદ રાઘવજીને ત્યા મોકલવામા આવ્યા. જૈન-દર્શનને અગે તેઓએ જે જે વ્યાખ્યાનો અને નિબંધો રજૂ કર્યા તેની સુદર છાપ ત્યા પડી હતી. અને પરિણામે વિદેશના જ્ઞાનપિપાસુઓમા જૈન ધર્મના અભ્યાસ માટેની ઉત્સુકતા જન્મી હતી આ જાગૃતિને સ્વ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીએ જાળવી રાખી તેમના પ્રયાસથી પણ ત્યા જૈન ધર્મના અનુયાયીઓ વધ્યા સમય જતા જૈન ધર્મનો પ્રચાર કરનાર એક સોસાયટી ત્યા સ્થપાણી, બીજી બાજુ જૈન ધર્મના મુખ્ય સાહિત્ય તરફ ત્યાના વિદ્વાનોની દૃષ્ટિ જતા ઘણા ગ્રથોનો જર્મન-ઇગ્લીશ ભાષામા સુદર અનુવાદ થયો આજે પણ આ જાતની જ્ઞાનપિપાસા ત્યાના થોડાએક વિદ્વાનોમા જાગૃત છે.

## આપણે ત્યાં શું?

આ સઘળો વિચાર વિદેશની દૃષ્ટિએ કર્યો, જ્યારે હિન્દને અગે પણ આ પ્રશ્ન એટલો જ વિચારણીય છે, પરતુ વિદેશનો વિચાર એટલા માટે કરવો જરૂરી છે કે આજે કોઇ પણ સિદ્ધાન્ત કે વસ્તુનું મૂલ્ય, તેના પર વિદેશની મ્હોરછાપ પડયા પછી વધી જાય છે. એક ને એક વસ્તુનુ મૂલ્ય આપણે સમજતા હોઇએ અને આપણી શૈલીએ જનતા સમક્ષ રજૂ કરવામા આવેલ હોય તેનો જેટલો પ્રભાવ પડે છે તે કરતા વધારે પ્રભાવ એને એ વસ્તુ કોઇ વિદેશી વિદ્વાનના હસ્તે રજૂ કરવામા આવે ત્યારે પડે છે; અને ઇતર સમાજમા જૈન-દર્શનનો પ્રચાર કરવાની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારીએ તો એમા વિદેશના વિદ્વાનો વધારે કામ કરી શકે. અલબત્ત, કોઇ સમયે સિદ્ધાન્તની ગેરસમજ ન થવા પામે એ માટે તેઓની સામે એકાદ જૈન વિદ્વાનનો સહકાર યોજવો ઘટે.

## અભ્યાસક્રમમાં સર્વધર્મોને સ્થાન

હવે આ પ્રશ્ન હિન્દની દૃષ્ટિએ વિચારીએ. આજે શિક્ષણનો પ્રશ્ન જ્યારે શરાણે ચઢ્યો છે, અને તેને સર્વ–સામાન્ય રૂપ આપવાનો વિચાર ચાલે છે ત્યારે તેમાં એક પ્રશ્ન એ પણ વિચારવામાં આવે છે કે સ્કુલોમાં ચાલતી વાંચનમાળા, અભ્યાસના પુસ્તકોમાં દરેક ધર્મના સિદ્ધાન્તો રજૂ કરતું સાહિત્ય પીરસવું એટલે કે સર્વ–ધર્મ તરફ સમભાવની ભાવના ઊગતા જીવનમાં પ્રવેશે. જનતા એક બીજાના ધર્મની તુલના કરતા શીખે એ માટે દરેક મુખ્ય ધર્મની આછી રૂપરેખા પાઠ્ય પુસ્તકોમાં રજૂ કરવી. આ દૃષ્ટિએ કાઠિયાવાડના એક બે દેશી રાજ્યોમાં વાંચનમાળા તૈયાર કરવામાં આવેલ છે, પરંતુ તેમાં જોઇએ તેટલું ઊંડાણ નથી, વિશાળ દૃષ્ટિ નથી, તેમજ સિદ્ધાન્તની કેટલીક બાબતો વિચારવા જેવી છે. ગોન્ડલની સીરીઝમાં જૈન–ધર્મને અંગે જે રૂપરેખા રજૂ કરવામાં આવેલ છે તે જો કોઈ નિષ્ણાતને બતાવીને રજૂ કરવામાં આવે તો જરૂર તેમાં રહેલ ગેરસમજ દૂર થવા પામે.

તાજેતરમાં ઇન્દોર સ્ટેટ એક વાંચનમાળા તૈયાર કરી રહેલ છે, અને તેના એક બે પુસ્તકો તો પ્રગટ થવાની તૈયારીમાં અગર તો પ્રગટ થઇ પણ ગયા હશે. આ વાંચનમાળા પણ સર્વ ધર્મની સમીક્ષા રજૂ કરવાની દૃષ્ટિએ બહાર પાડવામાં આવનાર છે. ઇસાઈ, હિન્દુ, પારસી, બૌદ્ધ વગેરે ધર્મને અંગે કેટલાક પાઠો તેમાં દાખલ કરવામાં આવેલ છે, તેવી રીતે જૈન ધર્મને અંગે પણ તેમાં પાઠ રજૂ કરવામાં આવનાર હોવાની વાત બહાર આવી છે આ વાંચનમાળા તૈયાર થાય તે પહેલા જૈન દર્શનને અંગે તેમાં રજૂ થતા પાઠ કોઇ જૈન વિદ્વાનની દૃષ્ટિ નીચે પસાર કરાવવામાં આવે તો તે વધારે ઇષ્ટ છે.

આવી જ રીતે બનારસ યુનીવરસીટિ, કલકત્તા યુનીવરસીટિ, વગેરે સંસ્થાઓમાં જૈન ધર્મના અભ્યાસ અંગે ખાસ અભ્યાસક્રમ યોજવામાં આવેલ છે, અને જો વધુ પ્રચાર કરવામાં આવે તો ઘણા સ્થાનોમાં જૈન–દર્શનને સ્થાન આપવામાં આવે એ એ શંકા વિનાનું છે.

## માગધી ભાષાની વધતી જતી લોકપ્રિયતા

આ ઉપરાંત માગધી ભાષાને જ્યારે યુનીવરસીટિમાં સ્થાન આપવામાં આવે છે ત્યારે જ્યાં જ્યાં સગવડ મળી છે ત્યાં ત્યાં કોલેજમાં માગધી કલાસ શરૂ કરવામાં આવેલ છે, પરંતુ કોઈ સ્થાને અભ્યાસકોની રસિકતાને અભાવે યા કોઇ તરફ કોલેજની તે પરત્વે રહેલ શુષ્ક દ્રષ્ટિને અંગે તેનું જોઇએ તેટલુ સંગીન પરિણામ આવી શકેલ નથી. સાથેસાથ એ વાત રહેજે સમજી શકાય તેવી છે કે માગધી સાહિત્યને યુનીવરસીટીમાં સ્થાન મળે ત્યારે તેનો ખરો લાભ જૈન–જગતને છે, કારણ જૈન દર્શનનું મૂલ્યવાન સાહિત્ય માગધી ભાષામાં રચાએલ છે, એટલે કોઇ પણ માગધી ભાષાના અભ્યાસકને માગધી અભ્યાસની સાથે જૈન–ધર્મના સિદ્ધાંતની ભાષાના અભ્યાસની તક આપોઆપ મળી જાય છે. એ રીતે જૈન ધર્મનું જ્ઞાન પ્રચાર પામતું જાય છે.

## આપણું આધુનિક કર્તવ્ય શું ?

આમ જ્યારે ઇતર–દર્શનમાં, યુનીવરસીટીઓ અને શિક્ષણ સંસ્થાઓમાં તેમજ વિદેશના સ્કોલરોમાં જૈન–ધર્મના જ્ઞાન માટેની પિપાસા જાગૃત થતી આવે છે, એ માટે આપોઆપ જાગૃતિ થતી આવે છે ત્યારે આપણો એ દિશામાં પ્રયાસ શું છે ? આ પ્રશ્ન રહેજે ઉપસ્થિત થાય છે.

આ દરેક પ્રવૃતિને રસપૂર્વક અવલોકનાર, એમાં પ્રેરણા મૂકનાર, અને તેનો વધુ ને વધુ પ્રચાર થતો રહે એ માટે કાળજીપૂર્વક કાર્ય કરનાર આજે આપણી પાસે કોઇ સ્વતંત્ર સંસ્થા નથી.

જૈન સાહિત્ય પરિષદ આ દિશામા કઇક કરી શકત પણ આજે તેનું અસ્તિત્વ નથી. કોન્ફરન્સની શુષ્ક અવસ્થામા આ કાર્ય ઉપાડી લેવાની શક્તિ આજે દેખાતી નથી. સમાજમા વિદ્વાનો છે, શક્તિશાળી સેવકો છે અને બીજી રીતે વિચારીએ તો આ દિશામા છૂટો-છવાયો પ્રયાસ જુદી જુદી રીતે ભાગીતૂટી શૈલીએ ચાલુ છે, પરતુ પ્રશ્ન માત્ર રહે છે એ વ્હેતી શક્તિને કેન્દ્રિત કરવાનો, જુદી રીતે ખરચાતી શક્તિને એકરૂપ આપવાનો અને જૈન દર્શનની વિશાળ ભાવનાનો પ્રચાર કરવા માટે યોગ્ય યોજના વિચારી એક સસ્થા ઊભી કરવામા આવે તો એક જ વર્ષના ગાળામા હજારોના કાને જૈન ધર્મનો અવાજ પહોચાડી શકીએ, અને બીજી બાજુ કેટલાક સ્થાને ઓછા જ્ઞાનને અંગે કે અજાણપણાના પરિણામે ગેર સમજ ફેલાવનાર સાહિત્યમા જૈન-દર્શન કે ઇતિહાસ પર આક્ષેપો કરવામા આવ્યા હોય કે તેનો યોગ્ય રદીઓ પણ આવી સંસ્થા આપી શકે



## ભૂંડાને પણ આવકાર આપ; કારણ કે તે તારું ભલું કરવાને આવેલો છે

ધર્મની આજ્ઞા તો આ છે કે.—"નીચ શત્રુ, પાપણુ હૃદય-વિચાર" કોઈ છે જ નહિ. ફક્ત તારા પવિત્ર સ્વરૂપ જ એ સર્વ વેષોમાં પ્રગટ થાય છે કોઈ પોતાનું જ્યારે ભૂડુ કરતુ નથી તો તારુ ભૂડુ કરી શકનાર કોણ છે? હળાહળ વિષ જેવો કોઇ માણસ તારી પાસે આવેલો તારી બાહ્યદૃષ્ટિએ જણાય તો તારે અવશ્ય માની લેવુ કે કોઇ કોઢ જેવા ઝેરી રોગને દૂર કરવાને તે આવેલો છે, માટે ભલે આવ્યો જાણી તેને પ્રેમપૂર્વક આવકાર આપ એવી હળાહળ વિષ જેવી વ્યક્તિ પ્રત્યે વેર વાળવુ, શિક્ષા કરવી, દ્વેષ રાખવો એ વિચાર એવો ગીધ જેવો છે કે જે સ્પષ્ટ રીતે દેખાડી આપે છે કે તારા અતરમા અજ્ઞાનનુ મુડદુ સડી રહ્યુ છે મુડદા વિના ક્રોધરૂપી ગીધ કદાપિ આવતુ નથી. ધર્મ તો એક એવો અટળ સિદ્ધાત ફરમાવે છે કે "ધૂર્તમાત્ર પોતાને જ ધૂતી શકે છે" જેનામા ધૃષ્ટતા હશે તે તેને પોતાને જ સારી પેઠે શેકયા વિના નથી છોડવાની. એવાને માટે કોઇપણ ઠેકાણે આશરો જ નથી

—સ્વામી રામતીર્થ.




## રાયકોટ(પંજાબ)માં જિનમંદિરની સ્થાપના

### રાયકોટ(પંજાબ)માં આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનું ચાતુર્માસ.

ચોત્રીશ વર્ષ અગાઉ આચાર્ય અત્રે પધાર્યા હતા ત્યારે અગીયાર ઘરવાળા સ્થાનકવાસીને શ્વે. મૂર્તિપુજક બનાવેલ. તે ભાઇઓમાંથી અમુક ગૃહસ્થો નાગલ, અંબાલા, રાજપુર થઇ લુધીયાના અને માલેરકોટલાના ગૃહસ્થોને સાથે લઇ, સુનામ ગામ આવી, રાયકોટના બસેંહ આગેવાનોનો વિનંતિપત્ર સૂરિજી સમક્ષ રજૂ કરી, આગ્રહપૂર્વક ચાતુર્માસ માટે વિનંતિ કરતાં સૂરીશ્વરજીએ લાભાલાભનો વિચાર કરી તેમની વિનંતિનો સ્વીકાર કર્યો, જેથી તેઓના તરફથી પંજાબના દરેક શહેરમાં આમંત્રણ મોકલવામાં આવ્યું.

આચાર્યશ્રી સુનામ, માલેરકોટલા, એમદગઢની મંડી, અંબાલાથી સમુદાય સહિત વિહાર કરી રાયકોટ પધાર્યા જ્યાં તેઓશ્રીનું અપૂર્વ સ્વાગત કરવામાં આવ્યું. આ પ્રસંગે અમૃતસર, કસુર, જીરા, પટ્ટી, ઝંડીયાલા, જાલંધર, હુશીયારપુર, ફગવાડા, લુધીયાના, અંબાલા, સમાના, માલેરકોટલા, સઢોરા, નોરાવાલ, વગેરે શહેરના હજારો સ્ત્રી પુરૂષો સ્વાગતના ભવ્ય વરઘોડામાં હાજર હતા.

જેઠ શુદિ ૭ ના આચાર્યશ્રીના પ્રમુખપદે જાહેર સભા હતી જેમાં એક પંડિતે આચાર્યશ્રી પાસેની સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રત લઇ વાંચી હતી. તે સં. ૧૫૨૪ ના ચૈત્ર માસમાં લખેલ હતી જેના ચિત્રથી આચાર્યશ્રીએ જણાવ્યું કે જુઓ આમાં બાજોઠ ઉપર રૂમાલ પાથરી, ચાર પાયાવાલી ઠવણી ઉપર સ્થાપનાચાર્ય બિરાજમાન છે. અમો બેઠા છીયે તેવા પ્રકારની આ શાસ્ત્રમાં છબી છે. અમારા હસ્તમાં મુહપત્તિ છે તે રીતે આ છબીમાં બિરાજેલ વ્યાખ્યાન સંભળાવતા મહાત્માના હસ્તમાં મુહપત્તિ છે, જેથી એ સ્પષ્ટ થાય છે કે અમારા પૂર્વજો જે ઢબથી વ્યાખ્યાન વાંચતા હતા તે ઢબથી અમો વાંચીયે છીયે. આવા અનેક પ્રરાવાથી મૂર્તિપૂજા સિદ્ધ થાય છે. કોઇ ધર્મ કોઇ ને કોઇ પ્રકારે મૂર્તિપૂજાને માનતા હોય છે. સૌ પોતાની માન્યતાનુસાર પવિત્ર સ્થાન માને છે; જેમ કે હિંદુઓને હરદ્વાર, મુસલમાનોને મક્કા, અંગ્રેજોને જેરૂસલેમ, જૈનોને શત્રુંજય, ગિરનાર, આબુ, વગેરે પવિત્ર સ્થળો છે. આ વિષયને ખૂબ સારી રીતે ચર્ચી જણાવ્યું કે મથુરાના કિલ્લાનું ખોદકામ કરતાં જૈન મૂર્તિ નીકળી છે. પાશ્ચિમાત્ય વિદ્વાનોએ તેને ૨૨૦૦ વર્ષ પહેલાની હોવાનું સિદ્ધ કર્યું છે. શ્રી જ્ઞાતાસૂત્ર, રાયપસેણી સૂત્ર વગેરેમાં સ્પષ્ટપણે મૂર્તિપૂજાના અધિકાર છે. વિગેરે કહી જણાવ્યું કે જેઓની ભાવના છે તેઓ માટે જિનમંદિર થશે વગેરે નવા બનેલ જૈનોને જણાવતાં ત્યાં કામચલાઉ જૈન મંદિર બનાવવામાં આવ્યું અને એક કમીટી નીમી આચાર્ય મહારાજના ઉપદેશથી એક સારૂં જિનમંદિર બંધાવવા ત્યાં જ રૂા. ૫૦૦૦) નું ફંડ થયું.



## રાવસાહેબ શ્રીયુત શેઠ શ્રી કાન્તિલાલભાઈ ઈશ્વરલાલ

કોઈપણ મનુષ્યના પુણ્યની વૃદ્ધિ થાય છે ત્યારે વ્યવહારમાં માન, સન્માન યશ વગેરે ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે તે મુજબ શેઠસાહેબ શ્રી કાન્તિલાલભાઈ કે જે ઉદારદિલ અને દાનવીર તરીકે જૈન સમાજમાં પ્રખ્યાત થયેલા છે, તેમજ શિક્ષણ તેમને ખાસ પ્રિય હોવાથી મ્હોટા ભાગે તે કાર્યમાં તેઓ આર્થિક ફાળો ઉદારદિલે આપ્યે જાય છે તેઓશ્રીને નામદાર બ્રીટીશ સરકારે ગયા માસમાં નામદાર શહેનશાહના જન્મપ્રસંગે રાવસાહેબનો ઈલ્કાબ આપ્યો છે શેઠશ્રી આ સભાના માનવંતા પેટ્રન અને ખાસ પ્રેમ ધરાવતા હોવાથી આ સુપ્રસંગ માટે આ સભા પોતાનો આનંદ જાહેર કરે છે.

જેઠ શુદિ ૮ ના રોજ સ્વ. ગુરુદેવ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની જયંતિ હોવાથી પ્રાતઃકાલમાં અનેક શહેરીઓએ સાથે મળી પ્રભાત ફેરી કરી ત્યારબાદ આચાર્યશ્રીના પ્રમુખસ્થાને જાહેર સભામાં જયંતિનાયકના જીવનપ્રસંગ ઉપર લાલા મંગતરામજી, બ્રહ્મચારી શંકરદાસજી, મુનિ શ્રી તિલકવિજયજી, વગેરેએ યોગ્ય વિવેચનો કર્યા બાદ વિ. સુરેન્દ્ર મોહનજીએ સ્વરચિત શ્લોક સંભળાવી જનતાને પ્રસન્ન કરી તેથી લાલા સંતરામ મંગતરામ તરફથી સુવર્ણનો મેડલ આપવાનું જાહેર થયું તથા અંબાલાનિવાસી બાબુ જ્ઞાનચંદ્રને એક મનમોહક ભજન સંભળાવવાથી લાલા નવરાતામલ તથા લાલા ગંડામલ તરફથી બે મેડલ આપવાનું જાહેર થયું અને બધી ભજન મંડલીને જુદા જુદા ગૃહસ્થો તરફથી મેડલ આપવા જાહેર થયા બાદ પ્રમુખશ્રીના ઉપસંહાર બાદ સભા વિસર્જન કરવામાં આવી.



**પાલીતાણા શ્રી જૈન સેવા સમાજ** દવાખાનામાં ફેબ્રુઆરીમાં ૧૭૫૮, માર્ચમાં ૩૦૯૬, એપ્રીલમાં ૨૪૯૭, મેમાં ૨૦૭૨ એકંદર ચાર માસમાં **૯૪૨૩, જૈન** તેમજ **જૈનેતર** દરદીઓએ લાભ લીધો છે જેમાં ૭૮૦ સાધુ-સાધ્વી તેમજ ૪૮૦ ગરીબ માણસો મળી ૧૨૬૦ દરદીઓને ફ્રી લાભ આપવામાં આવેલ છે.

*કોઇપણ જાતના સ્થાયી ફંડ તેમજ કાયમી* આવકના સાધન વિના જનસમાજની સેવાને અર્થે સૌના સહકારની અપેક્ષાએ આ દવાખાનું શરૂ કરેલ છે.



## ભાગવતી દીક્ષા

રાણપુરનિવાસી શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસ અને તેમનું કુટુંબ ધર્મશ્રદ્ધાળુ ને પ્રખ્યાત છે. તેમની યુવાન પુત્રી બેન સુમતાબેન, જેમણે લઘુવયમાં ધાર્મિક શિક્ષણ પણ સારૂં લીધું હતું તેઓ પૂર્વકર્મના અશુભ ઉદયે લઘુવયમાં વિધવા થયા હતા સાથી જ સંસાર ઉપરથી મોહ ઊડી ગયો હતો સંયોગ પ્રાપ્ત થતા પુણ્યોદયે શ્રી વિજયભક્તિસૂરિના પરિવારના ગુરુણીજી તીર્થશ્રી તથા રંજનશ્રીજીના ઉપદેશથી બેન સુમતાની ઇચ્છા દીક્ષા લેવાની થઇ માતપિતા અને સાસરીયાની રજા લઇ જેઠ શુદ ૬ ના રોજ શ્રી વિજયભક્તિસૂરિજીના શિષ્ય પં શ્રી સુમતિવિજયજી આદિ બેન સુમતાને દીક્ષા દેવા માટે રાણપુર પધાર્યા હતા અને તેજ દિવસે બેન સુમતાએ ચારિત્ર લીધું અને ગુરુણીજી તીર્થશ્રીના શિષ્યા થયા એનું નામ સુદીક્ષાશ્રીજી રાખવામાં આવ્યું છે. તેમના પિતાજી શેઠ નાગરદાસભાઇએ પોતાની પુત્રીના આ દીક્ષામહોત્સવ પ્રસંગે અઠ્ઠાઇમહોત્સવ, અષ્ટોત્તરી સ્નાત્ર અને સ્થાનકવાસી સંઘ સહિત બે નવકારશી અને વરઘોડો વગેરેમાં પોતાની સુકૃત લક્ષ્મીનો સદ્વ્યય કરી આનંદપૂર્વક દીક્ષામહોત્સવ ઉજવ્યો હતો.



## મુનિવિહારથી થતા લાભો

આચાર્ય શ્રી વિજયમોહનસૂરિજી મહારાજના પ્રશિષ્ય પં. શ્રી **ધર્મવિજયજી** મહારાજ પાલીતાણાથી વિહાર કરતા કરતા ગયા માસમાં અત્રે પધાર્યા હતા માત્ર અઢાર દિવસ અત્રે ગામના તથા વડવાના ઉપાશ્રયે બિરાજ્યા હતા અને તેઓશ્રીના વ્યાખ્યાન પ્રસંગે અનેક જૈન બંધુઓ ને બ્હેનોની સારી હાજરી થતી હતી. પં. ધર્મવિજયજી મહારાજ વિદ્વાન હોવાથી વ્યાખ્યાનમાં શ્રોતાઓને પરમ આનંદ થતો હતો. તેઓશ્રીની વિદ્વત્તા અને સરલ પ્રકૃતિની મીઠાશ એટલી બધી પ્રિય થઇ પડી હતી કે અત્રે ચોમાસુ રહેવા માટે જૈન બંધુઓ ને બ્હેનોએ ઘણો જ આગ્રહ કર્યો હતો, પરંતુ ગુરુમહારાજની આજ્ઞા વિના ન રહેવાય તેમ હોવાથી મહારાજશ્રી વિહાર કરી ગયા. શહેર ભાવનગરના જૈન સમાજને વિદ્વાન મુનિરાજોના વ્યાખ્યાનનો ખપ છે તેથી દરવર્ષે ભાવનગર જેવા જૈન સમુદાયમાં કોઇ પણ વિદ્વાન મુનિરાજ ચાતુર્માસમાં બિરાજમાન થાય તેમ અત્રેનો જૈન સમુદાય ઇચ્છે છે.

## શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ.

સન્મિત્ર, સદ્ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ના આસો વદિ ૮મે દેહમુક્ત થયા તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઇમાં ગોડીજીના ઉપાશ્રયમાં અનુ-યોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ના આસો વદિ ૮ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહન-લાલ હેમચંદ ઝવેરી તરફથી સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું." આથી પંન્યાસજીએ પોતાથી બની શકે તેવા શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી, તેથી નીચે પ્રમાણે એક ફંડ થયું હતું.

રૂ. ૫૦૧) શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ.
રૂ. ૫૦૧) ,, માણેકલાલ ચુનીલાલ.
રૂ. ૫૦૧) ,, કસળચંદ કમળશી, ભાઈ જીવરાજ કમળશીની વતી.
રૂ. ૫૦૧) ,, વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
રૂ. ૫૦૧) ,, એક ગૃહસ્થ હા. શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
રૂ. ૧૦૧) ,, મોહનલાલ હેમચંદ ઝવેરી.
રૂ. ૧૦૧) ,, મોતીચંદ ગિરધર કાપડીઆ.
રૂ. ૧૦૧) ,, સકરચંદ મોતીલાલ મૂળજી.
રૂ. ૧૦૧) ,, વાડીલાલ પુનમચંદ.
રૂ. ૧૦૧) ,, સેન્ડહર્સ્ટ રોડના દેરાસર તરફથી શેઠ મંગળદાસ.
રૂ. ૧૦૧) ,, માણેકચંદ જેચંદ જાપાન.
રૂ. ૨૫) ,, જીવરાજ ભિખાભાઇ.
રૂ. ૨૧) શાહ નરોતમ ભગવાનદાસ.
રૂ. ૧૧) ની પાંચ રકમો.

સમિતિનું કામ નાણા ભરનારા સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છે.

૧ મોતીચંદ ગિરધર કાપડીઆ-સોલિસિટર.
૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
૩ મોહનલાલ દીપચંદ ચોકસી.
૪ વાડીલાલ જેઠાલાલ શાહ.
૫ હીરાભાઇ રામચંદ મલબારી.
૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ.

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની મંત્રી તરીકે નિમણુક કરી બેંક ઓફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધર કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો શ્રી **જૈન** ધર્મ પ્રકાશમાં, શ્રી આત્માનંદ પ્રકાશમાં, **જૈન**માં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખ સંગ્રહ બહાર પાડવો. અને ફંડ વધશે તો સમિતિ નિર્ણય કરશે તે પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવશે.

રૂ. ૫૦૧) ભરનારને પાંચ નકલ, રૂ. ૨૫૧) ભરનારને ત્રણ નકલ, રૂ. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી. તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે આપવી. સામાન્ય **જૈન** ભાઇ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને અર્ધી કીમતે આપવી.

સર્વ **જૈન** બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઈ જાણવા ઇચ્છા હોય તેમણે નીચેના સ્થળે લખવું.

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ**
**ગોપાલભુવન,** પ્રિન્સેસ સ્ટ્રીટ, **મુંબઇ.**




( સાભાર સ્વીકાર )

(૧) વિવિધ વિષય વિચારમાળા-ભા ૫ મો લેખક મુનિરાજશ્રી ગુલાબવિજયજી મહારાજના શિષ્ય મુનિરાજશ્રી મણિવિજયજી મહારાજ. પ્રસિદ્ધકર્તા બોરૂ ગામનો જૈન સઘ. કિમત અમૂલ્ય (ભેટ). લેખક મુનિમહારાજે જુદા જુદા વિષયોનો સગ્રહ કરીને આવા મણકાઓ કાઢેલા છે જેનો આ પાચમો વિભાગ છે આ પાચમા વિભાગમા ચોવીશ દંડકનુ સ્વરૂપ સરસ રીતે આપવામા આવ્યુ છે. મહારાજશ્રીનો પ્રયત્ન પ્રશસનીય છે

× × ×

(૨) ભજનસંગ્રહ-ધર્મામૃત—( ગોલેચ્છા, ગ્રથમાળા ન ૧ ) સપાદક પડિત બેચરદાસ જીવરાજ, કિંમત ૧૨ આના પ્રકાશક શેઠ શકરલાલજી માનમનજી ગોલેચ્છા. ખીચન (જોધપુર) હિન્દી અને ગુજરાતી ભાષાના વૈરાગ્ય રસયુક્ત એક સો એક પ્રાચીન ભજનોનો સગ્રહ આ ગ્રથમા આપવામા આવ્યો છે. જૈન મહાત્માઓની કૃતિની સાથે જૈનેતર ધર્મના સતોની કૃતિઓનો પણ આ સંગ્રહમાં સમાવેશ કરેલો છે ભજનના જિજ્ઞાસુઓને માટે આ એક સરળ કૃતિ છે ભજનો વાચવા જેવા છે.

× × ×

(૩) મુનિશ્રી મોહનલાલજી શતક-મુનિશ્રીના પદ્યાત્મક કેટલાક જીવનપ્રસગો આ લઘુગ્રથમા તેના લેખક પડિત માવજી દામજી શાહે સરળ ભાષામા આપેલા છે કિંમત ૦-૨-૦

× × ×

(૪) નવદંપતીને જીવનસંદેશ-જીવનમા માર્ગદર્શક થઇ પડે તેવો સંદેશ કાવ્યમા આ ગ્રથમા પડિત માવજી દામજી શાહે રચેલો છે તે બ્હેનોને વાચવા જેવો છે કિંમત ૦-૧-૦

(૫) પરશુરામ. લેખક ધૂમકેતુ
(૬) તુલસીદાસ. સપાદક રમણલાલ નાનાલાલ શાહ
પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

બાળકોને વાચવામાં સરલ થઇ પડે તેવી નવલ કથાઓ સરલ ગુજરાતી ભાષામાં લખાવી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયના માલિક ભાઇ શભુલાલ જગશી પ્રગટ કરે છે નાની ઉમ્મરમાથી સારા ચરિત્રો વાચવાનો બાળકોનો શોખ વધે તે માટેનો આ પ્રયત્ન છે (૫) કિં. ૦-૨-૦ (૬) કિં. ૦-૩-૦

× × ×

(૭) અપરાધી-લેખક-શ્રી ઝવેરચદ મેઘાણી. પ્રકાશક-ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. અઢી રૂપીયા અગ્રેજી ગ્રંથ સર રોલ હેઇનની ધી માસ્તર ઑફ મેનની કૃતિના આધારે લખેલી છે. તેમાંથી કાઠિયાવાડની જીવનસ્થિતિને બધ બેસે તે રીતના ઘણા ફેરફારો કરીને કેટલેક ઠેકાણે સ્વતત્ર રીતે લખીને ભાઇ ઝવેરચંદ મેઘાણીએ આ નવલકથાની રચના કરી છે શ્રી ઝવેરચદ મેઘાણીની કૃતિ જે વખતે જે રસની જરૂર હોય તે રસ ઉત્પન્ન કરનારી સરલ અને વાચકને તે ગ્રથ પૂરેપૂરી વાચવાની ઇચ્છા ઉત્પન્ન કરનારી હોય છે. ફુલછાબ અઠવાડિક પેપરમા આ વાર્તાનો કેટલોક ભાગ આવેલો હતો ને વાચકને રસ ઉત્પન્ન કરે તેવો હતો. છેવટે ભાઇ મેઘાણીએ તેને પુસ્તકરૂપે અપરાધી નામ આપી તૈયાર કરેલ છે. આ નવલકથા ખાસ વાચવા જેવી છે, અને તેના પ્રગટ કરનાર ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયના માલિકોએ નવલકથાસાહિત્યમા એક વિશેષ ઉમેરો કર્યો છે

× × ×

(૮) દશ લાખનો દસ્તાવેજ-કર્તા ડી. આર. મ્હેતા પ્રકાશક વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની,

## વાર્ષિક અનુક્રમણિકા





## નમ્ર નિવેદન

દાનવીર શેઠ માણેકલાલભાઇ ચુનીલાલ આ સભાના પેટ્રન થયા તે માટે અમોએ તેઓશ્રીનાં ફોટા સાથે તેઓ સાહેબે કરેલી અનેક સખાવતોની નોંધ ગયા અંકમા અન્ય સ્થળેથી મેળવી પ્રગટ કરી હતી. તેઓશ્રી આવી સખાવતોની જાહેરાત માટે ખુશી નથી એમ અમારા જાણવામા આવ્યું છે, અને દાનધર્મ સ્વીકારનાર તેની જાહેરાતને ઇચ્છે પણ નહિ, છતા અન્ય જૈન બંધુઓ યથાશક્તિ તેનું અનુકરણ કરે અને સર્વ કોઈ તેનુ અનુમોદન કરે તેટલા માટે અમોએ પ્રકટ કરેલ છે.

---

# નવસ્મરણાદિ સ્તોત્ર સન્દોહઃ

નિરંતર પ્રાતઃકાળમા સ્મરણીય, નિર્વિઘ્નપણુ પ્રાપ્ત કરાવનાર, નિત્ય પાઠ કરવા લાયક નવ સ્મરણો સાથે બીજા પ્રાચીન ચમત્કારિક પૂર્વાચાર્યકૃત દશ સ્તોત્ર, તથા રત્નાકર પચ્ચીશી, અને બે યંત્રો વિગેરેનો સંગ્રહ આ ગ્રંથમા આપેલ છે ઊંચા કાગળો, જૈની સુદર અક્ષરોથી નિર્ણયસાગર પ્રેસમા છપાયેલ, સુશોભિત બાઇડીંગ અને શ્રી મહાવીરસ્વામી તથા ગૌતમસ્વામી અને બે પૂજ્યપાદ ગુરુ મહારાજાઓની સુન્દર રંગીન છબીઓ પણ ભક્તિ નિમિત્તે સાથે આપવામા આવેલ છે. આટલો મોટો સ્તોત્રોનો સંગ્રહ, છતા સર્વ કોઇ લાભ લઇ શકે જે માટે મુદ્દલથી પણ ઓછી કિંમત માત્ર રૂા. ૦—૪—૦ ચાર આના. પોસ્ટેજ રૂા. ૦—૧—૩ મળી મગાવનારે રૂા. ૦—૫—૩ ની ટીકીટો એક બુક માટે મોકલવી.

લખો—શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર.

---

### શ્રી પરમાત્માના ચરિત્રો.

(ગુજરાતી ભાષામા) તૈયાર છે.

૧ શ્રી નેમનાથ ચરિત્ર ૨-૦-૦

૨ શ્રી વિમળનાથ ચરિત્ર ૧-૧૨-૦

૩ શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર, બે ભાગમા ૪-૮-૦

૪ શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર ૧-૧૨-૦

૫ શ્રી મહાવીર ચરિત્ર રૂા ૩-૦-૦

૬ શ્રી તીર્થંકર ચરિત્ર (ચોવીશ જિનેશ્વરના સંક્ષિપ્ત રસપૂર્વક ચરિત્ર) જૈન પાઠશાળા કન્યાશાળામા પઠનપાઠન માટે ખાસ ઉપયોગી. રૂા. ૦-૧૦-૦

### છપાતાં મૂળ ગ્રંથો.

१ धर्माभ्युदय ( संघपति चरित्र ) ( મૂળ )   २ श्री मलयगिरि व्याकरण.

३ श्री वसुदेवहिंडि त्रीजो भाग   ४ पांचमो छट्ठो कर्मग्रन्थ.

५ श्री बृहत्कल्प भाग ४-५

શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

---

Reg. No. B. 431.

# ગુજરાતી ભાષાંતરના ગ્રંથો.

## ( મળી શકતા ગ્રંથોનું લીસ્ટ )

| | |
|---|---|
| શ્રી નવતત્ત્વનો સુંદર બોધ | ૦॥= |
| શ્રી જીવવિચાર વૃત્તિ | ૦।= |
| શ્રી દંડક વૃત્તિ | ૦॥ |
| શ્રી નય માર્ગદર્શક | ૦॥= |
| શ્રી હંસવિનોદ | ૦॥। |
| કુમાર વિહારશતક | ૧॥ |
| શ્રી જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦॥ |
| શ્રી આત્મવલ્લભ જૈન સ્તવનાવલી | ૦।= |
| શ્રી મોક્ષપદ સોપાન | ૦॥। |
| ધર્મબિન્દુ આવૃત્તિ બીજી | ૨) |
| શ્રી પ્રશ્નોત્તરપુષ્પમાળા | ૦॥।= |
| શ્રી શ્રાવકકલ્પતરૂ | ૦।= |
| શ્રી આત્મપ્રબોધ | ૨॥ |
| જૈન ગ્રંથ ગાઇડ | ૧) |
| શ્રી નવાણું પ્રકારી પૂજા ( અર્થ સહિત ) | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વસ્વરૂપ સ્તવ | ૦। |
| શ્રી ચંપકમાળા ચરિત્ર | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧) |
| શ્રી પ્રકરણ પુષ્પમાળા ( દ્વિતીય પુષ્પ ) | ૦॥ |
| શ્રી અધ્યાત્મમત પરીક્ષા | ૦। |
| શ્રી ગુરૂગુણમાળા | ૦॥ |
| શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦।- |
| શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦॥ |
| શ્રી ઉપદેશસપ્તતિકા | ૧) |
| શ્રી પંચપરમેષ્ઠી ગુણરત્નમાળા | ૧॥ |
| સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧) |
| શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર | ૨) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો | ૨) |
| આદર્શ જૈન સ્ત્રીરત્નો | ૧) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો | ૨॥ |
| શ્રી દાનપ્રદીપ | ૩) |
| શ્રી નવપદજી પૂજા ( અર્થ સહિત ) | ૧॥ |
| કાવ્યસુધાકર | ૨॥ |
| શ્રી આચારોપદેશ | ૦॥ |
| ધર્મરત્ન પ્રકરણ | ૧) |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર (અર્થસહિત શાસ્ત્રી) | ૧॥। |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર અર્થ સહિત (ગુ.) | ૧॥ |
| શ્રી આત્મવિશુદ્ધિ | ૦।= |
| કુમારપાળપ્રતિબોધ | ૩॥। |
| જૈન નરરત્ન " ભામાશાહ " | ૨) |
| આત્માનંદ સભાની લાયબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ | ૦॥।= |
| શ્રી વિમલનાથ ચરિત્ર | ૧॥। |
| શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર | ૧॥। |
| શ્રી પૃથ્વીકુમાર ચરિત્ર | ૧) |
| ધર્મપરીક્ષા | ૧) |
| શ્રી પ્રભાવક ચરિત્ર | ૨॥ |
| જૈનધર્મ | ૧) |
| શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ અર્થ સહિત | ૦॥= |
| શ્રી સામાયિક સૂત્રાર્થ | ૦)= |
| શ્રીપાળરાજાનો રાસ, સચિત્ર (અર્થ સુક્ત) | ૨) |
| ,, ,, ,, રેશમી પુઠું | ૨॥ |
| સતી સુરસુંદરી ચરિત્ર | ૧॥ |
| સંવેગદ્રુમ કંદલી | ૦। |
| શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર | ૦)= |
| ,, સોળમો ઉદ્ધાર | ૦। |
| શ્રી વીશસ્થાનક પૂજા અર્થ સહિત | ૦॥। |
| શ્રી તીર્થંકર ચરિત્ર | ૦॥= |
| કલિંગનું યુદ્ધ યાને મહારાજા ખારવેલ | |
| શ્રી મહાવીર જીવનચરિત્ર | ૩) |

લખોઃ—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર.



ભગવાન વાસુપૂજ્યસ્વામીની નિર્વાણભૂમિ શ્રી ચંપાપુરીજી તીર્થ.



પુ૦ ૩૭ મું.




અંક ૨ જો.

સંવત ૧૯૯૫

દ્વિ. શ્રાવણ


પ્રકાશક :
શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર.

સત્શાસ્ત્ર સંતો સાધુઓનાં, હૃદયઝરણાં ઝીલવાં,
શ્રી જૈન શાસન સંઘકેરાં, હૃદય-કમળો ખીલવાં;
ગુરુઓતણા આદેશ ગ્રહી, દુષ્કર્મ બાળે કારસું,
એ સિધ્ધ કરી દેખાડશે, આ વર્ષ **સાડત્રીશમું**. ૩

નિજ આત્મકેરી ઐક્યતા, પરમાત્મ સાથે જોડવી,
ષડશત્રુરૂપી શૃંખલા તે, શાસ્ત્રશસ્ત્રે તોડવી;
પંડિત કવિવર જ્ઞાનીજનનાં, જ્ઞાનભોજન હું જમું,
સધ્ધર્મની સેવા વિષે, આ વર્ષ **સાડત્રીશમું**. ૪

સંસારનાં બંધન તૂટે, નહીં પાપચોર કદી લૂંટે,
નહીં જ્ઞાનભંડારો ખૂટે, ને ગર્ભવાસ સદા છૂટે;
પ્રત્યેક શ્વાસોશ્વાસમાં હું એ જ ધમણ હૃદે ધમું,
કર્તવ્ય પૂર્ણ બજાવશે, આ વર્ષ **સાડત્રીશમું**. ૫

માનવ-જનમ મુસાફરી સૌ, રીતથી સફળા કરું,
શ્રી જૈન ધર્મતણી જ રાહે, સત્ય વાણી ઉચ્ચરું;
વિસ્તૃત જૈન વિભાગમાં હું, ભ્રમવિનાશક થઇ ભમું,
હા ! ધર્મધ્વંસની વાતને, ક્ષણ એક પણ હું ના ખમું. ૬

ઇશ્વરકૃપા આરોગ્ય રહું, મમ ગ્રાહકો આરોગ્ય હો,
નીતિ દયા ને ન્યાયનાં, વહનો સદા અંતર વહો;
જય જય થવાને જૈનનો, પ્રભુ પાદપંકજમાં નમું,
વિજયી ધ્વજા ફરકાવશે, આ વર્ષ **સાડત્રીશમું**. ૭

સધ્ધર્મ ને સત્કર્મમાં, ગ્રાહકતણી વૃત્તિ રહો,
આ પત્રને સુપવિત્ર ગણી, ચિત્તથી સર્વે ગ્રહો;
હો ધર્મલાભ સદા ય એ, છેલ્લું વચન કહીને શમું,
પૂરણ પ્રતાપ પ્રકાશ પામો, વર્ષ સાડત્રીશમું. ૮

**દોહરા**

સ્પષ્ટ હૃદયના ભાવથી, અષ્ટક રચીયું આજ;
આત્માનંદ પ્રકાશનો, સુખમય રહો સમાજ. ૧.

ભાવનગર
પ્ર. શ્રાવણ પૂર્ણિમા

લી૦ ધર્મોપદેશક,
રેવાશંકર વાલજી બધેકા
નિવૃત્ત એજ્યુ૦ ઇન્સ્પે૦ ભાવનગર




# नूतन वर्षनुं मंगलमय विधान

**પ્રવેશ—**

**આ**જના સુરમ્ય પ્રભાતે 'આત્માનંદ પ્રકાશ' ૩૭મા વર્ષમાં પ્રવેશ કરે છે. આત્મજાગૃતિમા સાવધાન રહેનાર પ્રસ્તુત પત્ર પ્રત્યેક વર્ષની પૂર્વપ્રણાલિકા પ્રમાણે તુરત જ સ્વગત પ્રશ્ન કરે છે કે જે મંગલમય કાર્ય માટે મારુ અસ્તિત્વ (Existence) નિર્માણ થયું છે તે માટે મારાથી યથાશક્તિ ગત વર્ષમાં ધીમી પણ મક્કમ પ્રગતિ થઇ છે? આટલા વર્ષોની સમાજસેવા કરતાં કરતાં મારા લેખોના સ્થૂલ અક્ષરોએ જુદી જુદી ભૂમિકાવાળા આત્માઓમા સંસ્કાર-બીજો આરોપ્યા છે? તે તે સંસ્કાર-બીજોથી ભરેલા અમુક આત્માઓની આધ્યાત્મિક જ્યોતિઓ પ્રોજ્જ્વલ થઇ છે? વય વધતાની સાથે જૈન સૃષ્ટિમા મેં મારુ યથાર્થ સ્થાન જાળવી રાખ્યું છે? વય જનિત અનુભવની સાથે મેં મારા નામની સાર્થકતા કરી છે? સંસારચક્રમા જન્મ અને મૃત્યુ અનિવાર્ય અને સહજ છતા આત્માના અનાદિ અનંતપણા તરફ લક્ષ્ય રાખી, માનવવાચકોની આત્મભૂમિકાને તૈયાર કરી સ્વાવલંબનપૂર્વક પુરુષાર્થપરાયણ કરવા પ્રેરણા આપી છે?

—આંતરવિચાર કરતા યોગદ્વારા ફલિત થાય છે કે અવશ્ય સુંદર પરિણામ આવ્યું છે. જગતમા પ્રત્યેક સ્થૂળ વસ્તુઓ સ્વનિમિત્તવડે આત્માને જગાડે છે. જો આત્મા ગુણગ્રાહી હોય તો, તે દૃષ્ટિએ પ્રભુમૂર્તિ અને શાસ્ત્રો પુષ્ટાલંબન હોવાથી આત્મજાગૃતિ અર્પે તેમા આશ્ચર્ય નથી લેખો એ શાસ્ત્રના નિઝરણાઓ હોવાથી આત્માને અંતરાવલોકન (Introspection) માટે સહાયભૂત થાય એ સ્વત સિદ્ધ છે; પરંતુ આ પરિસ્થિતિ વાચકોની આત્મભૂમિકાની તૈયારી ઉપર અવલંબે છે. શ્રેય અને પ્રેય એ ઉભય વસ્તુઓમાં કલ્યાણકારી પ્રવૃત્તિ કરવી એ મારું લક્ષ્યબિંદુ (Standpoint of view) અવિચ્છિન્નપણે ચાલતું આવ્યુ છે, પરંતુ પ્રેય વસ્તુ જગતમાં ભિન્ન ભિન્ન રુચિ પ્રમાણે વ્યક્તિ પરત્વેની જુદી જુદી હોય છે આત્મકલ્યાણકારી માર્ગમા મારું પ્રેય વસ્તુ જૈન દર્શનના પ્રેરક શ્રી જિનેશ્વર ભગવાનની શ્રીમદ્ દેવચંદ્રજીએ સ્તવેલી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ને ભાવરૂપ રાજનીતિને અનુસરવાનું છે; એ આધ્યાત્મિક રાજનીતિને અનુસરીને તમામ લેખોનો જન્મ છે. લેખો વિચારભૂમિકામાંથી પ્રકટે છે, વિચારો માનસિક ભૂમિકાનુ ઉત્પાદન છે, માનસિક ભૂમિકા આત્માના ક્ષયોપશમ ઉપર નિર્ભર છે. વિચારો મૂર્તિમન્ત સ્વરૂપે બહાર આવવા અને લેખનપદ્ધતિમા મુકાવા એ મતિ-શ્રુતજ્ઞાનનો વિષય છે,-ઉપરોક્ત પ્રશ્નપરંપરાવડે જે યથાશક્તિ ગત વર્ષમાં સ્વીકૃત કાર્યની સફળતા મેળવી છે તેથી સંતોષનું આશ્વાસન લઇ જૈન શૈલીથી કાંઇ સમજફેર લેખનપદ્ધતિ થઇ હોય તેના માટે મિથ્યા દુષ્કૃત દઈ પ્રસ્તુત પત્ર નવીન વર્ષનો શુભ આરંભ કરે છે.

**સંજ્ઞા—**

૩૭ ની સંજ્ઞા એ જૈન દૃષ્ટિએ ત્રણ અને સાતનુ જોડાણુ છે દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રય કે જે વ્યવહારદૃષ્ટિએ મુક્તિમાર્ગનું અમોઘ સાધન છે અને જે નિશ્ચય દૃષ્ટિએ આત્માના પોતાના જ ગુણો છે તે સાત નયથી સિદ્ધ કરીને સંપૂર્ણપણે પ્રકટ કરવામા આવે તો આત્માનો આનંદ પૂર્ણ સ્વરૂપમા પ્રકટ થાય, એવંભૂત નયથી પૂર્વોક્ત રત્નત્રયનો વિકાસ થાય તે ખાતર તમામ ઉચિત શુભ

સાધનોની આત્માને આવશ્યકતા છે. જેમ ક્ષીરથી થતી તૃપ્તિ અનુભવવા માટે અગ્નિ, કોલસા, દૂધ, ચોખા વિગેરે વિગેરે સાધનોની જરૂરીઆત પડે છે તે પ્રમાણે રત્નત્રયના સંપૂર્ણ પ્રકટીકરણ માટે જ્ઞાન અને ક્રિયા ઉભય નયોની આવશ્યકતા છે; જે જે નયોદ્વારા આત્મવિકાસ વધતો જાય તે તે નયોનું અનુક્રમે અવલંબન લઇ સાધ્ય સિદ્ધ કરતાં જવાનું હોય છે જૈન દર્શનનો આ અનેકાંતવાદ છે. અનાદિ કાળનું આ છૂપું ધન પ્રકટ કરવા માટે પરમાત્માની મૂર્તિ પાસેથી તથા સદ્‌ગુરુ અને શાસ્ત્રના વચનામૃતમાંથી જીવન્ત પ્રેરણાઓ ( Living motives ) પ્રાપ્ત કરવાની છે અને એ રીતે જૈન દર્શનના અનેકાંતવાદને અનુસરતાં કર્મ ઉપર વિજય મેળવવાનું સામર્થ્ય વધારી દર્શન, જ્ઞાન, ચારિત્રમાં સપ્ત નયોનો સમાવેશ કરવાની કળા ક્રિયાત્મક ( Active ) થતાં અંતરાત્મ અવસ્થામાંથી પરમાત્મ અવસ્થા પ્રકટ કરવા નવીન વર્ષ ૩૭ ની સંજ્ઞા પ્રેરણા આપે છે. કાળ અનાદિ અનંત છે. આત્માનું અસ્તિત્વ પણ અનાદિ અનંત છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોરના કથન મુજબ " જન્મ અને મૃત્યુ એક સિક્કાના બે પાસા છે. " જન્મ અને મૃત્યુરૂપ કાળપર્યાયમાં આત્માના વિભાવિક પર્યાયોને અનેક વખત અનુભવવા છતાં આત્માનું અમરપણું જૈન દર્શન અને ભગવદ્ ગીતા પણ વર્ણવે છે. આત્માના સ્વાભાવિક પર્યાયો દર્શન–જ્ઞાન–ચારિત્ર છે. આત્મા આ રીતે અમર હોવાથી જો તે **भावितमात्मा भवेष्वनेकेषु** એ તત્ત્વાર્થ ભાષ્યના વાક્યાનુસાર અનેક જન્મોદ્વારા શુભ સંસ્કારો મેળવ્યા કરે છે તો તેના પરિપાકરૂપે આનંદરૂપ પ્રકાશ પોતામાંથી પ્રકટાવી શકે છે અને હંમેશને માટે નિશ્ચય અને વ્યવહાર બન્ને દષ્ટિબિંદુથી અજર–અમર બને છે; આ વસ્તુસ્થિતિ પ્રાપ્ત કરવા માટે જ શ્રી તીર્થંકરોની વાણીનો પ્રયાસ છે.

## સંક્રાંત કાળ—

રાજસ્થાની લડતોના ઉગ્ર મંડાણ પછી પ્રત્યેક સ્થળે અસાધારણ નિરાશા વ્યાપી રહી છે. મહાત્મા ગાંધીજીના ઉપવાસો પણ રાજકોટમાં પ્રજાકીય હક્કો માટેની લડતને અંગે નિષ્ફળ ગયા છે. હૈદ્રાબાદનો આર્ય સત્યાગ્રહ અમુક અંશે અનેક ભોગો અને યાતનાઓ પછી વિજયી થયો છે. મહાત્મા ગાંધીજીને પણ પરિસ્થિતિ તપાસીને ' રૂક જાઓ ' નો આદેશ આપવો પડ્યો છે. રાષ્ટ્રીય વર્તુળમાં પણ સત્તા, સ્વાર્થ અને નેતાગીરીના કલહો નજરે પડે છે. કોમવાદ અને પ્રાંતવાદના ઝઘડાઓ સર્વત્ર નજરે પડે છે. પ્રતિષ્ઠિત મહાસભામાં કેટલીક અશુદ્ધિઓવાળાં કુટકળ બળો ઘુસી ગયાં છે. હિંદ બહાર જડવાદી પશ્ચિમના દિલમાંથી મનુષ્યત્વ ઓસરી ગયું છે. બુદ્ધ ધર્માનુયાયી ચીન અને જાપાન બે બે વરસો થયાં પુષ્કળ માનવસંહારવાળા ભયંકર સંગ્રામમાં જોડાઇ રહ્યાં છે. યુરોપ પણ નવા રણસંગ્રામની આગાહીઓથી ધ્રુજી રહ્યું છે. હિંદુસ્તાનમાં બેકારી અને ભૂખમરાથી લોકો ત્રાસી ગયા છે અધૂરામાં પૂરું દુષ્કાળ પણ કચ્છ–કાઠિયાવાડ, ગુજરાત, મારવાડ, સિંધ વિગેરે અનેક સ્થળોએ ડોકિયું કરી રહ્યો છે. સમગ્ર રીતે દેશનો મામલો કટોકટીભર્યો હોઇ જૈન-જનતા પણ વ્યાપક સંક્રાંતિકાળમાં પસાર થઇ રહી છે.

આ સંક્રાંતિ કાળમાંથી વહેલી તકે અખિલ માનવસમાજ પસાર થઇ રાજ્ય અને પ્રજાવર્ગનાં ઇર્ષા, કુસંપ, વૈમનસ્ય અને અન્ય ભૌતિક તેમજ માનસિક દુઃખો દૂર કરવા સાથે તેમજ ધર્મપૂર્વક પુરુષાર્થ પરાયણ બની અર્થ અને કાળની સાધના માટે સ્વતંત્ર ભાવના અને આત્મબળથી ઓતપ્રોત નવયુગની શાંતિ-ઉષા પ્રકટાવવા શાસનના શ્રી અધિષ્ઠાયક દેવ પ્રતિ અભ્યર્થના છે.

## સંસ્મરણો—

ગત વર્ષમાં ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણમાં શ્રી હૈમસારસ્વત સત્ર કૉન્ફરન્સ જેવા દબદબાપૂર્વક, સાક્ષરોની હાજરીમાં ઉજવાઇ ગયો. તે પ્રસંગે જૈન સાહિત્ય પરિષદ્ મુંબઇ સરકારના રાષ્ટ્રીય ગૃહમંત્રી માનનીય શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રમુખસ્થાને ભરાઇ હતી; અને તેમના હસ્તક શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરનું ઉદ્‌ઘાટન થયું હતું. આ શુભ પ્રસંગે વિ. સં. બારમા અને તેરમા સૈકાનો ઇતિહાસ સજીવન કરવામાં આવ્યો

હતો કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય કે જેઓ ગુજરાતની અસ્મિતાના આદ્યદ્રષ્ટા હતા તેમને અર્ધ્ય આપી માનવમેદની કૃતાર્થ થઇ હતી. હિંસા અને દારૂને પોતાના રાજ્યમાંથી દેશવટો આપી અમારિ પડહ વજાડનાર કુમારપાળ રાજાનો અને શ્રી હેમચંદ્રાચાર્યનો પ્રસંગ જુદા જુદા સાક્ષર વક્તાઓ તરફથી ઐતિહાસિક તેમજ સાહિત્યદષ્ટિએ રજૂ કરવામાં આવ્યો હતો આ પ્રસંગ ત્યાં વિરાજતા વયોવૃદ્ધ પૂ. પ્ર મુ કાંતિવિજયજી મહારાજની હાજરીમા બન્યો હતો આ મુનિરાજશ્રીની જીવનવ્યાપી શ્રુતભક્તિ અને પ્રાચીન હસ્તલિખિત પ્રતોના સંશોધક અને સંગ્રાહક તરીકે અત્યાર સુધીની સેવા ભારતના સાહિત્ય અને ઇતિહાસસંશોધનની તવારીખમાં અમર રહે તેવી છે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી ભાષાના સેંકડો ગ્રંથોને એમણે વિનાશના મુખમાંથી બચાવી લીધા હતા પાટણ અને લીંબડીના પ્રાચીન જૈન પુસ્તકોના ભંડારોનો ઉદ્ધાર કરવામા તેમણે તથા તેમના બે સાક્ષર શિષ્યો મુ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા મુ શ્રી પુણ્યવિજયજી મહારાજે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અનેક હિંદી વિદ્વાનો, પ્રો જેકોબી, વીંટરનીસ, સીલ્વર લેવી, નાર્મન અને બ્રાઉન જેવા પાશ્ચાત્ય સંશોધકોને પણ એમણે અનેક પ્રકારે સહાય કરેલી છે આ મુનિરાજ કે જેમની સાહિત્ય જગતમા અણમૂલ કીમત છે, તેમની હાજરીમા પ્રસ્તુત પ્રસંગ ઊજવાયો જેથી તેમનું લગભગ પાત્રીશ વર્ષોનું સ્વપ્ન ઉપરોક્ત સત્રદ્વારા તેમજ જ્ઞાનમંદિરના ઉદ્ઘાટનદ્વારા ફલિભૂત થયેલુ જોઇ લગભગ બાસી વર્ષની ઉમ્મરે એમને પ્રશસ્ત હર્ષ થાય તે સ્વાભાવિક છે આ સભા તરફથી સેક્રેટરી ભાઇ વલ્લભદાસ તથા ભાઇશ્રી ફતેહચંદભાઇ વિગેરે તે પ્રસંગે ગયા હતા અને સેક્રેટરી તરફથી નિબંધ પણ વાચવામા આવ્યો હતો આ રીતે ગત વર્ષનુ ઐતિહાસિક ચિરસ્મરણીય કાર્ય કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યને અર્ધ્ય આપવારૂપે પ્રકાશિત થયું છે પ્રસંગોપાત શ્રી હેમચંદ્રાચાર્ય ગ્રંથમાળાની યોજના પણ રચાણી છે. રા મુનશીએ પોતાના પુસ્તકો, ઐતિહાસિક પાત્રોનું નિરૂપણ તથા Gujarat & its literature વિગેરેમા શ્રી હેમચંદ્રાચાર્યના દ્વયાશ્રય મહાકાવ્ય વિગેરેને અંગે જે જે સ્વકલ્પિત હલકા અભિપ્રાયો આપેલ છે તેને માટે તેમના અધ્યક્ષપણા નીચે ઊજવાયેલા શ્રી હેમસારસ્વત સત્રે એમની ભૂતકાલીન કલ્પનામય કારકીર્દીનુ સંશોધન કર્યું છે અથવા બીજી દષ્ટિએ સ્વયમેવ એમની ભૂલનુ પ્રાયશ્ચિત્ત થયુ છે જે તેમના પ્રમુખસ્થાનેથી બોલાયેલા નીચેના ઉદ્‌ગારો દર્શાવે છે.

"શ્રી હેમચંદ્રાચાર્ય એટલે પ્રખર વિદ્વાન, કવિ, ઇતિહાસકાર, વૈયાકરણી અને કોશકાર, ગુજરાતના કલિકાલસર્વજ્ઞ અને ગુજરાતની એકતા અને મહત્તાને પોતાની કલ્પનાવડે મૂર્ત કરતા વિશ્વકર્મા"

(હેમ્બર્ગ) જર્મન યુનિવર્સિટીના પ્રો શુબ્રીંગ જૈન સાહિત્ય તથા જૈન હસ્તલિખિત પ્રતિઓ તેમજ સાહિત્યનુ લીસ્ટ તૈયાર કરી રહ્યા છે અને ડૉ. જોન્સનનુ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૪-૫ નુ અંગ્રેજી ભાષાંતર નામદાર ગાયકવાડ સરકાર તરફથી ચાલતી વડોદરા ગાયકવાડ ઓરીએંટલ ઇન્સ્ટીટયુટ છપાવી રહેલ છે, તેમજ બર્લીન યુનિવર્સિટીના પ્રો એલ્સફોર્ડ વસુદેવહિંડીનુ જર્મની ભાષામા ભાષાંતર કરી રહ્યા છે

ગત વર્ષમા શ્રી હેમચંદ્રાચાર્યનો જયંતી-ઉત્સવ અમદાવાદમા પણ ધામધુમપૂર્વક ઉજવાઇ ગયો કલિકાલસર્વજ્ઞનુ વાસ્તવિક બિરુદ ધરાવનાર એક ગુર્જર સંસ્કારસ્વામીના ગુણગાનમા સૌ કોઇ ગુજરાતી પ્રશસ્ત અભિમાન લે અને જૈન ધર્મ અને જૈન સંસ્કૃતિનો અનુરાગી અહોભાગ્ય સમજે એમા આશ્ચર્ય નથી સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી કસ્તુરભાઇ લાલભાઇ તથા જયંતી સમારંભના પ્રમુખ મુંબાઇ રાષ્ટ્રીય સરકારના અર્થસચિવ શ્રીમાન્ લઠ્ઠે હતા ઉભય મહાશયો પ્રસંગોપાત, ઉચિત રીતે ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક અને સાહિત્યિક દષ્ટિએ અંજલિ સમર્પી કૃતાર્થ થયા હતા

હાલમા કેટલોક વખત થયા પં. શ્રી પ્રીતિવિજયજી ગણિવર કે જેઓ બાલબ્રહ્મચારી, સ્વ૦ શ્રી

વિજયકમલસૂરિના શિષ્ય શ્રી વિજયમોહનસૂરિના શિષ્ય છે. તેઓ હાલમાં મુંબઇમાં બિરાજમાન છે. તેઓશ્રી ગોડીજીના ઉપાશ્રયમાં ભગવતીસૂત્રનું વાંચન કરે છે. તેઓના પ્રયત્નવડે અનેક ધાર્મિક કાર્યો થઇ રહ્યા છે. તેમના હસ્તક સ્વ૦ કર્પૂરવિજયજી સ્મારક ફંડ સમિતિ સ્થપાણી છે અને તે સમિતિદ્વારા મુ. શ્રી કર્પૂરવિજયજીના લેખોનું પ્રકાશન થઇ રહ્યું છે.

પૂ. આ. શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી પાલીતાણામાં તૈયાર થયેલા જૈન સાહિત્યમંદિરનું ઉદ્‌ઘાટન ગત વર્ષના વૈશાક શુદિ ૭મે પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબની હાજરીમાં દબાદબાપૂર્વક થયું હતું. અહીં હજારો પ્રતો અને ગ્રંથો વિગેરે સાહિત્યનું સંગ્રહાલય થશે, તેને ભવિષ્યમાં એક સારી કમીટી સ્થાપી સુવ્યવસ્થિત કરવા માટે નમ્ર વિનંતિ કરીએ છીએ.

શેઠ શ્રી કાંતિલાલ ઇશ્વરદાસને બ્રિટીશ સરકાર તરફથી રાવસાહેબનો તથા મુંબઇ સરકાર તરફથી જે. પી. નો તથા શેઠ શ્રી માણેકલાલભાઇ ચુનીલાલને જે.પી. નો ખીતાબ અર્પણ થવા માટે અભિનંદન આપીએ છીએ, અને ઉભય વ્યક્તિઓ દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ કાર્યોમાં લક્ષ્મીનો સદ્વ્યય કરી અધિકાધિક પ્રગતિ કરે તેમ ઇચ્છીએ છીએ.

બડૌતમાં પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ તથા લગભગ અઢી હજાર અગ્રવાલોને શ્વે. મૂ. પૂ. જૈન બનાવનાર દર્શનવિજયજી આદિ ત્રિપુટી મુનિરાજો પધાર્યા હતા. ત્યાં આત્મવલ્લભનગરમાં મોટો મેળો ભરાયો હતો. સાત દિવસો સુધી વ્યાખ્યાનો, પૂજાઓ, નવકારસી વિગેરે સમારંભો સાથે પ્રતિષ્ઠા થઇ હતી. પંજાબમાં પણ આ. શ્રી વિજયવલ્લભસૂરિની પ્રેરણાથી જૈનશાસનની પ્રભાવના વિવિધ રીતે થઇ હતી. મુજફ્ફરનગર જિલ્લામાં પૂર્વોક્ત મુ. શ્રી દર્શનવિજયજી મહારાજ વિ. ત્રિપુટીએ જૈન શાસનનો ધ્વજ ફરકાવવા સાથે તેમના ઉપદેશથી હજારોની સંખ્યામાં અન્ય દર્શનીઓ જૈનદર્શનાનુયાયી થયા છે.

જૈન કોન્ફરન્સનું ૧૫મું અધિવેશન ગત વર્ષમાં ભાવનગરખાતે ભરવાનું નિર્ણીત થયું હતું. સ્વાગતાધ્યક્ષ તથા જનરલ સેક્રેટરીઓ અને અન્ય સમિતિઓની પણ તે માટે નીમણુક થઇ હતી. બાલદીક્ષાનો વિવાદાત્મક પ્રશ્ન કે જે સમાજને બે પક્ષમાં વહેંચી નાંખવાના કારણભૂત થયેલો છે તેનું નિરાકરણ તો સાધુ સમ્મેલન તરફથી થએલું છે, પરંતુ દેવદ્રવ્ય અને વિધવાવિવાહના પ્રશ્નો સમાજ પાસે આવવાનો ભય ઊભો થવાથી કોન્ફરન્સને અંગે બે પક્ષમાં સંપ-સમાધાન નહિં હોવાથી ભાવનગર ખાતે મુલતવી રહેલ છે.

પુરાતન સરાક (શ્રાવક) જાતિના ઉદ્ધારનું મહાકાર્ય માનભૂમ જિલ્લા(બંગાલ-બિહાર-ઓરિસા) માં ઉ૦ શ્રી મંગલવિજયજી મહારાજની પ્રેરણાથી ચાલુ છે. જૈન ધર્મ પ્રચારક સભા કલકત્તા તરફથી છેલ્લાં એક બે વર્ષ થયાં સરાકજાતિ કે જે ત્રણ લાખ જેટલી સંખ્યામાં છે તેમને જૈન બનાવી શિક્ષણશાળાઓ ખોલવાનું, ધર્મસાહિત્ય પ્રચારવાનું, અને સામાન્ય રીતે બીજી મદદો પહોંચાડવાનું કાર્ય ચાલુ છે. જૈન સમાજને શુદ્ધિના આ મહાન કાર્યને વિશેષ સહાનુભૂતિપૂર્વક આર્થિક સહાય કરવા અમો સૂચવીએ છીએ.

પ્રધાન મંડળે મુંબઇ તથા મુંબઇ ઇલાકામાં દારુનિષેધનું અસાધારણ પગલું કાયદેસર સરકારી હુકમ મારફત શરૂ કર્યું છે. પાટણ હૈમસારસ્વત સત્ર પ્રસંગે શ્રી મુનશીજીએ કહ્યું હતું કે " જે આચાર્યશ્રી મારફત પ્રજાજીવન સમૃદ્ધ થયું હતું તે શ્રી હેમચંદ્રાચાર્યના સમયમાં રાજસત્તાનો યુગ મધ્યાહ્ને હતો, શ્રી હેમચંદ્રાચાર્યની આજ્ઞાથી કુમારપાળે જૈન દર્શનને અભિપ્રેત મદ્યનિષેધનો કાયદો કર્યો હતો. તેને જ મળતું વર્તમાન રાષ્ટ્રીય સરકારનું આ માત્ર એક અનુકરણ છે." આ મદ્યનિષેધ જૈન સંસ્કૃતિનું એક અંગ છે, જૈનોએ સાત વ્યસનોમાં મદ્યને નરકનું દ્વાર ગણેલું છે; જેથી સમસ્ત જૈનોએ ખાસ કરીને આ પ્રવૃત્તિને ઉત્તેજન આપવું જોઇએ. આ મદ્યનિષેધનું પગલું વર્તમાન વિલાસી જમાનામાં દારુની બદીવાળા મનુષ્યોને માટે ભવિષ્યકાળના આશીર્વાદરૂપ છે. એકંદરે આ પરિસ્થિતિ આઠે પ્રાંતોમાં ચાલુ થાય અને દારુની બદી

ક્રમે ક્રમે રાજ્યસ્થાનોમાથી પણ નાબૂદ થાય તેવી જૈન સમાજ સફળતા ઇચ્છે છે.

શેઠ મુગાલાલ ગોએન્કા-એક જૈનેતરના-ઔદાર્ય ગુણવડે મોટી સખાવતથી મુંબઇમા ભારતીય વિદ્યાભુવન ગત વર્ષના કારતક શુદિ ૧૫ મે શ્રી હેમચંદ્રાચાર્યના જન્મ-જયંતીદિને સ્થપાયુ છે, મેળાવડો રા. રા. શ્રી મુનશી સાહેબના પ્રમુખપણા નીચે થયો હતો આ સંસ્કૃતિ વિષયક સંસ્થામા શ્રી હેમચંદ્રાચાર્યના સૂક્ષ્મ અને આતરભાવને પ્રફુલ્લિત બનાવે તેવી યોજના માટે ભાષણો થયા હતા અન્ય વૈદિક વિગેરે સંસ્કૃતિ સાથે જૈન ધર્મ અને જૈનસંસ્કૃતિ વિષે વ્યાખ્યાનોનો પ્રબંધ માસિક પત્રિકા દ્વારા અથવા પુસ્તકરૂપે પ્રકટ કરવામા આવે તો તેનો લાભ મુંબઇ શહેરની બહાર વસતી પ્રજા પણ મેળવી શકે, તે માટે સંચાલકોને પ્રબંધ કરવા સૂચના કરીએ છીએ શારીરિક અને માનસિક વિકાસ સાધી શકવાના અને કુરૂઢીઓને નિર્મૂળ કરવાના આશય સાથે મુંબઇમા જૈન મહિલા સંઘની સ્થાપના થઇ છે. કૃત્રિમ જલસાઓને લઇને આપણો સ્ત્રી સમાજ નિષ્પ્રાણ જેવો છે તેવે સમયે આ મહિલા સંઘ, અંધકારમય જીવન વીતાવનારી બહેનોને શારીરિક કસરત અને અક્ષરજ્ઞાનદ્વારા સ્વાવલંબી બનાવી ધાર્મિક સંસ્કારો સાથે શક્તિસંપન્ન બનાવે તેમ ઇચ્છીએ છીએ શ્રીયુત ગોપાળદાસ જીવાભાઇ પટેલે શ્રી ભગવતી સૂત્રના સારનુ પુસ્તક બહાર પાડી તેના લેખના ઉતારારૂપે પ્રસ્થાન માસિકમા ' મહાવીર અને માંસાહાર 'ની હકીકત રજૂ કરી જૈન સમાજમા ઉહાપોહ મચાવી મૂકયો હતો, ગુરુગમવિહીન એકલી બુદ્ધિ આસપાસના શબ્દરચનાનો સંદર્ભ વિચાર્યા વિના માત્ર શબ્દાર્થ શોધન કરવા બેસે છે ત્યારે વનસ્પતિના નામો પણ માંસાહારનો ભ્રમ ઉપજાવે છે. ભગવાન મહાવીર પરમ અહિંસાના જ પ્રરૂપક હતા તો તેઓ શુ માંસાહારની હકીકત રજૂ કરે ? શાસ્ત્રમા અજ અને સિંધવ વિગેરે શબ્દોના અર્થોના વ્યાકરણ દૃષ્ટિએ " ધાન્ય અને બકરો તેમજ મીઠુ અને ઘોડો " દ્વારા મોજુદ છે-એ શ્રીયુત ગોપાલદાસે બારીકાઇથી તપાસી લેવાની જરૂર હતી. આ બાબતમા તેમને શાસ્ત્રીય પ્રમાણપૂર્વક ખુલાસારૂપે શ્રી સાગરાનંદસૂરિ, શ્રી લાવણ્યસૂરિ, શ્રી વિદ્યાવિજયજી તથા શ્રી ધુરંધરવિજયજીએ ટ્રેકટો બહાર પાડેલા છે વળી લગભગ ત્રણ વર્ષ અગાઉ જૈન પ્રકાશમા રેવતી દાન સમાલોચનાવાળા પ્રકરણના શ્રી રત્નચંદ્રજી સ્થાનકવાસી આક્ષર મુનિએ પણ સંસ્કૃતમા માંસાદિ શબ્દોના અર્થો વનસ્પતિ રૂપે બતાવેલ છે શ્રી ગોપાળદાસ જો તેઓ પ્રમાણિક વિચારવાળા અને ન્યાયબુદ્ધિમા માનતા હોય તો સત્વર પોતાની ભૂલ સુધારી જાહેર રીતે સમાજ સમક્ષ મૂકે એ અમારી તેમને સમયોચિત સલાહ છે.

શ્રી માંગરોળ જૈન કન્યાશાળા ખાસ કરીને મુંબઇમા એક સારૂ ભવિષ્ય અર્પતી સુંદર સંસ્થા છે તેના સંચાલકો શેઠ કાંતિલાલ ઇશ્વરદાસ, શેઠ માણેકલાલ ચુનીલાલ તથા શ્રીયુત રતીલાલ વાડીલાલ તથા શેઠ કાંતિલાલ બકોરદાસ વિગેરે મુખ્ય છે લગભગ સવાલાખ રૂપીઆની સખાવત ગર્લ્સ હાઇસ્કૂલ કરવા માટે તથા અન્ય ઉત્તેજન માટે રાવસાહેબ શ્રીયુત શેઠ કાંતિલાલ ઇશ્વરદાસ તરફથી થયેલી છે તેનો સુવર્ણ મહોત્સવ થવાનો નજીકમા સંભવે છે. સ્ત્રીશિક્ષણ, ગર્લ્સહાઇસ્કૂલ, ઉદ્યોગશાળા અને લાઇબ્રેરીનો વિકાસ તે માટે ચાલુ છે પ્રસ્તુત સંસ્થા સવિશેષ પ્રગતિ કરો તેમ ઇચ્છીએ છીએ.

કોન્ફરન્સ તરફથી કેળવણી પ્રચાર કેંદ્રસ્થ સમિતિ તરફથી સન ૧૯૩૮ના કાર્યનો અહેવાલ બહાર પડેલો છે તે ઉપરથી જણાય છે કે કેળવણી તથા ઉદ્યોગ પ્રચારનુ કાર્ય ઠીક ઠીક રચનાત્મક ( Constructive ) પ્રગતિ સાધી રહ્યુ છે

સ્થાનકવાસી કોન્ફરન્સનુ ૧૦મુ અધિવેશન મુંબઇખાતે આગામી ડીસેંબરના છેલ્લા અઠવાડીઆમા ભરાવાનુ નક્કી થયેલુ છે, આ ઉપરથી આપણી કોન્ફરન્સના આગેવાનોને મંગલ માટે જલ્દી સાવચેત થવા પુનઃ પુનઃ સૂચવીએ છીએ

સર્જકતા( Creative )વાળા, કેટલાક અંતઃસ્ફુરિત ( Intutive ) રચનાકૌશલ્યવાળા, અને કેટલાક તત્ત્વજ્ઞાનરૂપ દોરાવડે વાચ્ય અને લક્ષ્ય ઉભયનું સંધાન કરવાવાળા સંક્ષિપ્તમાં છે એમ અમોને લાગ્યા છે તદુપરાંત સ્વામી રામતીર્થ, કિશોરલાલ મશરૂવાળા, આનંદશંકર બા ધ્રુવ વિગેરે સાક્ષરોના પ્રસંગોચિત અવતરણો, વર્તમાન સમાચારના ૧૧ લેખો તથા સમાલોચનાના ૮ લેખો આ સભાના સેક્રેટરી તરફથી પ્રેરિત છે અને નૂતનવર્ષનું મંગલમય વિધાન જે પ્રથમ અંકમાં આપવામાં આવેલ છે તે માસિક કમિટી તરફથી આપવામાં આવેલ છે ને તેના લેખક માસિક કમિટીના સભ્ય બંધુશ્રી ફતેહચંદ છે.

**દિલગીરી—**

ગત વર્ષમાં આ. શ્રી વિજયનેમિસૂરિના શિષ્ય બાલબ્રહ્મચારી પં શ્રી ગીર્વાણવિજયજી ભાવનગરમાં જ કાલધર્મ પામ્યા હતા. તેમનો અંતિમ નિર્વાણ ઉત્સવ **ભાવનગર** સંઘે ભક્તિપૂર્વક કર્યો હતો. તદુપરાંત લાઇફ મેમ્બરો ફોટોગ્રાફર **પરભુદાસ રામચંદ** કે જેઓ આ સભા તરફ સહાનુભૂતિ ધરાવનાર જૂના સભાસદ હતા, રા. વોરા **નાનચંદ ખોડીદાસ**, રા. અમીચંદ **દીપચંદ** ધ્રુવ, રા. **નેમચંદ** કુંવરજી, રા. ગુલાબચંદ **વીઠલદાસ** તથા શા **ગિરધરલાલ** હરજીવનદાસ અને અકાળ મૃત્યુને વશ થનાર રા. **પરશોતમદાસ** જગજીવનદાસ, તેમજ આ સભાના જૂના ક્લાર્ક ભાઇ રતિલાલ મેઘજીના થએલા ખેદજનક અવસાનની નોંધ લઇ તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ

**જૈન સાહિત્યોદ્ધાર અને ભાવના—**

પ્રસ્તુત નવીન વર્ષમાં ધાર્મિક જીવનમાં પ્રગતિ થાય તેવી સુંદર શૈલીથી લેખો આપવા ઇચ્છા રાખેલી છે. પ્રસ્તુત પત્રનું બાહ્ય શરીર ગતવર્ષથી વિવિધરંગી અને આકર્ષક બનાવાયું છે. પ્રત્યેક માસિકનું મુખપત્ર તીર્થાદિ ચિત્રો *(Illustrations)* વાળું ભિન્ન ભિન્ન રીતે બોધક બનેલું છે મુદ્રા અને શોભનચિત્રો (Designs & decorations ) ઉપર ખાસ લક્ષ્ય આપવામાં આવેલું છે. ગત વર્ષમાં આંતર શરીરનું સૌંદર્ય પણ સુંદર લેખોથી અલંકૃત થયેલું છે, તે માટે પૂજ્ય મુનિશ્રીઓ તથા સાક્ષર ગૃહસ્થ લેખકોનો પ્રસ્તુત પત્ર પ્રતિ સહાનુભૂતિ ધરાવનાર તરીકે આભાર માનીએ છીએ, તેમજ નૂતન વર્ષમાં અમારી ભાવનાને સવિશેષ બળ મળે તેવી વિચારપ્રણાલિકાને લબાવી જૈન સમાજને સવિશેષ ઉપયોગી લેખો લખવા સાદર નિમંત્રીએ છીએ

દેવગુરુની કૃપાથી સભા પ્રતિવર્ષ સાહિત્યસમૃદ્ધિ, પેટ્રનો, સીરીઝ અને મેમ્બરોથી બલવત્તર બનતી જાય છે અને તે માટેની હકીકત દર મહિને ' આત્માનંદ પ્રકાશ ' માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. તે હેતુને ધ્યાનમાં રાખીને લગભગ સભાની સ્થાપનાને ૪૩ વર્ષો થઇ ગયા છતાં–રૌપ્ય મહોત્સવ ઉજવવાનો સભાએ ઠરાવ કરેલો હોવા છતાં–પાંચ કારણોની એકત્રતાની પ્રતિકૂળતાને અંગે રૌપ્ય મહોત્સવ ઉજવી શકાયો નથી તો હવે પ્રભુકૃપાથી સુવર્ણ મહોત્સવ ઉજવવાનો સમય નજીક આવ્યો છે તે પરત્વે સભાના કાર્યવાહકોને આ હકીકતનું પુનઃસ્મરણ તાજું કરી વહેલી તકે લક્ષ્યમાં લેવા સૂચનીએ છીએ

સાહિત્યદ્વારા આપણે દૂર દૂરના ભૂતકાળના જમાનાનું જીવન આપણી કલ્પના સમક્ષ ખડું કરી શકીએ છીએ અને તેને વર્તમાનકાળમાં સરખાવીને માનવ જાતની પ્રગતિનું માપ કાઢી શકીએ છીએ સાહિત્ય એટલે એના વિશાલ અર્થમાં મહાપુરુષોના ચિત્ત ઉપર બાહ્ય અને આંતરસૃષ્ટિએ જે કલ્પના (Cognism) સંસ્કારો પાડ્યા હોય અને એ સંસ્કારો ઉપર એ મહાપુરુષોએ સ્વાનુભવ પ્રાપ્ત કરેલો હોય તેની નોંધ હોય છે. જૈનદર્શનનું સાહિત્ય એ સર્વજ્ઞોએ પોતાના જ્ઞાનમાં પ્રતિબિંબિત કરેલી અલૌકિક વસ્તુ છે જે પ્રત્યેક આત્માને આત્મલક્ષી દર્શન કરાવવાનું મંગલમય કાર્ય કરે છે. આ ધ્યેયને આગળ કરીને આ સભાનું મુખ્ય કાર્ય સાહિત્યોદ્ધારનું પ્રથમથી જ

# પૂજન: એક મહત્ત્વની ક્રિયા

ધાર્મિક વિધિ-વિધાનના અનુસંધાનમાં ખાસ પ્રેરણાદાયી અધ્યાત્મ ગીતા સમા શ્રીમદ્ આનંદઘનજી મહારાજના સ્તવન સંબંધી વિચારણામાં અવગાહન કરીએ તે પૂર્વે એક વાત નિશ્ચિત કરી લેવાની જરૂર છે અને તે એ જ કે જૈન ધર્મની પ્રત્યેક આત્મકલ્યાણ-કારી કરણીમાં અરિહંત યાને તીર્થંકર પ્રભુની પૂજા મહત્ત્વનો ભાગ ભજવે છે, એટલે જે યુગમાં મૂર્તિપૂજા સામે ચેડા કાઢવામાં આવતાં જોવાય છે કિંવા જૈન સમાજનો એક ભાગ જેનાથી હાથ ધોઈ બેઠો છે એ વેળા 'શ્રીમદ્ આનંદઘનજી મહારાજ જેવા પ્રખર યોગી ડિંડિમનાદે મૂર્તિપૂજનનું મહત્ત્વ સ્વીકારે છે અને એના વિના જનતાના મોટા ભાગનો આત્મ-પથ તિમિરાચ્છાદિત છે એમ ભાર મૂકી જણાવે છે.' એ વાત ભૂલવા જેવી નથી.

વીતરાગની મૂર્તિ જેવું સુંદર અને ભાવ-શ્રેણીવર્ધક સાધન ત્યજી દઈ જેઓ કેવળ નિરાલંબન ધ્યાનની વાત કરે છે તેઓ સાચે અંધારામાં અથડાય છે. કેવળ નામસ્મરણથી ધ્યાનની એકાગ્રતા જામી શકતી નથી. વર્ત-માન કાળના સંખ્યાબંધ પ્રસંગોમાંથી એ વાતમાં રહેલ સત્ય અવધારી શકાય તેમ છે. જે યુગ દેશનેતાના ફોટા સંગ્રહે છે, બાવલા ઊભા કરે છે, અભ્યાસના પુસ્તકોમાં ચિત્રોની આવશ્યકતા સ્વીકારે છે અને હોંશભેર સગા-વહાલાના ફોટા ખેંચાવે છે તે યુગના માનવીઓમાંથી જ્યારે મૂર્તિની અગત્ય સંબંધે શંકા ઉઠાવાય અગર તો પત્થરની ગાય દૂધ આપે ખરી? એવા ભ્રમોત્પાદક પ્રશ્ન ખડા કરી જડ એવા પત્થરમાં પ્રભુપણાનો આરોપ કરવો એ નરી મૂર્ખતા છે, અથવા તો પત્થર પૂજે શો દિ' વળવાનો છે એવા ઉપદેશ અપાય ત્યારે સહજ સવાલ ઊઠે છે કે આ માનવીઓ બુદ્ધિપૂર્વક તોલન કરી સત્યાસત્યની તારવણી કરી શકે છે કે કેવલ સંપ્રદાયના અંધારા કૂવામાં બુડેલા છે? અથવા તો સ્વચ્છંદતાની સરિતામાં તણાઈ રહેલાં છે?

જો કાગળનું ચિત્ર મૃત માતા કે પિયર ગયેલી પત્નીની સ્મૃતિ કરાવી શકતું હોય, જો પત્થરનું બાવલું અવસાન પામેલા નેતાના ગુણોનું ભાન કરાવી શકતું હોય તો પછી પત્થરમાંથી તૈયાર કરાયેલી-વીતરાગ પ્રભુમાં જે જાતના ગુણો અને લક્ષણો હતાં એનો ચિતાર રજૂ કરતી-યોગ્ય રીતે પ્રતિષ્ઠિત થયેલી મૂર્તિ શા સારૂ લાભદાયી ન હોઈ શકે? એની ઉપાસના કરવામાં કઈ દોષાપત્તિ છે? એમાં આંધળી શ્રદ્ધા કેમ કહી શકાય? કયા કારણે સાધન સામે વંટોળ પેદા કરાય છે-અને તે પણ ઊગતા તરુણો તરફથી એ નથી સમજાતું.

જે જાતની પ્રાણ-પ્રતિષ્ઠા કરવામાં આવી હોય તે પ્રકારની ફળપ્રાપ્તિ થઈ શકે છે. માટીની મૂર્તિ બનાવી, એને ગુરુપદે સ્થાપી એકલવ્યે અમોઘ બાણકળા સાધી હતી એ વાતથી કોણ અજાણ્યું છે? જે એકધારી અડગ શ્રદ્ધાથી પત્થરની બનાવેલી મૂર્તિને ખરેખર અરિહંત દેવ માની ઉપાસના કરે

છે તે ઇપ્સિત મેળવે છે, એમાં રંચમાત્ર શંકાને સ્થાન નથી. 'જિનપ્રતિમા જિન-સારિખી, કહી સૂત્ર મોઝાર' એ વચન ટંકશાળી છે. દૃઢ શ્રદ્ધાવંત એનો પરચો પામે છે.

નિરાલંબન ધ્યાન અમુક ગુણસ્થાનક યા તો ધ્યાનની અમુક હદ પ્રાપ્ત કર્યા સિવાય સંભવતું નથી એટલે ત્યાં સુધી અવલંબનની અગત્ય રહેવાની જ, અને અવલંબનમાં વીતરાગની મૂર્તિ સમું અન્ય યોગ્ય સાધન મળે તેમ છે જ નહિ એથી પ્રત્યેક આત્માએ-દરેક જૈન સંતાને મૂર્તિનું પૂજન ભાવપૂર્વક કરવું જ જોઇએ. બ્રાહ્મણ માટે જેમ સંધ્યાકર્મ એ આવશ્યક ક્રિયારૂપ છે તેમ જૈન માટે દેવપૂજા એ દરરોજના છ કાર્યોમાંનું એક-પહેલું-અને અગત્યનું કાર્ય છે

આ મહત્ત્વ ધ્યાનમાં લઇ અધ્યાત્મરસિક યોગી શ્રીમદ્ આનંદઘનજી મહારાજે ચાલુ ચોવીશીના તીર્થંકરોને આશ્રયી સ્તવનરચના કરી છે. સાથોસાથ એમાં પોતે પચાવેલ આગમ જ્ઞાન અને એ પરથી અધ્યાત્મદશાના પુનિત પ્રદેશમાં કેવી રીતે પગલાં માંડવા એનો ટૂંકમાં સુન્દર ચિતાર આપ્યો છે. પહેલી નજરે એકાદ તીર્થંકરને ઉદ્દેશી ગવાતાં સ્તવનમાં જેમ જેમ આત્મા ઊંડો ઉતરે છે તેમ તેમ તત્ત્વચર્ચા અને વિવિધ વિષયની વિચારણા જોર પકડે છે એનો અંતભાગ આવતાં એમાંથી રહસ્ય તારવતો અનુભવાય છે. આ રીતે શ્રી આદિનાથથી શ્રી અજિતપ્રભુનું સ્તવન ગણનામાં બીજું આવતા છતાં જ્યારે એમાં ભરેલા અગાધ આત્મિક જ્ઞાનની તરતમતાએ જોઇએ છીએ ત્યારે જાણે પહેલાં કરતાં બીજામાં કેટલોયે પથ કાપી આવ્યા ન હોય તેમ જણાય છે. એના જ્યારે આંકડા મેળવીએ છીએ ત્યારે સહજ સમજાય છે કે યોગીરાજે આત્માને પ્રભુભક્તિમાં જોડવા સારુ-વર્તમાન ચોવીશીના તીર્થંકરોને નજર સામે રાખી-એવી કૃતિની રચના કરી છે કે જે દ્વારા જ્ઞાનાર્ણવ સમા આગમજ્ઞાનનો સચોટ ખ્યાલ આવે આત્મા વાદ-વિવાદ કે આડીતેડી ચર્ચામાં ન પડતા સીધો પોતાના આંતરિક પ્રદેશમાં જોવા માંડે

આમ કરવામાં એ મહાત્માએ પ્રચલિત રાગોનો ઉપયોગ કર્યો છે છતાં કેટલીક વાર આજના નાટકીયા રાગોનું અનુકરણ કરનારા, મર્યાદા બહાર જઈ કોઇ કોઇ વાર અર્થશૂન્ય શૃંગારિક શબ્દો વાપરે છે અથવા તો પોતા માટે ખોટો આડંબર સેવે છે તેવું થવા દીધું નથી. સ્તુતિની કક્ષામાં કાયમ રહી, ચર્ચાના વિષયને કે વાદ-વિવાદના પ્રશ્નને છેડી, પાછો તેનો યુક્તિપુરસ્સર સમન્વય સાધી, પ્રાંત ભાગે આત્મભાન કરવા જ મૂળ મુદ્દો છે તે પર આવી જાય છે અને 'આનંદઘન' પ્રયોગમાં સાધ્ય સહ સાધકનો સમાવેશ કરે છે

ચોવીશીમાં રૂષભ જિનેશ્વર પ્રીતમ માહારો રે એ પ્રથમ સ્તવન છે એ તરફ દૃષ્ટિપાત કરીએ (ચાલુ)

ચોકસી



# પ્રવાહના પ્રશ્નો

## રૂપિયા ત્રણ હજારનું ઇનામ

મેવાડના મહારનિવાસી શ્રી સુંદરમલ રાઠોડના નામે એક જાહેરાત જૈન અખબારોમાં પ્રગટ કરવામાં આવી છે, જેમાં તેઓએ જણાવ્યું છે કેઃ—

હાલમાં ઉદેપુરમાં રહેતા એક જૈન ગૃહસ્થ શેઠ છગનલાલજીના પોતાના નાના પુત્ર હીરાલાલજીને જે કોઇ જૈન ધર્મમાં સ્થિર કરશે–ખ્રીસ્તી બનતો અટકાવશે તેને રૂપિયા ત્રણ હજારનું ઇનામ આપવામાં આવશે.

આ પ્રસંગને અંગે વાત એમ છે કે ભાઇ હીરાલાલ છેલ્લા છ આઠ માસથી પોતાનું ઘર છોડી ચાલ્યો ગયો છે, અને તે ખ્રીસ્તી ધર્મમાં વટલાઇ જશે એવો ભય તેના પિતાને લાગ્યો છે. હજુ જો કોઇ જૈન વિદ્વાન, સાધુવર્ય કે અભ્યાસી યોગ્ય પ્રયાસ કરે તો કદાચ હીરાલાલ જૈન ધર્મમાં સ્થિર રહે એવી આશા પણ છે.

બીજી વાત એ પણ છે કે હીરાલાલજી પોતે વટલાયો નથી, પરંતુ પોતાના હાથે તેમણે ૭૮ જેટલા જૈનોને ખ્રીસ્તી બનાવ્યા છે અને એ દિશામાં તેનો પ્રયાસ ચાલુ જ છે.

આ વર્તમાન બહાર આવ્યા પછી હજુ ભાઇ હીરાલાલને કોઇ સમજાવી શકયા હોય તેમ જણાયું નથી, તેમ કોઇ સંસ્થાએ એ માટે વધુ તપાસ કરી તેને અંગે વધુ જાણવા જેવી વિગતો બહાર મૂકી નથી. અલબત્ત, હીરાલાલને સમજાવવા માટે આ પ્રકરણની વધુ વિગતો જાણવા માટે કોઇ કોઇ જિજ્ઞાસુએ વ્યકિતગત તપાસ કરી હશે, પરંતુ તેનું પરિણામ શૂન્ય છે અગર હજુ અપ્રગટ છે.

જે વિગત બહાર આવી છે તે પરથી હીરાલાલની આર્થિક સ્થિતિ સારી છે. એટલે પૈસાના પ્રલોભને આ માર્ગ તરફ તેઓ ખેંચાયા હોય તેમ માનવાને કારણ નથી, તેમ તેઓ કોઇ સારા અભ્યાસી કે ધર્મજિજ્ઞાસુ હોવાનું જાણમાં નથી. માનસિક નબળાઇ પણ કદાચ તેઓને આ માર્ગે દોરી લઈ જતી હોય તો પણ ના ન કહેવાય.

હીરાલાલના જીવન-પલટાનો યથાર્થ ઇતિહાસ જ્યાં સુધી કોઇ અનુભવી બહાર ન મૂકે ત્યાં સુધી એ પ્રકરણને અંગે સમાજની ફરજનો વાસ્તવિક ખ્યાલ ન આવી શકે, પરંતુ આ કિસ્સો આપણને એક વિચારણીય પ્રશ્ન તરફ દોરે છે. જે વિચાર્યા વિના જૈન-જગતને લાગુ પડેલ ક્ષયની બીમારીનો નીવેડ અશકય છે. તે પ્રશ્ન છે આપણા ઘટતાં જતા સંખ્યાબળનો.



## ધર્મપલટાનાં કારણો

ધર્મ પરિવર્તનના મુખ્યત્વે બે કારણો આજે આપણી સામે ઊભા છે.

(૧) આજીવિકાના પ્રશ્નને અંગે ધર્મપલટો.

(૨) અલ્પ જ્ઞાનને અંગેનો ધર્મપલટો.

ખ્રીસ્તી, ઇસ્લામ કે આર્ય સંપ્રદાયનો ઇતિહાસ આપણને સ્પષ્ટ શબ્દોમાં સમજાવે છે કે જ્યાં માનવ-જીવનની રોજની સમસ્યાઓનો ઊકેલ

થઇ શકયો નથી ત્યા એ સમસ્યાના ઉકેલના પ્રલોભનો વચ્ચે આજે અનેક માનવીઓએ ધર્મ-પરિવર્તન કર્યાના અને એ રીતે ઇસાઇ આદિ સમાજની હજારા કે લાખોની સખ્યા વધવા પામી છે. ભૂખની પીડાથી રીબાતી જનતાનો સાદ જ્યારે કોઇ સાભળનાર મળતુ નથી ત્યારે મીશનના આવા પ્રલોભનો વચ્ચે તેઓ પોતાના કુળધર્મને શ્રધ્ધાપૂર્વક વળગી રહેવાની શક્તિ ગુમાવતા જાય છે, અને ધીમે ધીમે એમનુ જીવન ધર્મ-પલટાથી રંગાય છે.

અમુક લોભ-લાલચ કે સગવડ ખાતરનો આવો ધર્મપલટા સ્થિર રહી શકતો નથી તેમ જ આ જાતની વટાળ પધ્ધતિથી પોતાના સમુદાયનું સંખ્યાબળ વધતા કોઇ 'ધર્મ'ની કીમત વધી જાય છે એમ પણ નથી.

"ધર્મ" એ કંઇ બજારુ વસ્તુ નથી તેનુ મૂલ્ય કેવળ સંખ્યાબળ પર પણ ન અવલંબે તે તો "આત્મકલ્યાણ"ના તત્ત્વોથી આંકી શકાય. આ જાતનો ધમાતર જેટલો શોચનીય છે તેટલો દયાજનક છે

પરંતુ સુયોગ્ય પ્રેરણા અને પ્રોત્સાહનના અભાવે કેટલાક સ્થાને, સચોગોવશાત્ પરાધીનપણે પણ ધમાન્તર 'અનિવાર્ય' બનતો હોય ત્યા વટલાતા માનવીને કઇ રીતે જવાબદાર ગણવો? ત્યારે તો તેમની પ્રતિકૂળતા નિવારવાનો માર્ગ સમાજે વિચારવો જ રહ્યો, અને ત્યારે જ એ ધમાન્તરની ઉપસ્થિત થતી દયાજનક સ્થિતિનો અત આવે.

ધર્મપલટાનુ બીજું કારણ અલ્પ જ્ઞાનનુ મનાય છે.

દરેક જૈનધર્મી, જૈન-દર્શનનો પૂર્ણ અભ્યાસી હોતો નથી જૈન તત્ત્વથી-ધર્મથી સારુએ હૃદય વણાયુ હોય તેવા અટલ અભ્યાસી બહુ જ અલ્પ સખ્યામાં આપણને મળી શકે

કેટલાકને જૈન-દર્શનનું સામાન્ય જ્ઞાન હોય છે તો કેટલાકને માત્ર પોતાની જાતને જૈન કહેવરાવવા પૂરતુ જ જ્ઞાન હોય છે. આવા વર્ગને જૈન દર્શનના વધારે અભ્યાસી બનાવવાનુ તેમ જ ધર્મનો મર્મ સમજાવવા માટે તેમની સામે અવારનવાર જ્ઞાનોપદેશ કે ધર્મની પ્રેરણા જાગૃત રહે તેવું વાતાવરણ જન્માવવાનુ ચાલુ રહે તો જ તેઓ સમય જતા ધર્મના મૂલ્ય સમજે-ધર્મસૂત્રોને જીવન સાથે વણતા થાય.

આ જાતની પ્રેરણા આપતુ જાગૃત વાતાવરણ આપણે સ્થળે સ્થળે રાખી શકયા નથી. પરિણામે, લાબા કાળ સુધી ધર્મ-ભાવનાની પ્રેરણાના અભાવે જનતાનું જ્ઞાન ઘસાતુ ચાલ્યુ અને વધુ સમય જતાં તે સમાજ જૈન ધર્મના આચાર વિચારની અજ્ઞાનતાને અંગે વટલાતો ચાલ્યો.

યુ. પી. તરફનો પલ્લીવાલ સમાજ, બંગાળ બીહાર તરફનો ત્રણ લાખની વિપુલ સખ્યા ધરાવતો સરાક સમાજ આપણને આ વસ્તુ બરાબર સમજાવે છે તે લોકો એક વખત જૈન જ હતા, જૈન-ધર્મના વિધિવિધાનો અને જ્ઞાનોપાસનામા તેઓને રસ હતો, પરંતુ કાળબળે ત્યા આપણા પૂજ્ય સાધુ-સમાજનો પગરવ ઓછો થયો, ધર્મોપદેશકો પણ ત્યા ન જઇ શક્યા અને એ રીતે મળતી ધાર્મિક પ્રેરણા બધ થતા તેઓ જૈન-ધર્મથી વિમુખ થયા. આજે એ જ ભાઇઓને પોતાના પૂર્વ-સસ્કારનો ખ્યાલ આપવામાં આવે છે ત્યારે તેમને પોતાના પૂર્વ-ધર્મનો ખ્યાલ આવે છે અને શ્રધ્ધા-ભક્તિપૂર્વક આજે તેમાનો જાગૃત થએલ વર્ગ જૈન ધર્મનો પુન રાગી બનતો આવ્યો છે.



## સમાજની ફરજ

હીરાલાલજીના પિતાએ તો પોતાની ધર્મ-શ્રધ્ધાને અંગે, પોતાના પુત્રને જૈન ધર્મમાં




## શ્રી રમણલાલ વ. દેશાઇ

### જૈન આત્માનંદ સભાની મુલાકાતે

વડોદરાના નાયક સુબા અને જાણીતા નવલકથાકાર સાક્ષરરત્ન શ્રી રમણલાલ વસંતરાય દેસાઇ ગત તા. ૧૪-૮-૩૯ના રોજ આ સભાની મુલાકાતે આવ્યા હતા, જ્યારે સભાના પ્રકાશનો, પ્રાચીન સાહિત્યભંડાર અને પુસ્તકાલય વગેરેનું નિરીક્ષણ કરી તેઓશ્રીએ સંસ્થાની સાહિત્યસેવા માટે સંતોષ વ્યકત કર્યો હતો અને નીચેના શબ્દોમાં પોતાનો અભિપ્રાય આપ્યો હતો.

"૪૩ વર્ષ જેટલી લાંબી સેવા બહુ ઓછી સંસ્થાઓની હોય છે. આટલા લાંબા સમય સુધી એકધારું પ્રકાશન, સંગ્રહ અને સાચવણી થયા કરે એ કાર્યકર્તાઓનો અવિરત ઉત્સાહ અને ધ્યેયલક્ષીપણાનું સુચિહ્ન છે.

હિંદુ અને જૈન સંસ્કૃતિ એક જ આર્ય સંસ્કૃતિની શાખાઓ છે. એ પરસ્પર સંકલાયેલી છે, અને એ બન્નેની સાંકળ સતત જોડાયલી જ રહે એ અર્થે જૈન સાહિત્ય અગર જૈનોએ સંગ્રહેલું પ્રાચીન સાહિત્ય સહુના વાંચન અને મનનને પાત્ર છે.

બન્ને સંસ્કૃતિનો ઇતિહાસ પણ એક જ પાયા ઉપર રચાયેલો છે. એટલે જૈન દષ્ટિબિંદુ સમજ્યા વગર હિંદુઓને ચાલે એમ નથી.

જૈન સંગ્રહોએ તો આપણા ઇતિહાસને અને આપણી પ્રાચીન ભાષાને સાચવી રાખ્યાં છે. એની જેટલી કદર અને જેટલી કિંમત થાય એટલી ઓછી છે.

આવી એક દીર્ઘજીવી સંસ્થાની મુલાકાતનું મને માન મળ્યું અને સંગ્રહ જોવાનો તેમજ પ્રકાશનોનો પરિચય કરવાનો અવસર મળ્યો એ માટે હું મને પોતાને તો ભાગ્યશાળી જ માનું છું અને કાર્યવાહકોનો આભાર માનું છું.

---

સ્થિર કરવા માટે રૂા. ત્રણ હજારનું ઇનામ આપવાની જાહેરાત કરી અને સમાજ એમનું દયાજનક ચિત્ર જાણી શકયો, પરંતુ આજે તો પેટની પીડાને કારણે કે ધર્મમાં સ્થિર રહેવાની યોગ્ય સાધન-સામગ્રી કે પ્રેરણાના અભાવે, હજારો હીરાલાલ સ્વધર્મથી વિમુખ બની ગયા છે, બનતા જાય છે તેનો સમાજે ગંભીરપણે વિચાર કર્યો છે?

ગુજરાત, મુંબઇ કે મારવાડના અમુક જાણીતા વિભાગમાં વસતા જૈન-સમાજને આ દયાજનક સ્થિતિનો ખ્યાલ તરતમાં આવે તેમ નથી. એ માટે તો નાના-નાના ગામડા અને અજાણ્યા પ્રદેશો ખોળવા ઘટે. એ ખોજ કરવા માટે સુખદ-સહેલને બે ઘડી અળગી કરવી ઘટે. ત્યારે જ આપણે બીહાર કે બંગાળ, માળવા કે ઓરીસા, યુ. પી. કે પંજાબને પૂર્વની જેમ જૈનોથી ઉભરાતો જોઈ શકીશું.

જૈન-જગતની આ એક અનિવાર્ય ઊકેલ માગતી સમસ્યાનો અવાજ, નાના-મોટા મતભેદોમાં શક્તિ વેડફી રહેલ સમાજને કાને અથડાશે ખરો?

સભાના પ્રકાશનોનો વધારે પ્રમાણમા ઉપયોગ થાય, આપણા વિદ્વાનો તે તરફ વધારે નજર કરતા થાય અને જે સરકારગુણગ્રાહીએ હિંદુ અને જૈન સંસ્કૃતિને ભેગી વણી છે તેનુ નિરૂપણ કરવા પ્રવૃત્ત થાય તેટલુ તો હુ જરૂર ઇચ્છુ જ.

હુ આ સભાને 'શત શરદ' નહી પણ 'અનેક શત શરદ'નુ જીવન ઇચ્છું છુ" તા. ૧૪-૮-૩૯

રમણલાલ વ. દેસાઈ

### પોસ્ટ ગ્રેજ્યુએટોને અર્ધમાગધી (પ્રાકૃત) અભ્યાસ માટે વડોદરામાં સગવડ

પાલી વિગેરે અન્ય ભાષાઓને સ્થાન અને ઉત્તેજન મળવા છતા, દેશી ભાષાઓ સાથે નિકટનો સંબંધ ધરાવનારી અર્ધમાગધી (પ્રાકૃત) ભાષાને બરોડા કૉલેજમા હજુ સુધી સ્થાન મળ્યુ નથી, તેમ છતા એ જાણીને આનંદ થાય છે કે મુબઈ યુનિવર્સિટીએ ચાલુ વર્ષથી વડોદરા-પ્રાચ્ય વિદ્યામંદિર(ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ)ના જૈન પંડિત લાલચંદ ભગવાન ગાંધીને પોસ્ટ ગ્રેજ્યુએટોના અર્ધમાગધી અધ્યાપક તરીકે સ્વીકાર કરેલ હોવાથી વડોદરામાં અભ્યાસ કરવા ઇચ્છતા તેવા ઉચ્ચ કક્ષાના અભ્યાસીઓ માટે ઉત્તમ સગવડ થઇ છે એથી આ યોજનાનો લાભ જૈન અને જૈનેતર સર્વ કોઇ પોસ્ટ ગ્રેજ્યુએટો સારી રીતે લઇ શકશે આવી સુયોગ્ય યોજના કરવા માટે મુબઇ યુનિવર્સિટીનુ પોસ્ટ ગ્રેજ્યુએટ બોર્ડ અને વડોદરા રાજ્યના એજ્યુકેશન અધિકારીઓ પ્રશંસાને પાત્ર છે

### સાદડી ( મારવાડ )

આ વર્ષે સાદડીમા આચાર્ય મ શ્રીમદ્વિજય લલિતસૂરિજી મહારાજ આદિ ૭ મુનિરાજોનુ ચાતુર્માસ છે.

વ્યાખ્યાનમા ભગવતી સૂત્ર અને ચંદ કેવલી ચરિત્ર વચાય છે

આ વર્ષે મારવાડ વગેરે સ્થળોએ વરસાદ ન હોવાથી ઘાસ-ચારાની ખૂબ તગી છે તેથી આચાર્યશ્રીના ઉપદેશથી એક સારૂં ફંડ એકત્ર કરવામા આવેલ છે તે ફંડથી અત્રે ઢોરને છુટથી ઘાસ આપવામા આવે છે આ કાર્યનું અનુકરણ જ્યા વરસાદ ન હોય ત્યા પર્યુષણ પ્રસંગે આપણા સાધુ મહારાજો કરશે એવી અમોને આશા છે

---

### ઝરીયા

ગુન પામેલા આ શહેરમા ગુજરાત, કાઠીયાવાડ ને મારવાડના જૈનોની સારી વસ્તી છે અને ત્યાના ઉત્સાહી કાર્યકર શ્રી અમૃતલાલ નાગર વગેરેના સ્તુત્ય પ્રયત્નથી અત્રે શ્રી મહાવીર જૈન બોર્ડીંગ હાઉસની સ્થાપના કરી છે આ પ્રદેશમા આવી સસ્થા પ્રથમ હોવાથી તેના કાયમી નિભાવ અર્થે દાનવીરોએ યોગ્ય મદદ કરવી જરૂર છે

## સ્વીકાર-સમાલોચના

**સૌરાષ્ટ્ર ઇતિહાસ દર્શન**-ભાવનગર રાજ્યના સામાજિક અને આર્થિક પરિચય સહિત કર્તા, ગોરધનદાસ નાગરદાસ મહેતા શીહોર કિંમત રૂ અઢી

આ પુસ્તકમા ઇ સ પૂર્વે ૧૫૦૦ માં શ્રી કૃષ્ણે સૌરાષ્ટ્રમા દ્વારામતી વસાવી ત્યાથી તે ઇ સ ૧૫૭૫ મા શ્રી વિસાજી ગોહેલે શીહોરમા ગાદી સ્થાપી ત્યા સુધીનો હિંદુ અને મુસલમાન રાજ તથા બ્રિટીશ સરકારના રાજ્યકાળનું વર્ણન પહેલા ખડમા આપવામા આવેલ છે અને દ્વિતીય ખડમા શ્રી વીસાજી ગોહિલથી ભાવનગર રાજ્યને વસાવનાર મહારાજ ભાવસિંહજી સુધીનો ઇતિહાસ તથા ત્યાથી હાલના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી સુધીનુ ઐતિહાસિક વર્ણન અનેક ઐતિહાસિક ગ્રથોનો આધાર લઇ, તેમ ભાવનગર રાજ્યનો ભૂતકાળ જાણનાર અનુભવીઓ પાસેથી જાણીને આ ગ્રથમા પૂર્વોક્ત ઇતિહાસ રજૂ કર્યો છે ભાવનગરના ભૂતકાલીન અને અત્યારના ઉત્તરોત્તર ૯ મહારાજાઓના ફોટાઓ પણ આપવામા આવ્યા છે સાથે ભાવનગરના ગોહેલ રાજકુળનુ વંશવૃક્ષ આપીને આ ઇતિહાસની સંકલના યોગ્ય રીતે ગોઠવવામા આવી છે ઇતિહાસપ્રેમી મનુષ્યો માટે વાચવા જેવો આ ઐતિહાસિક ગ્રથ છે લેખક શ્રી ગોરધનદાસનો આ પ્રયત્ન આવકારદાયક છે. વળી પરિશિષ્ટોમા ભાવનગર રાજ્યનુ ક્ષેત્રફળ, વસ્તી, ગામડાઓ, આર્થિક સ્થિતિ, જવાબદારી, ઉદ્યોગ, ધધા, વેપાર, બદર, રેલ્વે-લાઇન, રાજ્યમા આવેલી લોકોપકારક સંસ્થાઓ આપી આ ગ્રથ પૂર્ણ કરવામા આવ્યો છે કર્તાને ત્યાથી મળી શકશે




## ( સાભાર–સ્વીકાર )

**વાસ્તુસાર પ્રકરણ** (પરમ જૈન ચંદ્રાંગજ ઠક્કુર ફેરુવિરચિત) ગુજરાતી ભાષાંતર અને ચિત્રો સહિત. ભાષાંતરકાર પંડિત ભગવાનદાસ જૈન, જયપુર. મકાન, મંદિર અને મૂર્તિ સૌકોઇ મનુષ્ય પોતાના સુખ અને આત્મકલ્યાણ માટે બંધાવે છે. મંદિરમાં પરમાત્મા પધરાવવા માટે બિંબની પણ યોજના કરી પ્રતિષ્ઠા કરવામાં આવે છે, અને મકાનનું વાસ્તુ કરી ગૃહપ્રવેશ કરવામાં આવે છે. મકાન તૈયાર થયા પછી ગૃહસ્થ રહેવા જાય છે અને તે મકાનમાં સુખ મેળવવા ઇચ્છે છે, છતાં કેટલેક વખત તેથી બેનસીબ રહે છે. મંદિર બંધાવી, બિંબ તૈયાર કરી, પ્રતિષ્ઠા કરી, પૂજા ભકિતવડે મનુષ્યો આત્મકલ્યાણ ઇચ્છે છે, છતાં તે ગામનો સમાજ કે પ્રજા સુખી–સમૃદ્ધિશાળી નથી બનતી કે રહેતી તેનું પણ કંઈ કારણ હોવું જોઇએ. તે નહિ સમજવાથી ઉપર્યુકત વસ્તુની કિંમત ઓછી કરી નાખે છે. ખરી હકીકત એ છે કે મકાન, મંદિર, બિંબ અને પ્રતિષ્ઠા વિગેરે કાર્ય કરવામાં તેના આધારભૂત શાસ્ત્રોને બાજુએ મૂકેલા હોય છે, માટે શિલ્પ અને જ્યોતિષ શાસ્ત્રો જૈન સાહિત્યમાં છે તેના આધારે જો બધું થાય તો તે વિધિપૂર્વક બનાવનાર મનુષ્ય સુખી–સમૃદ્ધિશાળી થઈ આત્મકલ્યાણ સાધી શકે છે. જૈન દર્શન સાહિત્યમાં આવા શિલ્પ અને જ્યોતિષશાસ્ત્રના ગ્રંથો પણ ઘણા છે. અને તે પૈકીનો આ **વસ્તુસાર પ્રકરણ** નામનો ગ્રંથ છે. શિલ્પસાહિત્યનો આ ગ્રંથ પ્રકટ થતાં અને તે પણ ભાઇ **ભગવાનદાસ** જેવા પ્રાકૃત–સંસ્કૃત ભાષાના નિષ્ણાતના હાથે તેનું ગુજરાતી ભાષાંતર થતાં તેમજ આ. શ્રી વિજય નેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય આ. શ્રી વિજયોદયસૂરિજી મહારાજની કેટલીક બાબતની સૂચનાથી, આ ગ્રંથ તૈયાર થએલો હોવાથી તેની સત્યતા અને ઉપયોગીપણા માટે કંઇ કહેવાનું હોય નહિ. શિલ્પ અને જ્યોતિષશાસ્ત્રના અનેક ગ્રંથોનો આ ગ્રંથ તૈયાર કરવામાં આધાર લીધેલો હોવાથી તે મુજબ મકાન, મંદિર, બિંબ તૈયાર કરવામાં કે પ્રતિષ્ઠા કરવામાં આવે તો તેમાં વાસ કે પ્રતિષ્ઠા કરનાર કોઇ પણ મનુષ્ય સુખ અને આત્મકલ્યાણનો અનુભવ કર્યા સિવાય ન રહે.

આ ગ્રંથમાં મુખ્ય વિષય ગણિતનો છે અને તેથી તેમાં કોઠા, આકૃતિ તથા ૨૪ તીર્થંકર ભગવાન તથા યક્ષ, શાસનદેવી વિગેરેનું સચિત્ર વર્ણન આપી બહુ જ ઉપયોગી બનાવ્યો છે. ખાંત, વાસ્તુ, પ્રતિષ્ઠા, જિનબિંબ તૈયાર કરવામાં તેનું માપ વિગેરેની સમજ આ ગ્રંથમાં બહુ યોગ્ય રીતે આપી છે. મકાન, મંદિર બંધાવવામાં જમીનશુદ્ધિથી માંડી, ખાંતનું કોણ, આય, ગણ, નક્ષત્ર, તારા, વ્યય અને કયું સ્થાન કયે સ્થળે વાપરવા માટે બાંધવું તે વિગેરે હકીકત આપી આ ગ્રંથને ખાસ ઉપયોગી બનાવ્યો છે.

આ ગ્રંથ મૂળકર્તાએ સં. ૧૩૭૨ની સાલમાં દિલ્હીમાં લખ્યો છે, તે આ ગ્રંથની પ્રશસ્તિમાં જણાવવામાં આવ્યું છે. આ શિલ્પશાસ્ત્રનો ગ્રંથ પ્રકાશિત કરી **જૈન** દર્શનના શિલ્પ સાહિત્યમાં એક સારો ઉમેરો કર્યો ગણાય. કોઇ પણ ગૃહ કે લાઇબ્રેરી માટે ખાસ ઉપયોગી ગ્રંથ છે એમ અમે માનીએ છીએ. કિંમત રૂપીયા પાંચ. મળવાનું ઠેકાણું:–પં. ભગવાનદાસ જૈન, મોતીસિંહ ભોમીયાને રસ્તે, જયપુર સીટી

**१ उपदेशछाया और आत्मसिद्धि**—श्रीमद्राजचन्द्रविरचित गुजराती हिन्दीअनुवाद पं० जगदीशचन्द्रजी शास्त्री एम० ए० ने किया है ।

**उपदेशछाया**में मुख्य चर्चा आत्मार्थके संबंधमें है, अनेक स्थलोंपर तो यह चर्चा ही मार्मिक और हृदयस्पर्शी है । इसमें केवलज्ञानीका स्वउपयोग, शुष्क ज्ञानियोंका अभिमान, ज्ञान किसे कहते हैं ? कल्याणका मार्ग एक है, निर्धन कौन ? आत्मार्थ ही सच्चा नय है, आदि गहन विषयोंका सुन्दर वर्णन है ।

**आत्मसिद्धि**में श्रीमद्रायचन्द्रजीकी अमर रचना है । यह ग्रंथ लोगोंका इतना पसंद आया कि इसके अंग्रेजी मराठी अनुवाद हो गये हैं । इसमें आत्मा है, वह नित्य है, वह वह भोक्ता है, मोक्षपद है, और मोक्षका उपाय है, इन छह पदोंको १४२ पद्योंमें सिद्ध किया गया है । ऊपर गुजराती कविता है, नीचे उसका विस्तृत हिन्दी-अर्थ है । इस विषय बहुत ही जटिल और गहन है, किन्तु लेखन-शैलीकी सरलता तथा कारण साधारण पढ़े लिखे लोगोंके लिये भी बोधगम्य और उपयोगी हो गया है । ग्रन्थकर्त्ताका सुन्दर चित्र और संक्षिप्त चरित भी है । पृष्ठसंख्या १०४, मूल्य सिर्फ ॥)

**२ पुष्पमाला मोक्षमाला और भावनाबोध**—श्रीमद्राजचन्द्रकृत ग्रन्थका हिन्दीअनुवाद पं० जगदीशचन्द्रजी शास्त्री एम० ए० ने किया है ।

**पुष्पमाला**में सभी अवस्थावालोंके लिए नित्य मनन करने योग्य जपमालाकी १०८ दाने ( वचन ) गूँथे हैं ।

**मोक्षमाला**की रचना रायचन्द्रजीने १६ वर्षकी उम्रमें की थी, यह बड़ी उपयोगी सदैव मनन करने योग्य है, इसमे जैन-मार्गको यथार्थ रीतिसे है । जिनोक्त-मार्गसे कुछ भी न्यूनाधिक नहीं लिखा है । वीतराग-मार्गमें आबाल रुचि हो, और उसका स्वरूप समझें, इसी उद्देशसे श्रीमद्ने इसकी रचना की थी । इसम सर्वमान्य धर्म, मानवदेह, सद्देव, सद्धर्म, सद्गुरुतत्त्व, उत्तम गृहस्थ, जिनेश्वरभक्ति, वास्तविक महत्ता, सत्य, सत्संग, विनयसे तत्त्वकी सिद्धि, सामायिक विचार, सुखके विषयमें विचार, बाहुबल, सुदर्शन, कपिलमुनि, अनुपम क्षमा, तत्त्वावबोध, समाजकी आवश्यकता, आदि एकसे एक बढ़कर १०८ पाठ हैं । गुजरातीकी हिन्दी अर्थ सहित अनेक सुन्दर कवितायें हैं । ग्रंथको स्याद्वाद-तत्त्व-बोधरूपी वृक्षका बीज ही समझिये ।

**भावनाबोध**में वैराग्य मुख्य विषय है, किस तरह कषाय-मल दूर हो, इसमें उपाय बताये हैं । इसमें अनित्य, अशरण, अन्यत्व, अशुचि, आश्रव, संवर, निर्जर बारह भावनाओंके स्वरूपको, भिखारीका खेद, नमिराजर्षि, भरतेश्वर, सनत्कुमार, कथायें देकर बड़ी उत्तम रीतिसे विषयको समझाया है । प्रारंभमें श्रीमद् रायचन्द्रजीका और संक्षिप्त चरित्र भी है । भाषा बहुत ही सरल है । पृष्ठसंख्या १३०, मूल्य सिर्फ है । ये दोनों ग्रंथ श्रीमद् राजचन्द्रमेंसे जुदा निकाले गये हैं ।

**परमात्मप्रकाश और योगसार** [ जैन रहस्यवादी और अध्यात्मवेत्ता श्री-योगीन्दुदेवकृत अपभ्रंश दोहे, उनकी संस्कृतछाया, श्रीब्रह्मदेवसूरिकृत संस्कृतटीका, स्व० पं० दौलतरामजीकृत भाषाटीका, प्रो० उपाध्यायकी ९२ पृष्ठकी अंग्रेजी भूमिका, उसका हिन्दी-सार, विभिन्न पाठभेद, अनुक्रमणिकायें, और हिन्दीअनुवादसहित ' योगसार ' ]

**सम्पादक और संशोधक**–पं. आदिनाथ नेमिनाथ उपाध्याय, एम्. ए.
अर्द्धमागधी प्रोफेसर राजाराम कालेज, कोल्हापुर।

परमात्मप्रकाश अपभ्रंश भाषा-साहित्यका सबसे प्राचीन और अमूल्य रत्न है, आधुनिक हिन्दी, मराठी, गुजराती आदि भाषायें इसी अपभ्रंशसे उत्पन्न हुई हैं, अतः भाषा-शास्त्रके जिज्ञासुओंके लिए यह बड़े कामकी वस्तु है। भाषा-साहित्यके नामी विद्वान् प्रो० उपाध्यायजीने अनेक प्राचीन प्रतियोंके आधारसे इसका संशोधन संपादन करके सोनेमें सुगंधकी कहावत चरितार्थ की है। पहले संस्करणसे यह संस्करण बहुत विस्तृत और शुद्ध है। इसकी भूमिका तो एक नई वस्तु है–ज्ञानकी खान है। इसमें परमात्मप्रकाशका विषय, भाषा, व्याकरण, ग्रन्थकारका चरित्र, समय-निर्णय और उनकी रचनाओंका परिचय, टीकाकार और उनका परिचय, बड़ी छान-बीनसे किया गया है। अंग्रेजी भूमिकाका हिन्दीसार पं० कैलाशचन्द्रजी शास्त्रीने लिखा है।

ग्रन्थमें योगीन्दुदेवने तत्कालीन जनसाधारणकी भाषामें बड़ी ही सरल किन्तु प्रभावो-त्पादक शैलीमें परमात्माके स्वरूपका व्याख्यान किया है। इसमें बहिरात्मा, अन्तरात्मा, परमात्माका लक्षण, परमात्माके रूप जाननेकी रीति, शुद्धात्माका मुख्य लक्षण, शुद्धात्माके ध्यानसे संसार-भ्रमणका रुकना, परमात्मप्रकाशका फल आदि सैकड़ों ज्ञातव्य विषयोंका वर्णन है। समाधि-मार्गका अपूर्व ग्रन्थ है। इसकी हिन्दीटीका भी बड़ी सरल और विस्तृत है। मामूली पढ़ा लिखा भी आसानीसे समझ सकता है। ऐसी उत्तम पद्धतिसे सम्पादित ग्रन्थ आपने अभीतक न देखा होगा। ग्रन्थराज स्वदेशी कागजपर बड़ी सुन्दरता और शुद्धतासे छपाया गया है। ऊपर कपड़ेकी सुन्दर मजबूत जिल्द बँधी हुई है। पृष्ठसंख्या ५५०, मूल्य केवल ४॥) है।

**योगसार**–यह श्रीयोगीन्दुदेवकी अमर रचना है, इसमें मूल अपभ्रंश दोहे, संस्कृत-छाया, पाठान्तर और हिन्दीटीका है। १०८ दोहोंके छोटेसे ग्रंथमें आध्यात्मिक गूढ़वादके तत्त्वोंका बड़ा ही सुन्दर विवेचन है। यह ग्रन्थ साक्षात् मोक्षका सोपान है। इसका सम्पादन और संशोधन प्रोफेसर ए० एन्० उपाध्यायने किया है। पं० जगदीशचन्द्रजी शास्त्री एम्० ए० ने सरल हिन्दीटीका लिखी है। बहुत अच्छे मोटे कागजपर सुन्दरतापूर्वक छपा है। पृष्ठसंख्या २८, मूल्य सिर्फ।) परमात्मप्रकाशके अंतमें यह ग्रन्थ है। उसीमेंसे जुदा निकाला है।

सिर्फ तीन रुपया है, जो ग्रंथको देखते हुए कुछ नहीं है। मूल्य इसी लिये जिससे सर्वसाधारण सुभीतेसे खरीद सकें।

**पुरुषार्थसिद्ध्युपाय**—श्रीअमृतचन्द्रस्वामीविरचित मूल श्लोक और पं० प्रेमीकृत सान्वय सरल भाषाटीका सहित। इसमें आचारसम्बन्धी बड़े बड़े गूढ़ रहस्योंका है। अहिंसा तत्त्व और उसका स्वरूप जितनी स्पष्टता और सुन्दरतासे इस ग्रंथमें वर्णित उतना और कहीं नहीं है। तीन बार छपकर बिक चुका है, इस कारण चौथी बार गया है। न्योछावर सजिल्दकी १।)

**पञ्चास्तिकाय**—श्रीकुन्दकुन्दाचार्यकृत मूल गाथायें, तथा श्री तत्त्वदीपिका, श्रीजयसेनाचार्यकृत तात्पर्यवृत्ति ये दो संस्कृत टीकायें, और पं० बाकलीवालकृत अन्वय अर्थ भावार्थ सहित भाषाटीका। इसकी भाषाटीका स्वर्गीय पांडे जीकी भाषा-टीकाके अनुसार नवीन सरल भाषामें परिवर्तित की गई है। इसमें जीव, अजीव, धर्म, अधर्म और आकाश इन पाँचों द्रव्योंका उत्तम रीतिसे वर्णन है। तथा काल द्रव्यका भी संक्षेपमें वर्णन किया गया है। बम्बईयूनिवर्सिटीके बी० ए० के कोर्समें है। दूसरी बार छपी है। मूल्य सजिल्दका २)

**ज्ञानार्णव**—श्रीशुभचन्द्राचार्यकृत मूल श्लोक और स्व० पं० जयचन्दजीकी पुरानी भाषावचनिकाके आधारसे पं० पन्नालालजी बाकलीवालकृत हिन्दी भाषाटीका सहित। योगशास्त्र संबंधी यह अपूर्व ग्रंथ है। इसमें ध्यानका वर्णन बहुत ही उत्तमतासे किया है, प्रकरणवश ब्रह्मचर्यव्रतका वर्णन भी विस्तृत है। तीसरी बार छपा है। प्रारंभमें ग्रंथकर्त्ताका शिक्षाप्रद ऐतिहासिक जीवनचरित है। उपदेशप्रद बड़ा सुन्दर ग्रंथ है। मूल्य सजिल्दका ४)

**सप्तभंगीतरंगिणी**—श्रीमद्विमलदासकृत मूल और पं० ठाकुरप्रसादजी शर्माकृत भाषाटीका। यह न्यायका अपूर्व ग्रन्थ है। इसमें ग्रंथकर्त्ताने स्यादस्ति, स्यान्नास्ति, आदि सप्तभंगीनयका विवेचन नव्यन्यायकी रीतिसे किया है। स्याद्वाद क्या है, यह जाननेके लिये यह ग्रंथ अवश्य पढ़ना चाहिये। दूसरी बार सुन्दरतापूर्वक छपी है। न्यो० १)

**बृहद्द्रव्यसंग्रह**—श्रीनेमिचन्द्राचार्यकृत मूल गाथायें, श्रीब्रह्मदेवसूरिकृत संस्कृत-टीका और पं० जवाहरलालजी शास्त्रीकृत भाषाटीका सहित। इसमें जीव, अजीव, आदि छह द्रव्योंका स्वरूप अति स्पष्ट रीतिसे दिखाया है। दूसरी बार छपी है। कपड़ेकी सुन्दर जिल्द बँधी है। मूल्य २।)

**गोम्मटसार कर्मकाण्ड**—श्रीनेमिचन्द्रसिद्धान्तचक्रवर्तीकृत मूल गाथायें और पं० मनोहरलालजी शास्त्रीकृत संस्कृतछाया तथा भाषाटीका सहित। इसमें जैनतत्त्वोंका स्वरूप कहते हुए जीव तथा कर्मका स्वरूप इतने विस्तारसे किया गया है, जिसकी वचन-द्वारा प्रशंसा नहीं हो सकती है। देखनेसे ही मालूम हो सकता है। जो कुछ संसारका झगड़ा है, वह इन्हीं दोनों ( जीव कर्म ) के सबन्धसे है, इन दोनोंका स्वरूप दिखानेके यह ग्रंथ-रत्न अपूर्व सूर्यके समान है। दूसरी बार पं० खूबचन्द्रजी सिद्धान्तशास्त्रीद्वारा धित हो करके छपा है। मूल्य सजिल्दका २॥)

**गोम्मटसार जीवकाण्ड**—श्रीनेमिचन्द्राचार्यकृत मूल गाथायें और पं० खूबचन्द्रजी सिद्धान्तशास्त्रीकृत संस्कृतछाया तथा बालबोधिनी भाषाटीका सहित। इसमें गुणस्थानोंका वर्णन, जीवसमास, पर्याप्ति, प्राण, संज्ञा, मार्गणा, उपयोग, अन्तर्भाव, आलाप आदि अनेक अधिकार हैं। मूल तत्त्वोंका विवेचन करनेवाला यह अपूर्व ग्रंथ है। दूसरी बार संशोधित होकर छपा है। मूल्य सजिल्दका २॥)

**लब्धिसार**—( क्षपणासार गर्भित ) श्रीनेमिचन्द्राचार्यकृत मूल गाथायें, और स्व० पं० मनोहरलालजी शास्त्रीकृत संस्कृतछाया और हिन्दी भाषाटीका सहित। यह ग्रंथ गोम्मटसारका परिशिष्ट है। इसमें मोक्षके मूलकारण सम्यक्त्वके प्राप्त होनेमें सहायक क्षयोपशम, विशुद्धि, देशना, प्रायोग्य, करण इन पाँच लब्धियोंका वर्णन है। मूल्य सजिल्दका १॥)

**द्रव्यानुयोगतर्कणा और समयसार**—ये दो ग्रंथ अप्राप्य हैं। समयसार तो पुनः सुसम्पादित होके छपेगा।

---

## गुजराती ग्रंथ

**श्रीमद्राजचन्द्र**—आ पुस्तकमा श्रीमद्राजचन्द्रनी हयातीमा तेओश्रीने जुदे जुदे प्रसंगे मुमुक्षुभाईओ, सज्जनों अने मुनिश्रीओ वगैरे तरफथी भिन्न भिन्न विषयो सम्बन्धे पुछेला सवालोना जवाबना पत्रोना संग्रह, तथा बाल्यावस्थामा रचेला भावनाबोध, मोक्षमाला, आत्मसिद्धि ग्रंथोनो संग्रह छे, श्रीमद्नी सोळा वर्ष पहेलानी वयथी देहोत्सर्ग पर्यन्तना विचारोना आ भव्य ग्रथमा संग्रह छे, जैनतत्त्वज्ञानको महान ग्रंथ छे, जैनतत्त्वज्ञाननो ऊंडो अभ्यास समजवा माटे आ ग्रंथ खास उपयोगी छे, बीजी आवृत्ति संशोधनपूर्वक बहार पाडी छे, अने तेनी अंदर श्रीमद्ना अप्रगट लखाणे पण दाखल करवामा आव्या छे. वधारामा महात्मा गांधीजीए लखेली महत्त्वपूर्ण प्रस्तावना छे। आ पुस्तक सारामा सारा कागळ ऊपर सुप्रसिद्ध निर्णयसागर प्रेसनी अन्दर खास तैयार करावेला देवनागरीमा छपाव्यु छे. सुन्दर बाईंडिंगथी सुशोभित छे दरेक ग्रंथभण्डार, लाईब्रेरीमा राखवा योग्य छे, तेमज साधु, साध्वी, श्रावक, श्राविकाओने खास वाँचवा लायक अने मनन करवा योग्य आ महान ग्रंथ छे, रॉयल चार पेजी साइजना ८२५ पृष्ठवाला दळदार ग्रंथना मूल्य फक्त ५ पाँच रुपया, लागतमात्र थी अर्धा राखेला छे। ५ चित्र छे।

**भावनाबोध**—आ ग्रंथना कर्त्ता उक्त महापुरुष छे, वैराग्य ए आ ग्रंथनो मुख्य विषय छे, पात्रता पामवानु अने कषायमल दूर करवानु आ ग्रंथमा उत्तम साधन छे, आत्मगवेषीओने आ ग्रंथ आनंदोल्लास आपनार छे, आ ग्रंथनी पण आ त्रीजी आवृत्ति छे, आ बन्ने ग्रंथो खास करीने प्रभावना करवा सारू अने पाठशाला, ज्ञानशाला, तेमज स्कूलोमा विद्यार्थियोने विद्याभ्यास अने प्रभावना करवामाटे अति उत्तम ग्रंथ छे, अने तेथी सर्व कोई लाभ लई सके, ते माटे गुजराती भाषामा अने बालबोध टाईपमा छपावेलु छे। मूल्य सजिल्दनु फक्त चार आना।

**रिपोर्ट**—प. प्र. म. नी. सं. १९७३ थी. स. १९९० सुधीना रिपोर्ट अने महात्मा गांधीने लखेली श्रीमद् राजचन्द्र ग्रंथनी गुजराती अने हिन्दी प्रस्तावना मफत मळशे जे भाईओने जोइये, ते मगावी लेशो।

# निवेदन

स्वर्गवासी तत्त्वज्ञानी शतावधानी कविवर **श्रीरायचन्द्र**जीने श्रीकुन्दकुन्दाचार्य, श्रीउमास्वाति (मी) मुनीश्वर, श्रीसमन्तभद्राचार्य, श्रीनेमिचन्द्राचार्य, श्रीअकलङ्कस्वामी, श्रीशुभचन्द्राचार्य, श्रीअमृतचन्द्रसूरि, श्रीहरिभद्रसूरि, श्रीहेमचन्द्राचार्य, श्रीयशोविजय आदि महान् आचार्योंके रचे हुए अतिशय उपयोगी और अलभ्य जैनतत्त्व-ग्रन्थोंका सर्वसाधारणमें सुलभ मूल्यमें प्रचार करनेके लिये **श्रीपरमश्रुतप्रभावकमंडल**की स्थापना की थी, जिसके द्वारा उक्त कविराजके स्मरणार्थ **श्रीरायचन्द्रजैनशास्त्रमाला** ३० वर्षोंसे निकल रही है। इस ग्रंथमालामें ऐसे अनेक प्राचीन जैन-ग्रंथ राष्ट्रभाषा हिन्दी टीकासहित प्रकट हुये हैं, जो तत्त्वज्ञानाभिलाषी भव्यजीवोंको आनंदित कर रहे हैं।

उभय पक्षके महात्माओंद्वारा प्रणीत सर्वसाधारणोपयोगी उत्तमोत्तम ग्रन्थोंके अभिप्राय विज्ञ पाठकोंको विदित हों, इसके लिये इस शास्त्रमालाकी योजना की गई है। इसीलिये आत्मकल्याणके इच्छुक भव्य जीवोंसे निवेदन है कि इस पवित्र शास्त्रमालाके ग्रन्थोंके ग्राहक बनकर वे अपनी चल लक्ष्मीको अचल करें, और तत्त्वज्ञानपूर्ण जैनसिद्धान्त-ग्रन्थोंके पठन-पाठन द्वारा प्रचार कर हमारी इस परमार्थ-योजनाके परिश्रमको सफल करें। प्रत्येक मन्दिर, सरस्वतीभण्डार, सभा और पाठशालाओंमें इनका संग्रह अवश्य करें। जैनधर्म और जैनतत्त्वज्ञानके प्रसारसे बढ़कर दूसरा और कोई पुण्यकार्य प्रभावनाका नहीं हो सकता, इसलिए अधिकसे अधिक द्रव्यसे सहायता कर पाठक भी इस महत्कार्यमें हमारा हाथ बटावें। पाठकगण जितने अधिक ग्रन्थ खरीदकर हमारी सहायता करेंगे, उतने ही अधिक ग्रन्थ प्रकाशित होंगे।

इस शास्त्रमालाकी प्रशंसा मुनियों, विद्वानों तथा पत्रसंपादकोंने तथा पाश्चात्य विदेशी विद्वानोंने मुक्तकंठसे की है। यह संस्था किसी स्वार्थ-साधन लिये नहीं है, केवल परोपकारके वास्ते है। जो द्रव्य आता है, वह इसी शास्त्रमालामें उत्तमोत्तम ग्रन्थोंके उद्धारके काममें लगा दिया जाता है। हमारे सभी ग्रन्थ बड़ी शुद्धता और सुन्दरतापूर्वक अपने विषयके विद्वानोंद्वारा हिन्दी टीका करवाके अच्छे कागजपर छपाये गये हैं। मूल्य भी अपेक्षाकृत कम अर्थात् **लागतके** लगभग रखा जाता है। उत्तमताका यही सबसे बड़ा प्रमाण है कि कई ग्रन्थोंके तीन तीन चार चार संस्करण हो गये हैं। भविष्यमें श्रीउमास्वामी, श्रीभट्टाकलंकदेव, स्वामी समन्तभद्र, श्रीसिद्धसेनदिवाकरके ग्रंथ निकलेंगे। कई ग्रंथोंका उत्तमतापूर्वक सम्पादन हो रहा है।

**नोट**—रायचन्दजैनशास्त्रमालाके ग्रन्थ इकट्ठे मँगानेवालोंको और प्रचार करनेवालोंको बहुत किफायतसे भेजे जाते हैं। इसके लिए वे हमसे पत्रव्यवहार करें।

सहायता भेजने और ग्रंथोंके मिलनेका पता—

निवेदक—ऑ० व्यवस्थापक—

**श्रीपरमश्रुतप्रभावकमंडल (श्रीरायचन्द्रजैनशास्त्रमाला)**

खाराकुवा, जौहरीबाजार, बम्बई नं० २

न्यू भारत प्रिंटिंग प्रेस, ६ केळेवाडी, गिरगांव, मुंबई नं. ४.

## આ માસમાં થયેલા માનવંતા સભાસદો

( ૧ ) શાહ મણિલાલ વનમાળીદાસ, બી. એ. કુંડલા (હાલ મુંબઇ) લાઇફ મેમ્બર
( ૨ ) શેઠ હિંમતલાલ અમરચંદભાઇ ભાવનગર લાઇફ મેમ્બર
( ૩ ) શાહ જયંતિલાલ માનચંદ ભાવનગર વાર્ષિક મેમ્બર

Reg. No. B. 431.

# ગુજરાતી ભાષાંતરના ગ્રંથો.

## ( મળી શકતા ગ્રંથોનું લીસ્ટ )

| | |
|---|---|
| શ્રી નવતત્ત્વનો સુંદર બોધ | ૦॥= |
| શ્રી જીવવિચાર વૃત્તિ | ૦।= |
| શ્રી દંડક વૃત્તિ | ૦॥ |
| શ્રી નય માર્ગદર્શક | ૦॥= |
| શ્રી હંસવિનોદ | ૦॥। |
| કુમાર વિહારશતક | ૧॥ |
| શ્રી જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦॥ |
| શ્રી આત્મવલ્લભ જૈન સ્તવનાવલી | ૦।= |
| શ્રી મોક્ષપદ સોપાન | ૦॥। |
| ધર્મબિન્દુ આવૃત્તિ બીજી | ૨) |
| શ્રી પ્રશ્નોત્તરપુષ્પમાળા | ૦॥।= |
| શ્રી શ્રાવકકલ્પતરૂ | ૦।= |
| શ્રી આત્મપ્રબોધ | ૨॥ |
| જૈન ગ્રંથ ગાઇડ | ૧) |
| શ્રી નવાણું પ્રકારી પૂજા ( અર્થ સહિત ) | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વસ્વરૂપ સ્તવ | ૦। |
| શ્રી ચંપકમાળા ચરિત્ર | ૦॥ |
| શ્રી સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧) |
| શ્રી પ્રકરણ પુષ્પમાળા ( દ્વિતીય પુષ્પ ) | ૦॥ |
| શ્રી અધ્યાત્મમત પરીક્ષા | ૦। |
| શ્રી ગુરૂગુણમાળા | ૦॥ |
| શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦।- |
| શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦॥ |
| શ્રી ઉપદેશસપ્તતિકા | ૧) |
| શ્રી પંચપરમેષ્ઠી ગુણરત્નમાળા | ૧॥ |
| સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧) |
| શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર | ૨) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો | ૨) |
| આદર્શ જૈન સ્ત્રીરત્નો | ૧) |
| શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો | ૨॥ |
| શ્રી દાનપ્રદીપ | ૩) |
| શ્રી નવપદજી પૂજા ( અર્થ સહિત ) | ૧। |
| કાવ્યસુધાકર | ૨॥ |
| શ્રી આચારોપદેશ | ૦॥ |
| ધર્મરત્ન પ્રકરણ | ૧) |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર (અર્થસહિત શાસ્ત્રી) | ૧॥। |
| શ્રી પંચ પ્રતિક્રમણસૂત્ર અર્થ સહિત (ગુ.) | ૧ |
| શ્રી આત્મવિશુદ્ધિ | ૦।= |
| કુમારપાળપ્રતિબોધ | ૩॥ |
| જૈન નરરત્ન " ભામાશાહ " | ૨) |
| આત્માનંદ સભાની લાયબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ | ૦॥= |
| શ્રી વિમલનાથ ચરિત્ર | ૧॥। |
| શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર | ૧॥। |
| શ્રી પૃથ્વીકુમાર ચરિત્ર | ૧) |
| ધર્મપરીક્ષા | ૧) |
| શ્રી પ્રભાવક ચરિત્ર | ૨॥ |
| જૈનધર્મ | ૧) |
| શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ અર્થ સહિત | ૦॥= |
| શ્રી સામાયિક સૂત્રાર્થ | ૦)=॥ |
| શ્રીપાળરાજાનો રાસ, સચિત્ર (અર્થ યુક્ત) | ૨) |
| " " " રેશમી પુઠું | ૨॥ |
| સતી સુરસુંદરી ચરિત્ર | ૧॥ |
| સંવેગદ્રુમ કંદલી | ૦। |
| શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર | ૦)= |
| " સોળમો ઉદ્ધાર | ૦। |
| શ્રી વીશસ્થાનક પૂજા અર્થ સહિત | ૦॥। |
| શ્રી તીર્થંકર ચરિત્ર | ૦॥= |
| કલિંગનું યુદ્ધ યાને મહારાજા ખારવેલ | |
| શ્રી મહાવીર જીવનચરિત્ર | ૩) |

લખોઃ—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર.

# વિષય-પરિચય



**શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગરની લાઇબ્રેરીના સભ્યોને નમ્ર સૂચના.**

કેટલાક સભાસદો તથા ડીપોઝીટ વગેરેથી બુકો લઇ જનાર વાચકોને વિનંતિ છે કે ઘણા લાંબા સમયથી લાઇબ્રેરીના કેટલાક વાચકો પાસે પુસ્તકો બાકી છે તેઓએ પુસ્તકો સભાએ આપી જવા અથવા તેના પૈસા મોકલી આપવા વિનંતિ છે આ બાબતની સૂચના જેનો પાસે બુકો છે તેઓને આપવામાં આવેલ છે અને જેઓને સૂચના ન મળી હોય તેઓએ આ જાહેર સૂચનાને ધ્યાનમાં રાખી બુકો પાછી મોકલી અન્ય વાંચકોને સરળતા કરી આપવા વિનંતિ છે

## નવસ્મરણાદિ સ્તોત્ર સન્દોહ:

નિરંતર પ્રાતઃકાળમાં સ્મરણીય, નિર્વિઘ્નપણું પ્રાપ્ત કરાવનાર, નિત્ય પાઠ કરવા લાયક નવ સ્મરણો સાથે બીજા પ્રાચીન ચમત્કારિક પૂર્વાચાર્યકૃત દશ સ્તોત્ર, તથા રત્નાકર પચ્ચીશી, અને બે યંત્રો વિગેરેનો સંગ્રહ આ ગ્રંથમાં આપેલ છે. ઊંચા કાગળો, જૈની સુંદર અક્ષરોથી નિર્ણયસાગર પ્રેસમાં છપાયેલ, સુશોભિત બાઇન્ડીંગ અને શ્રી મહાવીરસ્વામી તથા ગૌતમસ્વામી અને બે પૂજ્યપાદ ગુરુ મહારાજાઓની સુંદર રંગીન છબીઓ પણ ભક્તિ નિમિત્તે સાથે આપવામાં આવેલ છે. આટલો મોટો સ્તોત્રોનો સંગ્રહ, છતાં સર્વ કોઇ લાભ લઇ શકે જે માટે મુદ્દલથી પણ ઓછી કિંમત માત્ર રૂ. ૦—૪—૦ ચાર આના. પોસ્ટેજ રૂ. ૦—૧—૩ મળી મંગાવનારે રૂ. ૦—૫—૩ ની ટીકીટો એક બુક માટે મોકલવી.

લખોઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.




પુસ્તક : ૩૭ મું   આત્મ સં ૪૪ :   વીર સં. ૨૪૬૫ :   ભાદ્રપદ :
અંક : ૨ જો   આ. શ. સં. ૩ :   વિક્રમ સં. ૧૯૯૫   ઓકટોબર :

# પર્યુષણ પર્વનો પ્રૌઢ પ્રભાવ

દોહરો

પર્યુષણ શુભ પર્વનું, કરીએ અવલોકન,
શું શું સૂચવે સંઘને, જૈનધર્મ-શાસન   ૧

હરિગીત છંદ.

પર્વાધિરાજ પધારતા, આનંદ અતિ વ્યાપી રહે,
જપ-તપ-નિયમ વ્રતોતણા, ઝરણાં વિમળ હૃદયે વહે,
છે મોક્ષદા શાંતિપ્રદા, સંસાર ન્હાવરૂપે ગણો,
સુપ્રસિધ્ધ મહિમા શાસ્ત્રમાં, છે પર્વ પર્યુષણતણો.   ૧

મહાવીર પૂજ્ય પવિત્રના, ચારિત્ર શુભ વંચાય છે,
એ દિવ્ય દૃષ્ટાંતોવડે, મનક્ષેત્ર શુધ્ધિ થાય છે,
એ શાસ્ત્રબોધ હૃદે ધરો, ને પાપ-તાપ બધા હણો,
સુપ્રસિધ્ધ મહિમા શાસ્ત્રમા, છે પર્વ પર્યુષણતણો.   ૨

પૂજાવિધિ, ઉપવાસ શુભ, અઠ્ઠાઇ ને એકાસણાં,
એ સર્વમા છે સૂક્ષ્મ ભેદો, ધર્મનાં તત્ત્વોતણા,

શ્રદ્ધા સહિત સત્કર્મને, નિજ હૃદયમાં વિગતે વણો,
સુપ્રસિધ્ધ મહિમા શાસ્ત્રમાં, છે પર્વ પર્યુષણતણો. ૩

બાહ્યિક આડંબર બધા, વ્યવહાર પક્ષે ઠીક છે,
પણ તત્ત્વ " આતમજ્ઞાન " એ, આ પર્વમાંહી અધિક છે;
ગુરુજીવડે અહીં જ્ઞાન ને, એ ખાણુ બહુ ઊંડી ખણો,
સુપ્રસિધ્ધ મહિમા શાસ્ત્રમાં, છે પર્વ પર્યુષણતણો. ૪

મહાવાકય આજ વદાય છે, મિચ્છામિ સાથે દુક્કડં,
એ છે " ક્ષમામહામંત્ર" જે, પાપોની કાઢે છે જડં;
સરવૈયું આખા વર્ષનું એ, મહદ્ વાકય વિષે ગણો,
સુપ્રસિદ્ધ મહિમા શાસ્ત્રમાં, છે પર્વ પર્યુષણતણો. ૫

દોષોતણી માગો ક્ષમા, આપો ક્ષમા એ રીતથી,
નિર્વૈર રાખો હૃદય તો, પ્રભુ રીઝશે બહુ પ્રીતથી;
સંવત્સરીનું સત્ત્વ એ છે, " આત્મવત્ " સૌને ગણો,
સુપ્રસિધ્ધ મહિમા શાસ્ત્રમાં, છે પર્વ પર્યુષણતણો. ૬

**વસંતતિલકા વૃત્ત**

રાખો ન ડંખ હૃદયે કદી કોઇ પ્રત્યે,
ચાખો સુસ્વાદુ ફળ ધર્મતણાં જ નિત્યે;
નાખો જ કાઢી ઝટ અંતરમાંથી મેલ,
છે માગ એ જ નિજ આત્મહિતાર્થ રહેલ. ૧

**દોહરો**

અંતરમાં ઊજળા રહો, તજી રાગ ને દ્વેષ;
પર્યુષણના પર્વનો, મહિમા એ જ વિશેષ.

લી. ધર્માનુરાગી
રેવાશંકર વાલજી બધેકા
નિવૃત્ત એજ્યુ૦ ઇન્સ્પેકટર-ભાવનગર

ભાવનગર-વડવા
ભાદ્રપદ શુક્લ એકાદશી
સૂર્યવાસર



# "વીતરાગ પ્રભુના અનુપમ ગુણો"

## લેખક—મુનિ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ

**અનંતકાળ** સુધી આ અસાર સંસારમા અનેક રૂપાંતરો ધારણ કરી આ જીવે અનંતા જન્મ-મરણ કર્યાં છે અને દરેક સમયે જન્મ અને મૃત્યુને પ્રાપ્ત થતા અનંતા દુ:ખો વેઠ્યા છે બાળપણથી અંત અવસ્થા સુધી શરીરમા રોગાદિકની વ્યાધિ થવાથી તથા પુત્રાદિકના વિયોગથી કે સંપત્તિના અભાવે, સ્નેહીના મૃત્યુથી કે ધન કમાવા ખાતર સઘળાને છોડીને દેશ-દેશાવર રખડી, સુખ-દુ:ખ વેઠી, જંગલ, સમુદ્રાદિ જગ્યાએ ભટકી, રાત-દિવસ તેની ચિંતામા રહીને તેવા ઘણા જીવો હાયપીટ કરવા છતા પણ ખરા જ્ઞાનના અભાવે તેવા માણસો એ વિષયસુખને સાચુ સુખ ગણી, તે સેવા તત્પર થઇ, અનેક અનર્થ કરી, નવા નવા કર્મ બાંધી, સુખનો અંશ મેળવવા જતા અને અનંતા દુઃખોના ચક્કરમા પડી મેળવેલો ચિંતામણિ રત્ન સમાન મનુષ્ય જન્મ કિંકિણી કે કોડી સમાન વિષય-સુખની વાચ્છા માટે હારી જાય છે. તેવા ભદ્રિક પ્રાણીઓને વારંવાર જન્મમરણના દુઃખ વેઠી આ અસાર સંસારમા પરિભ્રમણ કરતા અટકાવી, નિરુપદ્રવી, નિરુપમ સુખ આપવા ઘણે કાળે એવા પ્રભાવિક પુરુષનો જન્મ થાય છે કે પોતે સંયમ આદરીને તે સંયમ લીધા પછી છદ્મસ્થ અવસ્થામા જે જે ઉપસર્ગ આવતા હોય તેને મેરુપર્વતની માફક નિશ્ચળ થઈ ભોગવી લે છે ત્યાર પછી જ્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય છે ત્યારે તે જ પુરુષને "પુરુષોત્તમ" નામથી ઓળખાય છે, અને રાગદ્વેષાદિક કર્મ શત્રુઓને જીતનાથી "અરિહંત" કહેવાય છે તેમજ તરવાનુ સ્થાન જે તીર્થ તે સ્થાપન કરવાથી "તીર્થંકર" કહેવાય છે. ઐશ્વર્ય ધરાવતા દેવેંદ્ર-નરેંદ્ર પણ જેના ચરણોને સેવે છે, તેથી "ભગવંત" કહેવાય છે અને કેવળજ્ઞાનથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરી ધર્મની શરૂઆત કરનાર હોવાથી "આદિકર" કહેવાય છે. પોતાની મેળે બોધ પામેલા હોવાથી "સ્વયંબુદ્ધ" કહેવાય છે. ઉત્પન્ન થયેલા ક્રોધાદિક કષાયોનો જડમૂળથી ક્ષય કરેલ હોવાથી પુરુષોને વિષે "સિંહ" સમાન ગણાય છે વળી પરિમિત હિતકારક સુગંધી વાક્યો ફેલાવવાથી પુરુષોને વિષે "પુંડરીક કમળ" સમાન ગણાય છે. જેમના સુધા ને મુધા કરનારા વચનવડે સંસારમા ભ્રમણ કરાવનારા વિષયસુખના વાચ્છિત અને સ્ત્રી તથા દ્રવ્યાદિકને સંગ્રહી ગુર્વાદિકના નામ ધારી, ભોળા જીવોને ભરમાવવા ભૂમિમાં ભટકતા જે કુવાદીઓ છે તે જેમનુ નામ સાભળીને પોતાનો મદ દૂર કરી કાંતો ચૂપ થઇ જાય છે, અગર તેના ચરણ સેવીને શુદ્ધ ભાવનાથી તે જિનેંદ્રની વાણી સાભળી, સમ્યગ્-દૃષ્ટિ થઇ સર્વવિરતિ એટલે સાધુના વ્રત આદરે છે અગર ગૃહસ્થપણામા દ્વાદશ વ્રત આદરે છે તેથી જિનેંદ્ર ભગવાનને પુરુષોને વિષે "ગંધહસ્તી"ની ઉપમા અપાય છે. ત્રણ લોકને વિષે પરમાર્થ દૃષ્ટિથી જોતા જેના સમાન કોઇ ઉત્તમ પુરુષ ન દેખાવાથી "લોકોત્તમ" કહી બોલાવે છે બાળજીવો પર પણ તેના દુષ્કૃત્યો વિસારીને તેને સારે રસ્તે પ્રયત્ન કરવા ઉપદેશ દેવાથી "લોકના નાથ" તરીકે ગણેલ છે. જેમનો ઉપદેશ ભવ્ય જીવોના હૃદયમા પ્રવેશ થતા પરિણામે હિતકારક થવાથી તેઓને "લોકોના હિતેચ્છુ" એટલે હિત કરનારા તરીકે માન્યા છે. આ લોકમા મોહને વશ થઇ અજ્ઞાન અંધકારમા ભટકતા જીવોને અંધકારમાથી બહાર નીકળવા ઉપદેશરૂપી પ્રકાશ કરવાથી તથા ઉદ્‌ભવતા પ્રશ્નોના યથાર્થ પ્રત્યુત્તર કેવળજ્ઞાનવડે આપવાથી લોકને વિષે સૌથી "શ્રેષ્ઠ દીપક" તરીકે માનેલ છે.

સૂર્ય–ચંદ્રનો પ્રકાશ તો બહાર થાય છે, પરંતુ હૃદયનું અજ્ઞાનરૂપી અંધારું તોડનારા તો જિનેશ્વરો જ હોવાથી તેમને " **પ્રબળ ઉદ્યોત કરનારા** " વર્ણવે છે. સર્વ જીવોને અહિંસા પરમો ધર્મનો ઉપદેશ દેવાથી વિરતિ પદ પામીને સાધુઓ સર્વ જીવોને અભયદાન આપે છે, માટે "**અભયદાયક**" એટલે પ્રાણી માત્રનો ભય દૂર કરનારા ગણાય છે. વળી ચર્મચક્ષુ જ્યાંત્યાં ફરીને પોતાનો વિષયાદિક સ્વાદ લેતાં કુમાર્ગે દોરાવા પ્રયત્ન કરતાં પોતાને જ નુકસાન કરનારો અનુભવ પરિણામે જ પામે છે, તેથી તે ચક્ષુનો સદુપયોગ કરી, સમિતિ પાળીને કે તેને અયોગ્ય સ્થળે જતાં અટકાવી ધ્યાન ધરીને ચક્ષુને સ્થિર કરવાનો ઉપદેશ આપ્યાથી તે "**ચક્ષુદાતા**" ગણાય છે. મોક્ષમાર્ગને મૂકી સંસારમાં ભ્રમણ કરવાનો કુમાર્ગ પકડી ચાલનારા ભોળા જીવોને સુમાર્ગ દીધાથી " **માર્ગ દેખાડનારા** " ગણેલા છે. તેમજ માતા, પિતા, બંધુ, મિત્ર વિગેરે સઘળાં સ્વાર્થનાં જ સગાં છે , જ્યારે પરમાત્મા તો ધર્મતત્ત્વ ઓળખાવી ખઇ શરણુ આપનાર હોવાથી " **શરણના દેનારા** " માન્યા છે. સંશયોનું નિરાકરણ કરવાથી તથા પૂર્વ ભવનું કે ભવિષ્યનું કે પૂર્વ કાળનું યથાયોગ્ય વર્ણન કરવાથી, ખાતરીભરેલા પુરાવાથી, માણસોના મનનું સમાધાન થતાં, તેમના વચન ઉપર પૂર્ણ શ્રદ્ધા થવાથી પોતાને સમકિત એટલે "**બોધિના દેનારા**" ગણેલા છે. દુર્ગતિમાં પડતા જીવને ધારી રાખે તે **ધર્મ** કહીએ. તેવા ધર્મને અનેક રીતે નય, પ્રમાણ, નિક્ષેપ, હેતુવડે સિદ્ધ કરી હૃદયમાં સ્થાપન કરનારા હોવાથી " **ધર્મના દાતા** " ગણેલા છે. વળી ધર્મ ગ્રાહક જીવોને સંસારની પરિભ્રમણતાનું દુઃખ યથાર્થ સમજાવ્યાથી ફરીને તેવા ઉત્તમ કાર્યથી ભ્રષ્ટ ન થતાં તેમાં સ્થિર થાય છે; માટે તે વીતરાગ પ્રભુને " **ધર્મોપદેશક** " અને ધર્મ દેખાડનારા ગણ્યા છે. વળી કોઇપણ જીવ તેવા ધર્મથી વિમુખ ન રહે તેટલા માટે કેવળજ્ઞાન પામી કૃતકૃત્ય થવા છતાં પણ પરમાર્થવૃત્તિથી સર્વ ઠેકાણે વિચરી લોકોને દુઃખથી બચાવે છે માટે " **ધર્મના નાયક** " ગણેલા છે. ધર્મ પામીને પણ સંયમ વ્રત પાળતાં અસહ્ય દુઃખ આવવાથી " કાયરતા " ઉત્પન્ન થતાં પૂર્વના આવા રમ્ય સુખને યાદ કરી તેમાં જવા ચાહનારાને તેના સંસારનાં પૂર્વનાં દુઃખો યાદ કરાવી તેને ધર્મમાં સ્થિર કરવાથી " **ધર્મના સારથી** " તરીકે માન્યા છે. ચક્રવર્તી રાજા પોતાના પ્રબળ સૈન્યવડે–ચાર અંગવાળી સેનાવડે ચારે દિશામાં પ્રજાનું રક્ષણ કરે છે તેમ જિનેશ્વર ભગવાન્ દાન, શીલ, તપ, ભાવ એ ચાર અંગવાળા ધર્મવડે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાના અંગવાળું તીર્થ સ્થાપન કરી સર્વે જીવોને રક્ષણ આપે છે તેથી તે " **ધર્મચક્રવર્તી** " કહેવાય છે કે જેમનું જ્ઞાનરૂપી ભાવ ચક્ર અને ઇંદ્રોએ આગળ કરેલું ધર્મચક્ર વિશ્વમાં તેમની સાથે ફરી, ભવ્ય જીવોના હૃદયને શરણ આપી મનમાં થતી પીડાઓને શાંત કરે છે. જેમને થએલું જ્ઞાન સંપૂર્ણ હોવાથી કોઇ પણ દિવસ અજ્ઞાનતાનો ઉદય થવાનો સંભવ નથી તેમજ દર્શનાવરણીય કર્મનો કદી પણ ઉપદ્રવ ન થવાનો હોવાથી તે " **અપ્રતિહત જ્ઞાન અને દર્શનના ધરનારા** " ગણેલા છે. વળી જેમને હવે પછી શુદ્ધ આત્મરમણતામાં કદી પણ વિઘ્ન આવવાનું નથી જેથી તેમની છદ્મસ્થ અવસ્થા જે અવિરતિ દૂષણને ઉત્પન્ન કરનારી હતી તે નાશ થવાથી તેઓને "**દૂર થએલી છદ્મસ્થ અવસ્થાવાળા**" માનેલા છે. જેઓ જન્મ મરણનાં ઉત્પાદક ઘાતીકર્મને જીત્યાથી " **જિન** " તરીકે ઓળખાય છે, અને બીજા ઇચ્છા કરનારાં મનુષ્યોને પણ તેવા જિતનારા કરવાથી "**જયકર**" માનેલા છે. તે જ પ્રમાણે સંસારસાગરમાંથી દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપી રત્નત્રયી નાવવડે તરી જવાથી "**તરેલા**" અને બીજાને તેવો ઉપદેશ આપી તારવાથી "**તારક**" તરીકે વિદ્વાનો જેને સ્તવે છે.

પોતે શુદ્ધ તત્ત્વને સમજવાથી " **બુદ્ધ** " અને બોધ દેતા હોવાથી " **બોધક** " તરીકે મનાયલા છે. પોતે સંસાર પરિભ્રમણથી મુક્ત થએલા અને બીજાને મુકાવનારા હોવાથી " **મુક્ત** " અને " **મોચક** " તરીકે જનોએ વર્ણવ્યા છે. વળી સર્વને જાણનારા, સર્વને દેખનારા હોવાથી "**સર્વજ્ઞ અને સર્વદર્શી**" તરીકે મનાયા છે. વળી જેઓ નિરુપમ સ્થાન જે

"શિવ" નામથી ઓળખાય છે અને જ્યાંથી પાછા ચલાયમાન થવાનું નથી માટે "અચળ" તથા જ્યા પુદ્દગલાદિક શરીરના અભાવે ન થવાથી "અરુગ" એટલે નિરોગી અને તે અવસ્થામા સુખનો અંત ન હોવાથી "અનંત" તેમ ત્યાં કોઇ પણ વિઘ્ન કરનાર ન હોવાથી "અવ્યાબાધ" તેમ જ ત્યાંથી પાછા ગમન કરવાનો અભાવ હોવાથી "અપુનરાવૃત્તિ" અને સઘળા અર્થ ત્યાં સિદ્ધ થવાથી "ગતિ" એવા નામે ઓળખાતા સ્થાનને પામેલા છો એવા જિનેશ્વરને નમસ્કાર થાઓ કે જેમણે સઘળા ભયોને જીતી લીધા છે. આવા નમુથ્થુણું-દ્વારા ગવાતા ગુણોથી અરિહંત પ્રભુ જગદ્દવિખ્યાત છે, અને વિદ્વાન દેવો સ્વર્ગના સુખને પણ વિસારી જેની સેવા કરતા ફરી તેમના જેવી વીતરાગી અવસ્થાનુ સુખ પામવા પ્રાર્થના કરે છે, જેમના પંચકલ્યાણક મહોત્સવ કરે છે, અને સામાન્ય મનુષ્યોથી તેમનું રૂપ, તેમનો સુગંધી વાસ તથા બીજા ઉત્તમ ગુણો લોકોત્તરપણુ તેમનુ પ્રગટ કરવા છતાં પણ વિષયવાસનાથી ભ્રમણામા પડેલા ભોળા પ્રાણીઓને જાગૃત કરવા, તેમના ઉપર શ્રદ્ધા રખાવવા અને ત્યા આવવા આકર્ષણ કરવા ઓગણીસ અતિશય એટલે આશ્ચર્યકારક ઋદ્ધિ તેમની આગળ દસ્યમાન કરે છે, જેમા મુખ્ય પ્રાતિહાર્યો નીચે પ્રમાણે છે

"अशोकवृक्षसुरपुष्पवृष्टि-,
दिव्यध्वनिश्चामरमासनं च।
भामंडलं दुंदुभिरातपत्रं,
सत्प्रातिहार्याणि जिनेश्वराणां ॥१॥"

જેના અશોકવૃક્ષને દેખવાથી ભવ્ય પ્રાણીઓના શોક દૂર થાય છે, અનાદિ કાળની દુર્ગંધને દૂર કરવા દેવતાઓની રચેલી ફૂલને પીડા ન થાય તેવી પુષ્પવૃષ્ટિ થાય છે. સર્વને પ્રભુની વાણી સંભળાય તેવો દેવતાએ નાદ પુરવાથી દિવ્યધ્વનિ થાય છે અને બન્ને બાજુએ ચામરો દેવાધિદેવપણુ સૂચવીને દેવો વીજે છે. રત્નમય સિંહાસન ઉપર ધર્મ નરેન્દ્રપણું જેઓનુ પ્રગટ કરાય છે. જેમનુ અપૂર્વ તેજ બીજાને દર્શન કરતા બાધા ન કરે માટે "તેજ"-નુ મંડળ પછવાડે દેવો રાખે છે, માટે હે ભવ્યજીવો ! તમે પ્રમાદ છોડી આ જિનરાજનુ શરણ લો એવું સૂચવતું દેવવાણું તે દેવદુંદુભી તરીકે છે તે વાગતુ-અવાજ કરતુ નજરે પડે છે આવી રીતે રાજાઓ પણ વીતરાગ પ્રભુના આવાગમનની ખબર પડતા પ્રજામા ઢંઢેરો પીટાવી તેમની સામે પરિવાર સહિત વાંદવા આવે છે જેથી જેમની પર્ષદા બાર પ્રકારની ગણાય છે. જેમા ચાર પ્રકારના દેવ,-વ્યંતર, ભુવનપતિ, જ્યોતિષી, વૈમાનિક અને તેમની દેવીઓ ચાર પ્રકારની એમ આઠ દેવી પર્ષદા તથા ચાર માનુષી પર્ષદા જેમા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો સમુદાય. તે વંદન-નમસ્કાર કરીને યથાયોગ્ય સ્થાનકે ઉપદેશ સાભળવા બેસે છે. કેટલાક અમૃતમય દેશના શ્રવણ કરી પોતાના આત્માને સંતુષ્ટ પમાડે છે ને કેટલાક ફરી જન્મ મળ્યો તેમ જાણે છે.



# "મૃત્યુ એટલે ? મુક્તિ: પરમ સુખ"

લેખક : આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

આપણે મૃત્યુનો શા માટે ભય રાખવો જોઇએ ? જગતમાં સર્વોત્કૃષ્ટ વસ્તુ મૃત્યુ છે, અને તે આત્માને માટે તો અત્યંત ઉપયોગી છે. વિકૃતિનું વિનાશક મૃત્યુ છે. જગતમાં જીવતો શત્રુ જન્મ છે પણ મૃત્યુ નથી. જન્મ ધારણ કરતી વખતે અત્યંત દિલગીર થવું જોઇએ. જન્મ થવાથી ઘણું ઘણું નુકસાન થાય છે. વસ્તુનો વિનાશ જન્મ થવાથી જ થાય છે. જન્મ એટલે શુદ્ધ વસ્તુમાં વિકૃતિ, શુદ્ધ વસ્તુનો વિનાશ અને મૃત્યુ એટલે મૂળ અવસ્થાને પ્રાપ્ત થવું–વસ્તુની શુદ્ધ અવસ્થા પ્રગટ થવી. એક મોટું જળાશય હોય તેમાં પરપોટા પ્રગટ થાય છે તે એક પ્રકારનો જન્મ છે, તે પાણીને વિકૃત અવસ્થામાં ઉત્પન્ન કરે છે અને તેનું મૃત્યુ થાય છે, પરપોટા ફુટી જાય છે તે પાણીની શુદ્ધ અવસ્થા છે. એક વૃક્ષનું બીજ હોય તેને સંયોગો મળવાથી ઊગે છે એટલે વૃક્ષનો જન્મ થાય છે તે એક પ્રકારની બીજમાં વિકૃતિ થાય છે. બીજનો વિનાશ થાય છે અને જ્યારે વૃક્ષનું મૃત્યુ થાય છે ત્યારે પાછું બીજરૂપે પ્રગટે છે. માટીના વાસણો, પુતળાં, નળીઆં. ઇંટો વિગેરે માટીનાં વિકારો છે. માટીમાં મૂળ સ્વરૂપનો વિનાશ છે. જ્યારે વાસણોનો વિનાશ થાય છે, મૃત્યુ થાય છે ત્યારે માટી મૂળ સ્વરૂપમાં આવી જાય છે. સોનાની લગડી તે મૂળ વસ્તુ છે અને તેના કંકણ, કુંડલ કે કડાં બનાવવાં એટલે સોનામાંથી ઘરેણાંનો જન્મ થવો તે વિકૃતિ છે. પાછાં તે જ કંકણ, કડાં આદિ ઘરેણાંનો વિનાશ-મૃત્યુ તે સુવર્ણની શુદ્ધ અવસ્થા છે, મૂળ સ્વરૂપ છે. 'પ્રકૃતિનો વિનાશ તે જન્મ અને વિકૃતિનો વિનાશ તે મૃત્યુ' અર્થાત્ જન્મ તે વિકૃતિ અને મૃત્યુ તે પ્રકૃતિ. જન્મ અનેક રૂપે થાય છે, પણ મૃત્યુ એક જ રૂપે થાય છે. જ્ઞાનની ખામીને લઇને જીવો વિકૃતિ અવસ્થામાં રાજી થાય છે અને પ્રકૃતિ અવસ્થામાં શોક કરે છે. જન્મ જે અત્યંત અહિતકર અને અશ્રેય કરનાર છે તેને હિતકર તથા શ્રેયસ્કર માને છે અને મૃત્યુ જે હિતકર તેમજ શ્રેયસ્કર છે તેને અહિતકર તથા અશ્રેયસ્કર માને છે. જન્મથી નિર્ભય રહેવું અને મૃત્યુથી બ્હીવું એવો અનાદિ કાળથી જીવોનો સ્વભાવ પડી ગયો છે. જન્મ છે તેનું મૃત્યુ પણ અવશ્ય છે જ. જન્મના અભાવથી મૃત્યુનો અભાવ થાય છે, માટે મૃત્યુનો ભય ટાળવો હોય તો જન્મનું મૂળ નષ્ટ કરવું જોઇએ. મૃત્યુથી ન બ્હીતાં ફરીને મૃત્યુ ન આવે તેવો પ્રયત્ન કરવો જોઇએ, એટલે કર્મની નિર્જરા કરવી–કર્મરૂપે વિકૃત થએલા જડના–પુદ્ગલના સ્કંધોનું આત્મપ્રદેશોથી છૂટા પડી જવું. મૃત્યુથી આત્મા શુદ્ધ થાય છે. આત્મા વિકૃત સ્વરૂપમાંથી બદલાઇને

પ્રકૃત–મૂળ સ્વરૂપમાં આવી જાય છે. ફરીને જન્મ ધારણ કરવાવાળું મૃત્યુ અને ફરીને ન જન્મ પામવારૂપ મૃત્યુ : આ પ્રમાણે બે પ્રકારના મૃત્યુમાથી ફરી ન જન્મ પામવારૂપ મૃત્યુ અતિ ઉત્તમ છે. એવા મૃત્યુની હમેશા ચાહના રાખવી જોઇએ. ફરીને જન્મ આપનાર મૃત્યુ હલકુ છે, છતા ઉત્તમ મૃત્યુનુ સાધન હોવાથી તેનાથી ભય ન રાખતા ઉત્તમ મૃત્યુ મેળવવા હમેશા ખુશીથી તેને સહયોગ આપવો જોઇએ. દુઃખથી રીબાતા માનવીઓ મૃત્યુ માગે છે, મૃત્યુ થવાથી દુ:ખમુક્ત થવાય છે, એ માન્યતા અમુક અશે સાચી છે, પણ તે અપુનર્જન્મા મૃત્યુ હોવુ જોઇએ. પુનર્જન્મા મૃત્યુથી તાત્કાલિક દુ:ખોના ધ્વસ થાય છે, પણ નૂતન જન્મથી નૂતન દુઃખોના જન્મ થાય છ. મૃત્યુ એટલે અનત દુ:ખોની ભાવશૂન્યતા અથવા તો સપૂર્ણ દુઃખની વિસ્મૃતાવસ્થા અપુનર્જન્મા મૃત્યુમા સમગ્ર દુઃખોની સપૂર્ણ વિસ્મૃતિ, અશેષ દુઃખોનુ સપૂર્ણ વિસ્મરણ તે જ પરમ શાતાવસ્થા છે, અવિચળ નીરની જેમ શુદ્ધાવસ્થા છે. ક્રિયામાત્ર દુઃખ–ધ્વંસ માટે કરાય છે, પણ તે વિસદશ ક્રિયાઓ વિસદશ દુ:ખને ઉત્પન્ન કર છે. પૂર્વ દુ:ખની તીવ્રતા અપર ક્રિયાથી નષ્ટ થાય છે, અને અપર ક્રિયાથી નૂતન દુઃખ ઉત્પન્ન થાય છે. પ્રારભે મદ હોવાથી સુખ રૂપે અનુભવાય છે, પણ પ્રત્યેક પળે દુઃખની વૃદ્ધિ થતી હોવાથી તેના ધ્વસ માટે અપર ક્રિયા કરવી પડે છે. જેમકે આપણે ચાલતા હોઇએ ત્યારે આપણને જે પરિશ્રમથી વેદના થાય છે તેને નષ્ટ કરવાને આપણે બેસી જઇએ છીએ બેસવાથી ચાલવાનો પરિશ્રમ મટે છે, પણ બેસવાથી અન્ય વેદના ઉત્પન્ન થાય છે, શરીર અકડાઇ જાય છે તે મરડવાને સૂઇ જઈએ છીએ, પણ અમુક વખત સૂતા પછી વાસાં દુખવા આવી જાય છે, એટલે પાછા બેસી જઇએ છીએ. પુન: તે જ વેદના થાય છે, એટલે પાછા આમ તેમ આટા મારીએ છીએ. આવી જ રીતે ક્રિયામાત્રમા નૂતન ક્રિયાની શરૂઆતમા પૂર્વોત્પન્ન દુઃખ, ધ્વંસ અને નૂતન દુ:ખની ઉત્પત્તિ થાય છે.

ઘડીઆળને ચાવી આપીએ ત્યારે તેની કમાન સકોચાઇ જાય છે, તે સકોચાએલી કમાનનો એકેક આટો ઊકલતો જાય છે તે મૃત્યુ છે. સપૂર્ણ આટા ઊકલી જવાથી ઘડીઆળ સ્થિર થઇ જાય છે, તે તેની પરમ શાતાવસ્થા છે, ફરીને ચાવી આપવી તે પુનર્જન્મ છે.

મૃત્યુની ઓથમા વિશુદ્ધિ છે. જન્મ અશુદ્ધિ ઉત્પાદક અને મૃત્યુ વિશુદ્ધિનુ ઉત્પાદક છે. જન્મથી શુદ્ધ વસ્તુ અશુદ્ધ થઇ જાય છે. અન્ય વિજાતીય વસ્તુનુ મિશ્રણ સિવાય જન્મ થતો નથી, અને વિજાતીય વસ્તુનુ મિશ્રણ તે જ અશુદ્ધિ મિશ્રણનો પૃથક્ભાવ તે મૃત્યુ, પૃથક્ભાવ તે જ શુદ્ધિ. મૃત્યુ સિવાય શુદ્ધિ નથી મૃત્યુઓની સીમા તે મુક્તિ. જે મૃત્યુને પુનર્મૃત્યુની આવશ્યકતા નથી તે જ મૃત્યુની સીમા : તે જ મુક્તિ.

# અભયંકર નૃપનું અદ્‌ભુત ચરિત્ર

સં. ગાંધી.

**પશ્ચિમ** મહાવિદેહની **પુષ્કલાવતી** નામની વિજયમાં પૃથ્વીના આભૂષણરૂપ **પુંડરીકિણી** નામની નગરી છે. તે નગરીમાં જગતનું કલ્યાણ કરનાર **ક્ષેમંકર** નામનો રાજા હતો અને તેની **અમરસેના** નામની પટરાણી હતી. એકદા મધ્યરાત્રિને સમયે તે રાણીએ બધા ગ્રહોને અનુકૂળ શુભ મુહૂર્ત્તમાં ચૌદ મહાસ્વપ્નથી સૂચિત મહાસમૃદ્ધિશાળી, દેવપૂજા, દયા, દાન અને ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાના દોહદોવડે પ્રગટ ગુણવાળા અનુપમ પુત્રરત્નને જન્મ આપ્યો. અત્યંત હર્ષને કારણે રાજાએ પુત્રજન્મોત્સવ કર્યો અને યોગ્ય સમયે તેનું **અભયંકર** એવું નામ પાડ્યું. દિવસે દિવસે વૃદ્ધિ પામતો તે કળાસંપન્ન કુમાર બધી કળાઓને શીખતો પૂર્ણિમાના ચંદ્રની ઉપમાને પામ્યો. એટલે પૂર્ણિમાને દિવસે જેમ ચંદ્ર સંપૂર્ણ કળાવાળો બને તેમ તે કુમાર પણ સર્વ કળાવાન બન્યો. એકદા રાત્રિના પાછલા પહોરે જાગૃત થયેલ તે રાજકુમારે અચાનક પોતાને કોઇ એક વનમાં રહેલો જોયો. "તે આ નગર નથી, તે આ ઘર નથી, તે આ દુનિયા નથી; તેમજ આ પૃથ્વી પણ તે નથી. પૂર્વે કદી નહીં જોયેલ એવો આ કોઇ અપૂર્વ પ્રદેશ જણાય છે. શું આ ઇંદ્રજાળ છે? શું આ સ્વપ્ન છે? શું મારો મતિભ્રમ છે?" આમ અનેક પ્રકારના સંકલ્પવિકલ્પોથી તેનું મન વ્યગ્ર બન્યું. આવા પ્રકારનો જેવો તે વિચાર કરે છે તેવામાં કોઇ એક વિનયી અને દિવ્ય રૂપધારી પુરુષ કુમાર પ્રત્યે નિર્મળ હાસ્યવાળી વાણી બોલ્યો કે–' હે ધીર પુરુષ! તું આશ્ચર્ય પામીશ નહિ. મેં તારું અપહરણ કર્યું છે અને તેમ કરવાનું કારણ પ્રાતઃકાળ થતાં જ તારી જાણમાં આવશે." આ પ્રમાણે સાંભળીને જેવામાં કુમાર કંઇ પણ બોલવા જાય છે તેટલામાં તો તે દિવ્ય પુરુષ ક્ષણમાત્રમાં અંતર્ધ્યાન થઇ ગયો. "આ શું?" એમ આશ્ચર્ય પામેલ; અને ત્યાં જ રહેલા તે રાજકુમારની રાત્રિ નિમેષ માત્રમાં વ્યતીત થઇ ગઇ.

ત્યારબાદ હર્ષથી પ્રફુલિત નેત્રવાળો, કૌતુક જોવાની ઇચ્છાવાળો તે કુમાર ત્યાંથી ઊઠીને વનશોભા જોવા લાગ્યો. મોટા ઘેરાવાવાળા ઝાડોથી દિશાને ઢાંકી દેતું તે વન, સૂર્યના ભયને લઇને જાણે અંધકારે અહીં જ સ્થાન કર્યું હોય (આશરો લીધો હોય) તેવું લાગ્યું એટલે કે તે વન એટલી ગીચ ઝાડીવાળું હતું કે સૂર્ય–કિરણનો પ્રવેશ પણ થઇ શકતો ન હતો. મોટા મોટા પર્વતો અને દોરી જેવા આકારવાળા (નાના) ઝરણાઓથી કામદેવની છાવણીરૂપ તે વને કુમારનું ચિત્ત હરી લીધું. અપ્સરાઓથી ઉપભોગ કરાયેલ કુંજોવાળું તે વન જોતાં જોતાં તેણે નિર્મળ માનસ સરોવર જોયું. સુવર્ણ કમળોથી શોભતા તે સરોવરને જોઇને કુમારે તેને, સમાઇ ગયા છે મુખરૂપી કમળો જેમાં એવી દિશારૂપી સ્ત્રીઓનું દર્પણ માન્યું. ત્યારબાદ પવનથી ડોલતા કમળોવાળા સરોવરના પાણીમાં સ્નાનાદિ પવિત્ર ક્રિયા કરીને ફરી વાર તે જંગલમાં ફરવા લાગ્યો. આગળ ચાલતાં ચાલતાં તેણે વંદનને યોગ્ય, જોવા લાયક, સુવર્ણમય કોઇ એક ઊંચો મહેલ જોયો. અતિ આશ્ચર્યથી પ્રગટેલ આનંદવડે પ્રોત્સાહિત થએલ તે કુમાર તેના પહેલે માળે ગયો. અનુક્રમે મહેલની સુંદરતા જોતો જોતો તે નિષ્કપટી કુમાર સૌથી ઉપલે માળે ગયો. ત્યાં જઇને તેણે પોતાની સમક્ષ દિવ્ય આકૃતિવાળા, યોગને લગતા વસ્ત્રોથી ચોતરફ વીંટળાએલા, અક્ષમાળાથી પવિત્ર, આત્મનિરીક્ષણ કરતાં, પવન–રોધ કરનાર, જાણે સાક્ષાત્ યોગે જ શરીર ધારણ ન કર્યું હોય તેમ શરીરધારી યોગસ્વરૂપ જેવા એક યોગી મહાત્માને જોયા. રાજકુમાર પ્રણામ કરીને બેઠો એટલે સમાધિ ઉતારીને તે યોગીન્દ્ર અમૃત સરખી વાણી બોલ્યા

એક બીજી પણ વાત છે. એકાંતવાદ વક્તા સાથે અધિક સંબંધ રાખે છે, કારણ કે વકતાની દૃષ્ટિ પણ વિધાનાત્મક રહે છે. તે પ્રકારે સ્યાદ્વાદ શ્રોતા સાથે અધિક સંબંધ રાખે છે, કારણ કે તેની દૃષ્ટિ હંમેશા ઉપયોગાત્મક રહ્યા કરે છે. વક્તા અનેકાંતવાદદ્વારા નાના ધર્મવિશિષ્ટ વસ્તુનું દિગ્દર્શન કરાવે છે અને શ્રોતા સ્યાદ્વાદની સહાય તે વસ્તુના ઉપયોગી અંશને કેવળ પોતાને માટે ગ્રહણ કરે છે.

આ કથનથી એ તાત્પર્ય નહિ લેવું જોઇએ કે વક્તા 'સ્યાત્'ની માન્યતાને અને શ્રોતા અનેકાંતની માન્યતાને ધ્યાનમાં રાખતા નથી. જો વક્તા સ્યાતની માન્યતા ધ્યાનમાં નહિ રાખે તો તે એક વસ્તુમાં પરસ્પર વિરોધી ધર્મોનો સમન્વય ન કરી શકવાના કારણે તે વિરોધી ધર્મોના તે વસ્તુમાં વિધાન જ કેમ કરી શકશે ? એમ કરતાં સમયવિરોધરૂપ સિપાહી ચોરની જેમ તેનો પીછો પકડવાને હમેશાં તૈયાર રહેશે. એ પ્રકારે જો શ્રોતા અનેકાંતવાદની માન્યતાને ધ્યાનમાં નહિ રાખે તો તે દૃષ્ટિભેદ કયા વિષયમાં કરશે ? કારણ કે દૃષ્ટિભેદનો વિષય અનેકાંત અર્થાત વસ્તુના નાના ધર્મ તો છે જ.

એટલે ઉપરના કથનથી કેવળ એટલું તાત્પર્ય લેવું જોઇએ કે વક્તાને માટે વિધાન પ્રધાન છે ને સ્યાતની માન્યતાપૂર્વક અનેકાંતની માન્યતાને અપનાવે છે તે માટે ઉપયોગપ્રધાન છે તે અનેકાંતની માન્યતાપૂર્વક સ્યાતની માન્યતાને અપનાવે છે. માનો કે એક મનુષ્ય અનેકાંતવાદની સહાયદ્વારા એવા અનુમાન પર પહોંચે કે મનુષ્ય વસ્તુત્વના સંબંધે નાના ધર્માત્મક છે. તે પિતા છે, પુત્ર છે, મામા છે, ભાઇ છે, આદિ આદિ છે. આપણે વકતાની હેસિયતે તેના આ સંપૂર્ણ ધર્મોનું નિરૂપણ કર્યું. સ્યાદ્વાદથી એ વાત સત્ય થઇ કે તે પિતા છે–સ્યાત્ કોઇપણ પ્રકારે દૃષ્ટિ વિશેષે અર્થાત્ પોતાના પુત્રની અપેક્ષાએ. તે પુત્ર છે–સ્યાત્ કોઇ પ્રકારે અર્થાત્ પોતાના પિતાની અપેક્ષાએ. તે મામા છે-સ્યાત્ કોઇ પ્રકારે અર્થાત પોતાના ભાણેજની અપેક્ષાએ. તે ભાઇ છે–સ્યાત કોઈ પ્રકારે અર્થાત્ પોતાના ભાઇની અપેક્ષાએ. હવે જો શ્રોતા લોકોને તે મનુષ્ય સાથે આ દૃષ્ટિઓમાં કોઇ પણ દૃષ્ટિથી સંબંધ હોય તો તે પોતપોતાની દૃષ્ટિએ પોતપોતાની માન્યતાને અનુકૂળ ધર્મને ગ્રહણ કરતા રહેશે. પુત્ર તેને પિતા કહેશે, પિતા તેને પુત્ર કહેશે, ભાણેજ તેને મામા કહેશે અને ભાઇ તેને ભાઇ કહેશે, પણ અનેકાંતવાદને ધ્યાનમાં રાખીને તે એક બીજાના વ્યવહારને અસંગત નહિ ઠરાવશે. અસ્તુ.

આ પ્રકાર અનેકાંતવાદ અને સ્યાદ્વાદના વિશ્લેષણનો યથાશક્તિ પ્રયત્ન છે. આશા છે કે આથી પાઠકજન આ બંને સ્વરૂપને સમજવામાં સફલ થવા સાથે સાથે વીર ભગવાનના શાસનની ગંભીરતાનો સહજમાં અનુભવ કરશે અને આ બેઉ તત્ત્વોદ્વારા સાંપ્રદાયિકતાના પરદાને હટાવીને વિશુધ્ધ ધર્મની આરાધના કરતા અનેકાંતવાદ અને સ્યાદ્વાદના વ્યવહારિક રૂપને પોતાના જીવનમાં ઉતારીને વીર ભગવાનના શાસનની અદ્વિતીય લોકોપકારિતાને સિધ્ધ કરવામાં સમર્થ થશે.

[ ઉદ્ધરિત "અનેકાન્ત" ]

'અનેકાંત' માસિક વર્ષ ૨, કિરણ ૧ લાંમાંના હિંદી લેખનો અનુવાદ. મૂળ લેખક શ્રી પં. વંશીધર વ્યાકરણાચાર્ય, ન્યાયતીર્થ વ સાહિત્યશાસ્ત્રી.



પાં ☆ ચ
સ ☆ કો ☆ ર

# સંતોષ

અનુ૦ અશ્યામી B. A.

આજકાલ એમ કહેવામાં આવે છે કે આળસુ અને અકર્મણ્ય લોકો પોતાની દુર્બળતા છુપાવવા માટે સંતોષના વખાણ કર્યા કરે છે વસ્તુતઃ સંતોષ એવા નકામા લોકોના કામની ચીજ છે. આ સંતોષની ભાવનાએ ભારતવાસીઓને કર્તવ્યવિમુખ બનાવીને પરાધીનતાની બેડીઓમાં જકડી લીધા છે. એનાથી મુક્ત થવાનો ઉપાય અસંતોષ, વૃદ્ધિ અને વિસ્તાર જ છે. અસંતોષ જ ઉન્નતિનું મૂળ છે, અસંતોષ જ આપણી સ્થિતિનો સાચો અનુભવ કરાવીને આગળ વધવાને માટે પ્રોત્સાહિત કરે છે, અસંતોષથી જ જીવનમાં જાગૃતિ આવે છે અને અસંતોષ જ મનુષ્યને કર્તવ્યપરાયણ બનાવીને તેને સુખી બનાવી શકે છે.

એટલા માટે આજકાલ આ યુગના પ્રસિદ્ધ જનસેવકો તરફથી જ્યાં ત્યાં અસંતોષની આગ સળગાવવાના વિવિધ પ્રયત્નો કરવામાં આવે છે. અસંતોષની આગ સળગાવવાથી વિશ્વવ્યાપી ક્રાંતિ થશે અને ક્રાંતિ થતા સ્થાયી સુખના સાધન એકત્ર થશે તેથી કરીને અત્યારે જે જનસમુદાય દુઃખી છે અથવા જેના દુઃખનિવારણના થોડા ઘણા સાધનો પણ મોજુદ છે તેઓએ દુઃખ-નિવારણનો ઉપાય નહિ કરવો જોઇએ, કેમકે દુઃખો ઓછા થવાથી અસંતોષ દબાઇ જશે અને તેને લઇને ક્રાંતિમાં વધારે વિક્ષેપ થશે. આવો મત આજકાલના ઉન્નતિકામી પુરુષોમા છે

એટલું સત્ય છે કે લક્ષ્ય પ્રાપ્ત કરવા માટે મનની અંદર અસંતોષની વૃત્તિ જાગવી જોઇએ પણ એ લક્ષ્ય શું છે? એ પ્રશ્ન સૌથી વધારે વિચારણીય છે.

વિષયસુખને માટે અસંતોષની જાગૃતિ કદાપિ લાભદાયક નથી, કેમકે વિષયસુખ સાચું સુખ છે જ નહિ. વિષયસુખ માટે જેટલો અસંતોષ વધશે, તેને મેળવવાના જેટલા પ્રયત્નો થશે અને જેટલો વિષય પ્રાપ્ત થશે તેટલો જ વિષયોનો અભાવ વધશે ગમે તેટલા વિષયોની પ્રાપ્તિ થાય, ગમે તેટલા દુર્લભ વિષયો મળી જાય પરંતુ મનુષ્યનું મન કદાપિ તેનાથી તૃપ્ત થઇ શકતુ નથી. યયાતિ રાજાએ પોતાના પુત્રની જુવાની મેળવીને હજારો વર્ષ સુધી વિષયભોગ કરીને ભોગતૃષ્ણા તૃપ્ત કરવા ઇચ્છયુ, પરંતુ તે ઉત્તરોત્તર વધતી જ ગઈ ત્યારે તેણે હારીને કહ્યુ 'પૃથ્વીમા જેટલી ખાવાપીવાની ચીજો, ધન, દોલત, હાથી, ઘોડા, ગાય, સ્ત્રી, પુત્ર છે તે સઘળુ મળવાથી પણ કામાસક્ત મનુષ્યના મનની કદી તૃપ્તિ થઇ શકતી નથી. વિષયોની કામના, વિષયો ભોગવવાથી કદી પણ શાંત થતી નથી. ઘી નાખવાથી જેવી રીતે આગ વધારે થાય છે તેમ કામનાની આગ પણ વધારે થાય છે જ્યારે મનુષ્ય કોઇનુ પણ બુરું ન ઇચ્છીને સર્વ પ્રાણીયોમા સમદષ્ટિ થઈ જાય છે ત્યારે તેને સર્વ દિશાઓ સુખમય ભાસે છે. જે વસ્તુનો ત્યાગ કરવાનુ દુર્બુદ્ધિ પુરુષોને માટે બહુ કઠીન હોય છે. અને શરીર જીર્ણ થઇ જવા છતા પણ જે જીર્ણ નથી થતી તેવી તૃષ્ણાનો સુખી થવા ઇચ્છનાર માણસે જલ્દી ત્યાગ કરવો જોઇએ. અને પુરાં એક હજાર વર્ષ

સુધી નિરંતર વિષયસેવન કર્યું છતાં પણ મારી તૃષ્ણા બૂઝી નહિ પણ ઊલટી વધતી જાય છે અને જ્યાં જ્યાં વિષયોની તૃષ્ણા વધે છે ત્યાં ત્યાં પરિણામે દુઃખ વધતું જાય છે.'

એટલા માટે એવું અનિત્ય, અપૂર્ણ અને ક્ષણભંગુર વિષયસુખ માનવજીવનનું લક્ષ્ય નથી. માનવજીવનનું લક્ષ્ય તો સર્વોપરી સુખની પ્રાપ્તિ છે. જે અખંડ, અનંત, પૂર્ણ અને હંમેશા એક રસ છે, એટલા માટે જે પુરુષને ખરેખરા સુખની ઇચ્છા હોય તેણે ભોગતૃષ્ણાનું દમન કરીને જે કાંઈ સુખ-દુઃખ પ્રાપ્ત થયાં હોય તેનાથી સંતુષ્ટ રહેવું જોઈએ. તૃષ્ણા-નાશપૂર્વક સંતોષમાં જેવું સુખ રહેલું છે તેવું સુખ લોક પરલોકના કોઈ પણ ભાગમાં રહેલું નથી.

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णासुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥

સાંસારિક ભોગોમાં અને સ્વર્ગાદિ દિવ્ય સુખોમાં કોઈ પણ સુખ તૃષ્ણાક્ષયના સુખના સોળમા ભાગની બરાબર નથી.

યોગાચાર્ય શ્રી પતંજલીએ કહ્યું છે કે--

संतोषादनुत्तमसुखलाभः ।

સંતોષથી અનુભવ સુખની-નિરતિશય આનંદની પ્રાપ્તિ થાય છે. અસંતોષથી હંમેશા સર્વગત આત્મામાં સ્થિતિ થાય છે અને ત્યારે સાચો, અખંડ, નિરતિશય આનંદ મળે છે, કેમકે અનંત, અસીમ, સનાતન, નિત્ય, સર્વગત, અચળ, અવિનાશી, આનંદ આત્મામાં જ છે તે આનંદ જ આત્માનું સ્વરૂપ છે એનાથી જ આત્માનંદ પુરુષો દરેક સ્થિતિમાં આત્માનંદમાં જ નિમગ્ન રહે છે. કહ્યું છે કે-"જેને આત્મામાં રતિ છે, જે આત્મામાં તૃપ્ત છે અને આત્મામાં જ સંતુષ્ટ છે તેને માટે કોઈ કર્તવ્ય જ નથી."

સંતોષ, આળસુ અને અકર્મણ્ય પુરુષોના કામની ચીજ નથી, આળસુ અકર્મણ્ય પુરુષો સંતોષી નથી હોતા, તેઓ તો કામનાની જ્વાળામાં હમેશાં બળ્યા કરે છે, તેઓની તૃષ્ણા કદી પણ મટતી નથી. કુશળતાપૂર્વક કામ કરવાની શક્તિ અને મતિ નહિં હોવાથી તેઓ સંતોષનું નામ લે છે. તેઓનો સંતોષ આધ્યાત્મિક માર્ગના પરમ સાધનરૂપ સંતોષથી સર્વથા ભિન્ન છે. સંતોષ તો મનુષ્યને વિષયાસક્તિથી છોડાવીને, તૃષ્ણાના તપેલા પ્રવાહથી જુદો પાડીને ઈશ્વરાભિમુખ બનાવીને સાચો કર્તવ્યશીલ બનાવે છે. શાંત ચિત્તવાળો સંતોષી પુરુષ જ પોતાના બધા વ્યક્તિગત સ્વાર્થો છોડીને નિષ્કામભાવથી દેશ અને વિશ્વના કલ્યાણને માટે કર્તવ્ય કર્મનું આચરણ કરી શકે છે.

સંતોષની ભાવનાએ ભારતવાસીઓને કર્તવ્યવિમુખ અને પરાધીન બનાવી દીધા છે એ કલ્પના ભ્રમમાત્ર છે. ઊલટું સંતોષનો અભાવ અને તૃષ્ણાની પ્રબળતાએ મનુષ્યના મનમાં દેશપ્રેમ તથા વિશ્વપ્રેમના આદર્શ ભાવો નષ્ટ કરીને દેશ અને વિશ્વ પ્રત્યે વિશ્વાસઘાત કરનારી હલકી વૃત્તિઓ પેદા કરી છે. ભોગતૃષ્ણાને લઈને મનુષ્ય, પોતાના જરા જેટલા સ્વાર્થ ખાતર દેશાત્મા અને વિશ્વાત્માનો નાશ કરવા તૈયાર થઈ જાય છે, અને પરિણામે પોતાની મૂર્ખાઈથી પોતાના વિનાશના સાધન કરી બેસે છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે અસંતોષ ઉન્નતિનું નહિ પણ અવનતિનું જ મૂળ છે. અસંતોષથી જ જીવનમાં જાગૃતિ નથી આવતી. જીવનમાં સાચી જાગૃતિ આવે છે સત્ત્વગુણની વૃદ્ધિથી.

અસંતોષથી તો સત્ત્વગુણનો વિકાસ રોકાઈ જાય છે, જેના પરિણામરૂપ ભય, દ્વેષ, શત્રુતા,

હિંસા, અશાંતિ અને દુઃખો આવે છે, એ જ કારણથી આજે જગતમાં જેટલો અસંતોષ વધી રહ્યો છે તેટલો જ ભય, દ્વેષ, શત્રુતા, હિંસા, અશાંતિ અને દુઃખોનું જોર પણ વધી રહ્યું છે સંતોષના સાધનથી મનુષ્યની ભોગલાલસા શાંત થાય છે, તે પરમાત્મા પર વિશ્વાસ રાખીને સત્ય તથા ન્યાયના માર્ગે જીવનનિર્વાહ કરતા શીખે છે, અને સત્યના રક્ષણ ખાતર પ્રાણનું બલિદાન આપી શકે છે. પરમાત્મા જ એક માત્ર સત્ય છે અને એની પ્રાપ્તિ એ જ મનુષ્ય જીવનનો એક માત્ર ઉદ્દેશ છે એ સત્ય મેળવવા માટે જ સંતોષનું સાધન કરવાની પરમ આવશ્યકતા છે.

સંતોષનું સાધન બે રીતે થઈ શકે છે. આત્માના સ્વરૂપને સમજીને આત્માની પૂર્ણતામાં વિશ્વાસ કરવાથી અથવા પરમ મંગલમય પરમાત્માના વિધાન પર નિર્ભર રહેવાથી બન્નેનું ફળ એક જ છે. એક જ્ઞાનીઓનો માર્ગ છે, બીજો ભક્તોનો માર્ગ છે. શ્રીમદ્ ભગવત ગીતામાં ભક્તોના લક્ષણ બતાવવામાં બે વખત 'સંતુષ્ટ' શબ્દનો પ્રયોગ કરીને ભક્તોમાં સંતોષની આવશ્યકતા સિદ્ધ કરી છે.

' संतुष्टः सततम् ' ' संतुष्टो येन केनचित् '

અને ચતુર્થ અધ્યાયમાં કહ્યું છે કે—

यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ।
गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

"જે પુરુષ પરમાત્માના વિધાન અને પ્રકૃતિના નિયમ અનુસાર વગર પ્રયાસે પ્રાપ્ત વસ્તુ તથા સ્થિતિમાં સંતુષ્ટ છે, હર્ષ શોકાદિમાં અલિપ્ત છે, સફળતા અસફળતામાં સમબુદ્ધિ રહે છે તે કર્તવ્ય કર્મ કરવા છતાં કર્મબંધનમાં બંધાતો નથી, કેમકે આસક્તિથી રહિત, પરમાત્માના જ્ઞાનમાં સ્થિત ચિત્તવાળા મુક્ત પુરુષના સમસ્ત કર્મો જે તે લોકકલ્યાણ માટે કરતો હોય છે તે પરમાત્મામાં જ વિલીન થઈ જાય છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સંતોષ મનુષ્યને કર્તવ્ય કર્મના ત્યાગ માટે અડચણ નથી કરતો, ઊલટો તે તેને અચળ સમત્વની શાંતિમય ભૂમિકા પર પહોંચાડીને હમેશને માટે સુખી બનાવે છે અને જે જે લોકો તેના સંબંધમાં આવે છે તેને પણ સુખી બનાવવાનો યત્ન કરે છે.

## સાચો શ્રમણ.

જેની પ્રવૃત્તિઓ જીવજંતુનો વધ ન થાય તે માટે કાળજીવાળી છે, જેના મન-વાણી-કાયા સુરક્ષિત છે, જેના ઇંદ્રિયો નિયંત્રિત છે, જેના વિકારો જિતાઈ ગયેલા છે, જેનામાં શ્રદ્ધા અને જ્ઞાન પરિપૂર્ણ છે, તથા જે સંયમી છે તે શ્રમણ કહેવાય.

જેને આ લોક કે પરલોકમાં કશી આકાંક્ષા નથી, જેના આહારવિહાર પ્રમાણસર છે તથા જે ક્રોધાદિ વિકારથી રહિત છે તે સાચો શ્રમણ છે.

—શ્રી કુંદકુંદાચાર્ય

# આત્મહિતશિક્ષા—ભાવના

તું જીવ છે તું જડ નથી, ચૈતન્ય તારું રૂપ છે,
જડ વિશ્વ તારું દાસ છે, તું તો સહુનો ભૂપ છે;
નિર્બળ બની તું દીનતા, શું દાખવે જડ આગળે?
શક્તિ અનંતીના ધણી, જડમાં જઈ તું શું ભળે? ૧

શી ખોટ છે ત્હારી કને, આનંદની ને સુખની?
ચિંતા ન કર આનંદઘન, તુજમાં ન માત્રા દુઃખની;
તું સિંહ છે નિજ રૂપ જો, જંબુકની તજ ભાવના,
આ ઝાંઝવાના નીર સમ, સંસાર–સુખમાં રાચ ના. ૨

તન ધન સ્વજનમાં ઐક્યતા, તું વ્યર્થ શું કરવા કરે?
તુજથી નિરાળાં એ સહુ, સહુથી નિરાળો તું ખરે;
જડ ભાવ સહુ સંસારના, સંયોગથી આવી મળ્યા,
રે જીવ! તેં મમતા કરી, તેથી કરી તુજ ગુણ ટળ્યા. ૩

નિજ ભાવ છોડીને સદા, પરભાવમાંહિ તું રમ્યો,
તેથી કરી તું જીવયોનિ, લાખ ચોરાશી ભમ્યો;
જગમાં તને બહુ રૂપમાં, જે વસ્તુઓ દેખાય છે,
તે નવ નવા સહુ જડતણા, પર્યાય જગમાં થાય છે. ૪

બદલાય વસ્તુની અવસ્થા, નાશ તે કહેવાય છે,
જ્યમ દૂધ મેળવવા થકી, દહીં રૂપમાં બદલાય છે;
માટે ન કર તું શોક ચેતન, નષ્ટ વસ્તુનો કદા,
નિજ રૂપ નિહાળી ખરે, આનંદમાં તું રહે સદા. ૫

વાંછા ન કર તું વિષયની, જડ વસ્તુનાં તે ધર્મ છે,
નિજ ધર્મ છોડી સેવવો, પરધર્મ તે જ અધર્મ છે;
અભિલાષ સુખનો છે તને, તે સુખ છે તારી કને,
તું જ્ઞાન–ચક્ષુથી નિહાળી, જો જણાશે તે ત્હને. ૬

આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

# પ્રાસંગિક નોંધ

## એક દિવસ કત્લખાનું બંધ—

કરાચીની મ્યુનિસિપાલીટીના એક કોરપોરેટર ભાઇ ખીમચંદ શાહની દરખાસ્તથી ત્યાં એક એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે કે "વર્ષભરમાં એક દિવસ માટે કરાંચીના સમસ્ત કત્લખાનાઓ બંધ રાખવા."

આ ઠરાવ પ્રમાણે તા. ૨ જી ઓકટોબરનો દિવસ નક્કી કરવામાં આવેલ છે, અને તે પ્રમાણે ગત તા. ૧૨ મીના રોજ ત્યાં કતલખાના બંધ રાખી સારાએ દિવસને "અહિંસા" દિવસ તરિકે ઉજવવામાં આવેલ આ ઠરાવ પસાર કરાવવામા કરાંચીના મેયરસાહેબ, એક પારસી ગૃહસ્થ શ્રી સીંધવાનો સહકાર અને મુનિ મહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજની પ્રેરણા પણ એટલી જ પ્રશસનીય હતી

ઠરાવ રજૂ થવા પછી, ઠરાવને અંગે જે જે હકીકતો એકત્ર કરવામાં આવેલ, તેમાથી જાણવામાં આવેલ કે—

(૧) આ રીતે એક દિવસ કત્લખાનુ બધ રાખવાનો ઠરાવ હિન્દભરમાં કોઇ સ્થાને અત્યારે છે નહિ

(૨) લન્ડન જેવા પાશ્ચિમાત્ય દેશમાં, ત્યાંની પ્રજા ત્યા આગળ, એક દિવસ કત્લખાનું બંધ રહે તેવી ભાવના રાખે છે

આ સયોગો વચ્ચે, સિંધ જેવો માસાહારી પ્રદેશ આ મતલબનો ઠરાવ પસાર કરે, એ ખરેખર અન્ય પ્રદેશો માટે વિચારવા જેવું, અને કરાંચી માટે પ્રશંસનીય પગલું ગણાય.

'જીવદયા'નો પાઠ આજે આપણે શીખવાનો ન હોય એ સૂત્ર તો આપણી સંસ્કૃતિના મૂળમા ઠાસી ઠાસીને ભરેલું છે, એમ છતાં જીવદયાનો સદેશ જગતને કેમ પહોંચાડવો? એ પરમ સૂત્ર જગતને કેમ પચાવવું? તે હજુ બરાબર સમજતા નથી. એ વસ્તુ સાધવામાં જરૂર આપણે પછાત છીએ અલબત્ત જીવદયા માટે આપણે કંઇ ને કંઈ કરતા આવ્યા છીએ અને કરી પણ રહ્યા છીએ, પરંતુ પ્રાધાન્યપણે તેમા રહેલ વ્યાપારી દૃષ્ટિ ગૌણ બનાવી, આધુનિક પ્રચારદૃષ્ટિનો ઉપયોગ વિચારવામાં ન આવે ત્યાસુધી તેનું સચોટ અને સંગીન પરિણામ ન આવી શકે

આ ઠરાવ પછી આપણે એ પણ જોઇ શકયા છીએ કે લન્ડનમા પણ એક દિવસ કત્લખાનું બધ રાખવાની ભાવના જન્મવા પામી છે જ્યારે અહિંસાપ્રધાન હિન્દમાં એ માટેની ભાવના હોય એ સ્વાભાવિક છે. અલબત્ત એ દિશામા હજુ આપણે પ્રયાસ કર્યો નથી, એમ છતાં કરાંચીની જેમ સ્થળે સ્થળે યોગ્ય પ્રયાસ કરવામાં આવે તો વધુ નહીં તો એક દિવસ કત્લખાનું બધ રખાવવાનો પ્રયાસ નિષ્ફળ ન જ નીવડે.

જીવદયાપ્રેમી ભાઇઓ સ્થળે સ્થળે આ પ્રશ્ન ઉપાડી કરાચીના આ ઠરાવને સત્કારવાને અને પોતાના સ્થાને આવો ઠરાવ પસાર કરાવવા માટે લાગતા-વળગતાઓને સૂચવવાનું હાથ પર લ્યે તો બહુ જ ટૂંકા સમયમા આવો ઠરાવ હિન્દભરમા આપણે પસાર કરાવી શકીએ.

ઇચ્છીએ કે જૈન કે જૈનેતર કોઇ જીવદયાપ્રેમી સમાજ આ પ્રશ્નને અપનાવી લ્યે અને યોગ્ય ઠરાવો કરી ઘટતા સ્થાને મોકલી આપે.

× × × ×

## અનુચિત આક્ષેપો—

જૈન સસ્કૃતિ અને ઇતિહાસ પર અનુચિત આક્ષેપો થવાના ઘણાં પ્રસંગો અવારનવાર બહાર આવે છે.

સામાન્ય રીતે આવા આક્ષેપોમાં જૈનેતર લેખકનું અજ્ઞાન હોય છે. જૈન ધર્મ સંબંધી જોઈએ તેટલી વિગત તેઓ મેળવતા નથી અને અધૂરી વિગતને પરિણામે તેમના હાથે આલેખાતું સાહિત્ય જૈન સંસ્કૃતિને અંગે ગેરસમજ ઉત્પન્ન કરે છે. આમાં કેટલુંક સાહિત્ય યુવાન-વિદ્યાર્થીઓના હાથમાં એમના અભ્યાસ માટે મુકાય છે, કેટલુંક સાહિત્ય વિદ્વાન ગણાતા સાહિત્યપ્રેમી જગત સમક્ષ રજૂ થાય છે અને કેટલુંક આમજનતા સમક્ષ પણ રજૂ થાય છે.

તાજેતરમાં કાનપુરથી 'આનંદમાળા' નામની પુસ્તક પ્રકાશન સંસ્થાએ 'ભારતવર્ષનો ઇતિહાસ' નામનું હિન્દી પુસ્તક શ્રી રામકૃષ્ણ માથુર નામના લેખક પાસે લખાવી બહાર પાડયાની વાત બહાર આવી છે. અને તે પાઠ્ય-પુસ્તક તરીકે મંજૂર થતાં વિદ્યાર્થી આલમમાં પ્રચાર પામતું જાય છે.

આ પુસ્તકમાં ભગવાન મહાવીરનો સમય, સંસ્કૃતિ અને જીવન-સંદેશને બહુ જ વિકૃત રીતે ચીતર્યો છે, જે અભ્યાસીના મન પર જૈન-ધર્મ માટે છેક અવળી જ છાપ પાડે છે.

મુનિશ્રી જ્ઞાનસુંદરજી મહારાજનું આ તરફ લક્ષ જતાં તેઓશ્રીએ સમાજનું એ તરફ એક લેખદ્વારા ધ્યાન ખેંચ્યું છે.

અજ્ઞાત લેખકોને હાથે જૈન સંસ્કૃતિ પર આલેખાતા આવા આક્ષેપોનો આ પ્રથમ પ્રસંગ નથી. પ્રાન્ત પ્રાન્તના જુદી જુદી ભાષામાં પ્રગટ થતાં સાહિત્યનું જો અવલોકન કરવામાં આવે તો આવા આક્ષેપોની એક મોટી હારમાળા આપણી સામે ખડી થાય, પણ એ જાતનું વ્યવસ્થિત અવલોકન કરનાર વ્યક્તિઓની આપણી પાસે સગવડ કયાં છે ?

કોઇ વાચક કે વિદ્વાનના હાથમાં, કોઇ કાળે અકસ્માત આવું સાહિત્ય આવી પડે છે અને તે કોઇ વખત આપસમાં ચર્ચા કરીને એ આક્ષેપ યુક્ત સાહિત્યને અંગે પોતાની ફરજ પૂરી માને છે, તો કોઇ તેને અંગેનું એકાદ નિવેદન લખી, વર્તમાન પત્રોને પાને એ માટે યોગ્ય ફરિયાદ નોંધાવે છે. વાચકો આવા નિવેદનો વાંચી ખેદ જાહેર કરે છે, અને એટલેથી એ અનુચિત આક્ષેપોના વિરોધનું કાર્ય પરિપૂર્ણ થતું હોય તેમ વિરોધનો પ્રવાહ ત્યાં થંભી જાય છે.

આ પ્રશ્ન જ્યાં સુધી ગંભીરપણે ન વિચારાય ત્યાં સુધી આક્ષેપોની પરંપરા અટકવાને બદલે વધે તે સ્વાભાવિક છે. કોઇપણ આગેવાન સંસ્થા અભ્યાસ મંડળ જેવું તંત્ર ઉપસ્થિત કરી, આ કાર્ય ઉપાડી લે તો બહુ જ ઓછા શ્રમે આ કાર્ય આટોપી શકાય.

આવું મંડળ-પ્રાન્તે પ્રાન્તમાં ત્યાંના વિદ્વાનોનું એક મંડળ સ્થપાવે અને તે મંડળ પ્રગટ થતું સાહિત્ય અવલોકે અને જ્યારે જ્યારે ધ્યાન ખેંચવા જેવો કોઇ પ્રશ્ન હોય ત્યારે કેન્દ્ર-સભાદ્વાર એવા સાહિત્યના લેખક, પ્રકાશક કે સંચાલકનું લક્ષ ખેંચી, પરસ્પર ચર્ચા કરી આક્ષેપોનું નિવારણ કરી શકે.

આ રીતનું કોઇ જવાબદાર તંત્ર યોજાય તો કોઇ આક્ષેપોનો પ્રશ્ન અણઉકલ્યો ન રહેવા પામે તેટલું જ નહી પરંતુ સમય જતાં, જૈન સંસ્કૃતિને અંગે લખવા માગતા લેખકો સાથે પણ તેમના લેખન પહેલા જ ચર્ચા કરી લેવાના પ્રસંગો આપોઆપ યોજાતા આવશે.

આવું મંડળ જૈન સાહિત્યનો વિશાળ જગતમાં પ્રચાર કરવાનું કે કોઇ સ્થાને તૈયાર થતી વાચનમાળાઓમાં જૈન સંસ્કૃતિને અંગે યોગ્ય પાઠમાળાઓ દાખલ કરાવવાનું કાર્ય પણ કરી શકે.

આ અને આવા અનેક પ્રશ્નોનો ઊકેલ આવું અભ્યાસ મંડળ બહુ જ સારી રીતે કરી શકે એ નિઃસંદેહ છે. આશા રાખીએ કે જૈન જગતની આગેવાન અને જવાબદાર સંસ્થાઓ આ માટે યોગ્ય સંચાલન કરી જૈન સંસ્કૃતિના પ્રચારનું અને અયોગ્ય આક્ષેપો નિવારવાનું મહદ્ કાર્ય તરતમાં ઉપાડી લ્યે.




## અત્યંત ખેદજનક અવસાન

આ સભાના મુખ્ય સેક્રેટરી બંધુ વલ્લભદાસ ત્રિભુવનદાસના પુત્રરત્નનુ લગભગ દોઢ વર્ષની ઉમ્મરમા જ આસો શુદિ ૧૩ ના દિવસે ખેદજનક અવસાન થયું છે. આ અવસાન ખાસ કરીને નોધવા લાયક એટલા માટે છે કે ભાઇશ્રી વલ્લભદાસભાઇને પુત્રરત્નની પ્રાપ્તિ મોટી ઉમ્મરે થઈ હતી અને તેની મુખમુદ્રા જોતા આગાહી પણ સુદર હતી. વસ્તુસ્થિતિ આમ હોવાથી એમને અને એમના સ્નેહીઓને ખાસ કરીને હર્ષનો વિષય બન્યો હતો, પરતુ કાળની ગતિ અકળ છે પરિવર્તનશીલ સસારની અનિત્ય પરિસ્થિતિમા હર્ષ શોકના દ્વદ્વો મિશ્રિત છે તદનુસાર એ પુત્રરત્ન દોઢ વરસની ઉમ્મરમા જ આ સ્થૂળ જગતમાથી અદશ્ય થયું છે અને પચકારણોમા ભવિતવ્યતા બળવાન બની છે. ભાઇશ્રી વલ્લભદાસભાઇને એકનું એક પુત્રરત્ન અદશ્ય થતા અત્યત ગ્લાનિ થાય તે સ્વાભાવિક છે પરતુ એ બાલકને પણ અમૂલ્ય માનવજન્મની પ્રાપ્તિ નકામી નીવડી છે હવે તો વૈરાગ્ય દૃષ્ટિએ "जातस्य हि ध्रुवं मृत्यु" એ સૂત્રથી લેણુ દેણુનો સબંધ વિચારી કુદરતે જે દુઃખ સોપ્યુ તે દઢ આત્મબળપૂર્વક સહન કરવા, તેમજ સસ્થાના જે જે કાર્યો તેઓ ગતિમાન કરી રહ્યા છે તેમા સવિશેષ પ્રગતિ સાધવા અને કુદરતની ઇચ્છાને આધીન વર્તવા ભાઇશ્રી વલ્લભદાસભાઇને દિલાસો આપવા સાથે સૂચના કરીએ છીએ, અને ઉક્ત પુત્રરત્નના અમર આત્માને શાતિ ઇચ્છીએ છીએ.

## આચાર્ય શ્રી વિજયકમળસૂરીશ્વરજી મહારાજની જયંતિ

આસો શુદિ ૧૦ ને મગળવારના રોજ આચાર્યશ્રી વિજયકમળસૂરીશ્વરજી મહારાજની સ્વર્ગવાસ તિથિ હોવાથી શ્રી જૈન આત્માનંદ સભા તરફથી જયતિ ઉજવવામા આવી હતી. સવારમા શ્રી મોટા જિનાલયમા શ્રી નવપદજીની પૂજા ભાવપૂર્વક ભણાવવામા આવી હતી અને બપોરના સભાસદોનુ સ્વામીવાત્સલ્ય કરવામા આવ્યુ હતુ.

## એક ઉમદા સખાવત

જામનગર અને પાસેના પ્રદેશમા વરસાદના અભાવે આજે સખ્ત દુષ્કાળ જેવી સ્થિતિ છે. દુકાળને અગે ખેડૂતો, વેપારીઓ અને આમવર્ગની સ્થિતિ કરુણાજનક થતી આવે છે તેઓને રાહત આપવા માટે સ્ટેટ તરફથી એક ફાળો કરવામા આવતાં સઘવી શેઠ પોપટલાલ ધારશીભાઇએ રૂપીયા પદર હજારની ઉમદા સખાવત જાહેર કરી છે. આ રીતે જાહેર હિતના કાર્યોમા છેલ્લા દોઢ વર્ષમા ખુદ જામનગર માટે શેઠશ્રી તરફથી રૂ. ૫૦,૦૦૦) સેનિટેરીયમ માટે, રૂ. ૩૫,૦૦૦) એકસરેના મશીન વગેરે માટે ઇરવીન ઇસ્પીતાલમા, એમ મળીને એક લાખની સખાવત જાહેર થઇ છે. જૈનસમાજના કાર્યો માટે જુદી જુદી સસ્થાઓ વગેરે માટે પણ એમની સખાવત એટલી જ મોટી છે

આ પ્રસગે ત્યાના આગેવાન જૈન ગૃહસ્થ શેઠ છગનલાલ ભાણજીભાઇએ પણ રૂપીયા અગીયાર હજારનો ફાળો દુષ્કાળ રાહત ફડમા નોધાવ્યો છે.




**શ્રી કલ્પસૂત્ર–શ્રી કલ્પલતા વૃત્તિ**–શ્રીસમયસુંદરગણિવિરચિત શ્રી કાલકાચાર્યની કથા સહિત. શ્રી કલ્પસૂત્ર ઉપર ઘણી વૃત્તિઓ થઇ છે. તેમાં ખરતર ગચ્છના વિદ્વાન મુનિરાજશ્રી સમયસુંદર ગણિની બનાવેલી કલ્પસૂત્ર ઉપરની આ વૃત્તિ (ટીકા) છે. આ વૃત્તિમાં શ્રી કાલિકાચાર્યની કથા પણ આપવામાં આવેલી છે.

આ ગ્રંથના સંપાદક ખરતર ગચ્છાચાર્ય શ્રી કૃપાચંદ્રજીસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સુખસાગરજી મહારાજ છે કે જેઓએ ઇતિહાસ–તત્ત્વજ્ઞાન વગેરેના શુમારે બાવીસ ગ્રંથો લખ્યા છે જેમાંથી કેટલુંક જાણવા જેવું મળી શકે છે.

આ ગ્રંથમાં ગુજરાતી નિવેદન ભાઇશ્રી મોહનલાલ દલીચંદ દેશાઇનું આપેલું છે. તેમાં તેઓ જણાવે છે કે કલ્પસૂત્રનો મહિમા તેમાં શું આવેલ છે, કલ્પસૂત્રનું વ્યાખ્યાન અલ્પજ્ઞાનવાળાને વાંચવું સુગમ પડે તેવી આ કલ્પસૂત્ર ઉપરની આ કલ્પલતા વૃત્તિ તેના રચનાર મહાત્માએ તે ઉદ્દેશથી બનાવી પ્રભુના કલ્યાણકો સંબંધી ગચ્છોની જે માન્યતા છે તે સંબંધી વિસ્તારપૂર્વક ખુલાસો નિવેદનમાં આપવામાં આવ્યો છે, જે વાંચવા જેવો છે.

આ વૃત્તિનો રચનાકાળ ખાસ આપવામાં આવ્યો નથી પરંતુ સંવત ૧૬૮૬ પહેલાં એટલે કે સુમારે સં. ૧૬૮૪માં આ કલ્પલતા વૃત્તિ રચી હોય તેમ નક્કી થાય છે તેમ નિવેદનમાં કેટલીક હકીકત સાથે જણાવવામાં આવ્યું છે.

આ નિવેદનમાં સમયસુંદર ગણિજી મહારાજનું વૃત્તાંત, ગ્રંથરચના વિગેરે ટૂંકામાં આપ્યું છે.

એ સિવાય નિવેદનમાં આ ગ્રંથ સંબંધી ઘણી હકીકતો વાંચવા જેવી જણાવી છે.

આ ગ્રંથ પુસ્તકોદ્ધારક ફંડ, સુરત તરફથી ૪૨મો પ્રગટ થયેલ છે. સારા ઊંચા કાગળો સુંદરશાસ્ત્રી ટાઇપમાં શુધ્ધ રીતે પ્રગટ થયેલ છે. કિંમત નહિ રાખતા ભેટ આપવા નિર્ણય કરેલ હોવાથી આર્થિક સહાય આપનાર જૈન બંધુઓએ જ્ઞાનભક્તિ કરી છે.

**જૈન ઇતિહાસ** (તીસરા ભાગ)–શ્રીમતી સવિતાબાઇ કાપડીયા સ્મારક ગ્રંથમાળા નં. ૮. લેખક પં. મૂલચંદ જૈન વત્સલ. પ્રકાશક મૂલચંદ કિશનદાસ કાપડીયા–સૂરત. 'દિગંબર જૈન' માસિકના ૩૨મા વર્ષની ભેટનો આ ગ્રંથ હિંદી ભાષામાં પ્રગટ કરેલ છે. આ ગ્રંથના ૨૯ પાઠમાં શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ ભગવાન, શ્રી મહાવીરસ્વામી તે વખતમાં થયેલ ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ અને મહાવીરસ્વામીના વખતના શ્રેણિક રાજા, ત્યારબાદ જંબૂસ્વામી, પછી ચંદ્રગુપ્ત વિગેરેના ચરિત્રો સંક્ષિપ્તમાં આપવામાં આવેલ છે. કીંમત ૧૨ આના કાંઇક અધિક છે.

## રિપોર્ટ–પહોંચ

(૧) શ્રી વિદ્યોત્તેજક મંડળ–ઊંઝા સં. ૧૯૯૩–૯૪–૯૫નો ત્રણ સાલનો રિપોર્ટ

(૨) શ્રી વર્ધમાન જૈન બોર્ડિંગ હાઉસ–સુમેરપુર તૃતીય અને ચતુર્થ વર્ષ વિવરણ

(૩) શ્રી કટારીઆ પ્રતિષ્ઠા મહોત્સવના સંસ્મરણો વિગેરે મળ્યા છે, જે સાભાર સ્વીકારવામાં આવે છે.

# શ્રી મહાવીર જીવનચરિત્ર.

## ( શ્રી ગુણચંદ્ર ગણિકૃત )

બાર હજાર શ્લોક પ્રમાણ મૂળ પ્રાકૃત ભાષામાં વિસ્તારપૂર્વક, સુંદર શૈલીમાં આગમો અને પૂર્વાચાર્યોરચિત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રી ગુણચંદ્ર ગણિએ સં. ૧૧૩૯ ની સાલમાં રચેલો આ ગ્રંથ, તેનું સરળ અને શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરી શ્રી મહાવીર જીવનના અમુક પ્રસંગોના ચિત્રોયુક્ત સુંદર અક્ષરોમાં પાકા કપડાના સુશોભિત બાઇન્ડીંગથી તૈયાર કરી પ્રગટ કરવામાં આવ્યો છે.

અત્યાર સુધીમાં પ્રકટ થયેલ શ્રી મહાવીર ચરિત્રો કરતાં વધારે વિસ્તારવાળો, જીવનના અનેક નહિ પ્રકટ થયેલ જાણવા જેવા પ્રસંગો, પાંચ કલ્યાણકો, પ્રભુના સત્તાવીશ ભવોના વિસ્તારપૂર્વક વિવેચન અને છેવટે પ્રભુએ સ્થળે સ્થળે આપેલ વિવિધ વિષયો ઉપર બોધદાયક દેશનાઓનો સમાવેશ આ ગ્રંથમાં કરવામાં આવેલ છે.

શ્રી મહાવીર પ્રભુના શાસનમાં આપણો **જૈન સમાજ** અત્યારે તેઓશ્રીના ઉપકાર નીચે છે, તેથી આ પ્રભુના જીવનચરિત્રનું મનનપૂર્વક વાંચન, પઠનપાઠન, અભ્યાસ કરવો જ જોઇએ. વધારે લખવા કરતાં અનુભવ કરવા જેવું છે. સુમારે ૭૨૫ પાનાનો આ ગ્રંથ મ્હોટો ખર્ચ કરી પ્રકટ કરવામાં આવેલો છે, કિંમત રૂા. ૩-૦-૦ પોસ્ટેજ જુદું.

લખો—**શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.**

---

## નવીન ત્રણ ઉત્તમ ગ્રંથો નીચે મુજબના છપાય છે.

૧ કથારત્ન કોષ—શ્રી દેવભદ્રસૂરિકૃત
૨ ઉપદેશમાળા—શ્રી સિદ્ધર્ષિકૃત મોટી ટીકા
૩ શ્રી નિશિથ ચૂર્ણિસૂત્ર ભાષ્ય સહિત

---

## શ્રી પરમાત્માના ચરિત્રો.

(ગુજરાતી ભાષામાં) તૈયાર છે.

૧ શ્રી નેમનાથ ચરિત્ર ૨-૦-૦
૨ શ્રી વિમળનાથ ચરિત્ર ૧-૧૨-૦
૩ શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર, બે ભાગમાં ૪-૮
૪ શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર ૧-૧૨-૦
૫ શ્રી મહાવીર ચરિત્ર ગ ૩-૦-૦
૬ શ્રી તીર્થંકર ચરિત્ર ( ચોવીશ જિનેશ્વરના સંક્ષિપ્ત રસપૂર્વક ચરિત્ર ) જૈન પાઠશાળા કન્યાશાળામાં પઠનપાઠન માટે ખાસ ઉપયોગી રૂા. ૦-૧૦-૦

## છપાતાં મૂળ ગ્રંથો.

૧ ધર્માભ્યુદય ( સંઘપતિ ચરિત્ર ) ( મૂળ )
૨ શ્રી મલયગિરિ વ્યાકરણ
૩ શ્રી વસુદેવહિંડિ ત્રીજો ભાગ
૪ પાંચમો છઠ્ઠો કર્મગ્રન્થ
૫ શ્રી બૃહત્કલ્પસૂત્ર ભાગ ૪-૫

**શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.**

"શ્રી આત્માનંદ પ્રકાશ" માસિકનું વાર્ષિક લવાજમ. રૂા ૧-૮-૦ પોસ્ટેજ ચાર આના અલગ

Reg. No. B. 431.



આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર.

ગુર્જરપતિ મહારાજા કુમારપાળને પ્રતિબોધ આપતા શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય
જેઓશ્રીની જયન્તી કા શુ પૂર્ણિમાના દિવસે સ્થળે સ્થળે ઉજવવામા આવી હતી




સંવત ૧૯૯૬ પુસ્તક ૩૭ મું.

કાર્તિક અંક ૪ થો




# શ્રી આત્માનંદ પ્રકાશ


પ્રકાશક—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

# વિષય-પરિચય



---

## શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગરની લાઇબ્રેરીના સભ્યોને નમ્ર સૂચના.

કેટલાક સભાસદો તથા ડીપોઝીટ વગેરેથી બુકો લઇ જનાર વાચકોને વિનંતિ છે કે ઘણા લાંબા સમયથી લાઇબ્રેરીના કેટલાક વાચકો પાસે પુસ્તકો બાકી છે. તેઓએ પુસ્તકો સભાએ આપી જવા અથવા તેના પૈસા મોકલી આપવા વિનંતિ છે આ બાબતની સૂચના જેની પાસે બુકો છે તેઓને આપવામાં આવેલ છે અને જેઓને સૂચના ન મળી હોય તેઓએ આ જાહેર સૂચનાને ધ્યાનમાં રાખી બુકો પાછી મોકલી અન્ય વાંચકોને સરળતા કરી આપવા વિનંતિ છે

---

# જૈન સાહિત્ય-સંશોધકના અજોડ વિદ્વાન

## મુનિ મહારાજનો સ્વર્ગવાસ



મુનિ મહારાજશ્રી ચતુરવિજયજી મહારાજ

## ખેદજનક નોંધ

મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજનો સ્વર્ગવાસ

પ્રાતસ્મરણીય પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજી મહારાજના સુશિષ્ય

અને વિદ્વદ્રત્ન મુનિરાજ શ્રી **ચતુરવિજયજી મહારાજ** કાર્તિક વદિ ૬ શનિવારનારો જ પાટણ શહેરમાં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે. મુનિરાજ શ્રી ચતુરવિજયજીમહારાજ સુમારે ચાલીસ વર્ષના દીક્ષિત હતા અને આખું મુનિજીવન નિરતિચારપણે ચારિત્ર પાળ્યું હતું. તેઓ પરમ ગુરુભક્ત હતા, તેમજ પોતાના વિદ્વાન સુશિષ્યો ઉપર પણ અપૂર્વ પ્રેમ ધરાવતા હતા. તેઓ સાક્ષર હોવા સાથે પાકૃત અને સંસ્કૃત ભાષાના સંપૂર્ણ નિષ્ણાત હોવાથી આ સભા તરફથી પ્રગટ થતાં પ્રાચીન સાહિત્યના અનેક ગ્રંથો જેવા કે વસુદેવ હિંડિ, બૃહત્ કલ્પસૂત્ર, કર્મગ્રંથ અને બીજા સંખ્યાબંધ ગ્રંથોનું સંશોધનનું કાર્ય પોતાના સુશિષ્ય સાક્ષરવર્ય મુનિરાજ શ્રી **પુણ્યવિજયજી**ની સાથે પોતાની અંતિમ અવસ્થા સુધી કર્યું હતું. પ્રાચીન સાહિત્યનું સંશોધન કરવું, તેને ભવિષ્યની જૈન પ્રજા માટે પ્રકાશમાં લાવવું, તેનો બહોળો પ્રચાર કરવો એ તેમનું મુખ્ય ધ્યેય હતું. તેથી આ સભા તરફથી તેવા પ્રગટ થયેલા અનેક ગ્રંથોથી આ સભાને વિશેષ પ્રકાશમાં લાવવા માટે તેમનો સુપ્રયત્ન હોવાથી આ સભા ઉપર પણ તેઓનો અપરિમિત ઉપકાર હતો. આવા ઉત્તમ મુનિવરના સ્વર્ગવાસથી જૈન સમાજને એક ખરેખરા મુનિરત્નની જેમ ખોટ પડી છે તેમ આ સભાને પણ તેમની નહિ પૂરી શકાય તેવી મહાન ખોટ પડી છે. આ સભાને તે માટે અત્યંત ખેદ થાય છે.

ગુરુરાજશ્રી પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજની આટલી વૃદ્ધવયે તેમની અપૂર્વ સેવા કરનાર શિષ્યરત્નનો સ્વર્ગવાસ થવાથી તેમજ તેમના શિષ્યરત્ન પરમ પુનિત મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજને પણ મુનિરાજશ્રી ચતુરવિજયજી મહારાજ જેવા ગુરુવર્યનો વિરહ થવાથી હૃદયમાં અત્યંત ખેદ થાય તે સ્વાભાવિક છે. મુનિરાજશ્રી પુણ્યવિજય મહારાજને તો સાહિત્ય–સંશોધનના ઉત્તમ કાર્યમાં મદદરૂપ એક સ્તંભ તૂટી પડયો છે, તેથી મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજનો સ્વર્ગવાસ સર્વને માટે એક સરખો ભારે ખેદજનક થઇ પડયો છે.

આ સભા પોતાનો સંપૂર્ણ ખેદ જાહેર કરવા સાથે ગુરુરાજ તથા સુશિષ્યોને દિલાસો દેવા સાથે સ્વર્ગવાસી મુનિરાજ ચતુરવિજયજી મહારાજના પરમ પવિત્ર આત્માને અખંડ અને અનંત શાંતિ પ્રાપ્ત થાય તેમ પરમાત્માની પ્રાર્થના કરે છે.

મુનિરાજશ્રી ચતુરવિજયજી મહારાજના સ્વર્ગવાસના ખેદજનક સમાચાર જાણી આ સભાની જનરલ મીટીંગ બોલાવી તેઓના ગુણાનુવાદ કરવા સાથે અત્યંત ખેદ જાહેર કરવામાં આવ્યો હતો અને તેમના સભા ઉપરના અપ્રતિમ ઉપકારને માટે શું પુન્ય કાર્ય કરવું તેનો નિર્ણય કરવામાં આવ્યો હતો.






પુસ્તક : ૩૭ મું : આત્મ સં ૪૪ : વીર સં. ૨૪૬૬ : કાર્તિક :
અંક : ૪ થો . આ શ. સં. ૩ : વિક્રમ સં. ૧૯૯૬ ડીસેમ્બર :

## ॥ નમોનમઃ શ્રીપ્રભુહેમસૂરયે ॥

લેખક : પંન્યાસ શ્રી ધર્મવિજયજી મહારાજ

[ જે જગદ્વન્દ્ય જ્ઞાની મહર્ષિનો ધંધુકામાં કાર્તિક શુકલ પૂર્ણિમાના મંગલ દિવસે આજથી લગભગ આઠસો વર્ષ અગાઉ જન્મ થયો હતો, જેઓ સાહિત્યજગતમાં એક 'કોહીનુર' તરીકે પ્રસિદ્ધ થયા હતા, અને જેઓનું સર્વદેશીય સંસ્કૃત-પ્રાકૃત સાહિત્ય સાડાત્રણ ક્રોડ શ્લોકપ્રમાણમાં આજે પણ સાક્ષરોને મનોમુગ્ધ બનાવે છે તે કલિકાલસર્વજ્ઞ પ્રભુ શ્રી હેમચન્દ્ર સૂરીશ્વરજી મહારાજની મંગલ સ્તુતિ ]

રાગઃ શાર્દૂલ

'ચિંતારત્ન' સમાન જે મુનિવરા માતાપિતાપેક્ષયા,
જે છે જૈન સમાજની સુખકરા શ્રી 'કામધેનુ' જયા;
'કોહીનુર' કહાય આર્યમહીનું અવતાર 'બ્રાહ્મી'તણા,
શાસનના શણગાર હેમસૂરિને વંદન અમારા ઘણાં. ૧.

### સાહિત્યજગતના અખંડ જ્યોતિર્ધર શ્રી હેમચન્દ્રસૂરિ સ્તવના

( રાગ-પતિ વિના પ્રમદાના મનના પુરાય કયાથી કોડ ? )

(શ્રી) હેમસૂરીશ્વર ચરણામ્બુજને નમીએ હર્ષ અપાર,
( સૂરિવર નમીએ હર્ષ અપાર )
(એ) દિવ્ય જ્યોતિની જન્મતિથિને ઉજવીએ જયકાર.
( તિથિને ઉજવીએ જયકાર )



યુગ યુગના 'અંતર'મલ ધોયાં, જ્ઞાનતણી પ્રતિભામાં મોહ્યાં;
સાક્ષરતાના સુરતરુવરને વંદન હો શ્રીકાર.
( અમારા વંદન હો શ્રીકાર ) હેમસૂરી૦ ૧
જ્ઞાનજ્યોતિ જગમાં પ્રગટાવી, તિમિર પડલ તોડી દુઃખદાઇ;
જૈન જગતના જ્યોતિર્ધરને વધાવીએ નરનાર.
( સૂરિને વધાવીએ નરનાર ) હેમસૂરી૦ ૨
લક્ષણ-તર્ક-સુધર્મ-અલંકૃતિ, ચંપક બકુલ અશોક તરુતતિ;
એ શ્રુતવંદન વન વિકસાવી નામ અમર કરનાર.
( ગુરુનું નામ અમર કરનાર ) હેમસૂરી૦ ૩
અવનીપતિ[1] અંતર અજવાલી, અમૃતપાન કરાવ્યા તારી;
ભારતના સૌભાગ્યવિધાતા પ્રાણતણા આધાર.
( અમારા પ્રાણતણા આધાર ) હેમસૂરી૦ ૪
મનમોહન ! એ યોગીશ્વરની, ગુણમાળા છે સર્વ અઘહરણી;
**ધર્મપ્રતાપી** ધીર વીર જય બોલો મંગલકાર.
( જય બોલો મંગલકાર ) હેમસૂરી૦ ૫

૧. ગુર્જરેશ્વર કુમારપાલાદિ.

# નૂતનવર્ષાભિનંદન

વસતતિનમ વૃત્ત.

માંગલ્યકારી પ્રભુને નમીએ પ્રભાતે, છન્નુની સાલ સુખસંપત્તિ ઘો નિરાતે,
વિઘ્નોવડે વસુમતી રડી છે મુંઝાઇ, સૌએ કરે સ્તવન ઓ પ્રભુ ! पाहि पाहि ॥

## नूतनवर्षारंभे

### विकृत वातावरण अने प्रभुस्मरण

દોહરા

પંચાણું પૂરી થઇ, બેઠી છન્નુ સાલ,
દુનિઆ હાલકલોળ છે, વરતે વસમો કાળ ૧

ધર્મનણાં કર્મો ગયાં, દયા-દાન સૌ દૂર,
પૃથ્વી પર પ્રગટી રહ્યાં, પાપતણાં આ પૂર ૨

ચોગરદમ લાગી રહી, ભય-ચિંતાની ઝાળ,
ધર્મતણું શરણું ગ્રહો એ જ એક પ્રતિપાળ ૩

હરિગીત છંદ

પૃથ્વી ચડી છે ચાકડે, બહુ વિષમ વાયુ વાય છે,
ચોતરફથી વિપરીત ભણ-કાર શ્રવણ સુણાય છે,
શાંતિ ગઇ, અશાંતિ વધી, ક્રાંતિતણો વહે છે ઝરો,
આ વિષમ છન્નુ સાલમાં, સદ્ધર્મનું શરણું ગ્રહો ૧

અકળિત દૈવની ગતિ, અકળિત કાળતણી કૃતિ,
માનવ અરે ! સમજી શકે શું ? શી રીતે ધારે ધૃતિ ?
સંકલ્પ વિકલ્પો તજી, શુભ ભાવના ભિતર ભરો,
આ વિષમ છન્નુ સાલમાં, શ્રી પ્રભુતણું શરણુ ગ્રહો. ૨

પ્રાચીન ગ્રંથો ને પુરાણો, આદ્ય ઇતિહાસો જુઓ,
ઊંડા જ અવલોકન કરીને, ખૂણ એ સંશય ખુઓ,
આશ્ચર્ય એમાં કં નથી, એ ખેલ ખુદ કુદરતતણાં,
प्रभुनुं ज शर्ण सदा ग्रहो, ओ ! आर्यबन्धु हिंदना. ૩

રોગો, લડાઇ, ધરતીકંપો, કુદરતી એ છે ક્રિયા,
પણ વર્ષ આ વીતી ગયું, તેની ગણી કૈં પ્રક્રિયા?
શું શું કમાયા? શું ગુમાવ્યું? તે હિસાબ કરી જુઓ,
પંચાણુંનું સરવૈયું કાઢી, છન્નુની ખામી ધુઓ. ૪

દીવા કર્યાથી શું થયું, જો આત્મ અંધારું રહ્યું?
રે! રે!! જુઓ પાછું ફરી, આ વર્ષ તો ચાલ્યું ગયું;
સદ્ધર્મ ને સત્કીર્તિ એ, સાચી કમાણી ના કરી,
માનવ જનમ મોંઘા મણિની, વ્યર્થ થઇ મુસાફરી. ૫

"અંતરદીપક" અજવાળશો, ને આત્મજ્યોતિ નિહાળશો,
આ દેહ ક્ષણભંગુર જાણી, મોહ-મમતા ટાળશો;
આખા જીવન-કર્તવ્યની, લઇ આરસી અવલોકશો,
ત્યાં પાપ-પુણ્યતણી પ્રતિમા, દિવ્ય દષ્ટે દેખશો. ૬

દીવાળી આવી ને ગઇ, હજી એ જ વર્ષે આવશે,
શાણા જનોને ચેતવા, શુભ સાર પણ સમજાવશે;
શાંતિ-સુખોનું શસ્ત્ર એક જ, લક્ષ રાખીને લહો,
છન્નુતણી આ સાલમાંહિ, શરણ શ્રી પ્રભુનું ગ્રહો. ૭

વસંતતિલકા વૃત્ત

કલ્યાણ મંગળ કરો શુભ શાંતિ થાઓ, વિપત્તિ-વાદળ બધાં વીખરાઇ જાઓ;
એ પ્રાર્થના નવીન વર્ષ વિષે અમારી, રાજાધિરાજ જગનાયક લ્યો સ્વીકારી. ૧

દોહરા

સૃષ્ટિની દૃષ્ટિ બધી, નષ્ટ કરો જગરાય;
ભય-ભરિત ભૂમિ વિષે, વિષમ કાળ વર્તાય. ૧
કાલ દીવાળી વહી ગઇ, આજે નવલું વર્ષ;
કાળ ગતિ છે કારમી, એમાં શોક ન હર્ષ. ૨
દીવા, ફટાકા, આતસો, ક્ષણભર આયુષ્યમાન;
ચતુર જનોને ચેતવા, ગ્રહવા આતમ જ્ઞાન. ૩
વિશ્વ વિષે વિશ્રાંતિ હો, અધિકપણે આબાદ;
નવા વર્ષમાં હર્ષથી, એ મુજ આશીર્વાદ. ૪

ભાવનગર-વડવા
સં. ૧૯૯૫ ની દીપોત્સવી

લી૦ સમાજશુભચિંતક
રેવાશંકર વાલજી બધેકા
નિવૃત્ત એજ્યુ૦ ઇન્સ્પે૦ અને નીતિ ધર્મોપદેશક-ભાવનગર

# વિચારશ્રેણી

લે૦ આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

પ્રભુતા જોઇતી હોય તો સાચો પ્રભુ બન, પ્રભુ સાથે તન્મય થઇ જા, એટલે શીઘ્ર પ્રભુ બની જઇશ. દીવાથી દીવો સળગાવી લે, જો પછી કેવું અજવાળું થાય છે અનંતા સૂર્ય એકઠા થાય તો પણ તે અજવાળાના અનંતમા અંશની પણ બરાબરી કરી શકતા નથી અનંતા સૂર્યના અજવાળામા જે વસ્તુ જણાતી નથી તે વસ્તુ પ્રભુથી મેળવેલા પ્રકાશમા જણાય છે.

卐 卐 卐

તું અંધારામા ઘણું સુઆયો, હવે તો અજવાળું કર. આગળ અંધારુ, પાછળ અંધારુ, વચમા ઘણો જ મંદ પ્રકાશ છે એટલા પ્રકાશે શું થાય ? ભૂતકાળે શું થયું, ભવિષ્યકાળમા શું થશે, છે ખબર ? વર્તમાનકાળે કાંઇ જાણે છે તે પણ ઝાખું ઝાંખુ.

卐 卐 卐

સહુ કોઇ ભવિષ્યને જાણવાની ઇચ્છા રાખે છે, ભૂતને કોઇ પણ જાણવા ઇચ્છતુ નથી, પરંતુ ભૂતને જાણ્યા સિવાય ભૂલો સુધરવાની નથી. ભવિષ્ય જાણીને શું કરશો ? રાગ દ્વેષ વધારશો, હર્ષ ને શોકને આધીન થશો, નિર્ધર્મી ને મિથ્યાભિમાની બનશો માટે ભૂતને જાણીને ભૂલેલા માર્ગથી પાછા વળો અને ભવિષ્યને સુધારો, થયું તે સાચું અને થશે તે ખોટું. ભવિષ્ય સન્મુખ થઇને ચિંતાગ્રસ્ત ન બનો અને નિરાશાને આમંત્રણ ન કરો.

卐 卐

ભવિષ્યનુ ચણતર ભૂતના પાયા ઉપર જ ચણાય છે. ભવિષ્ય તે ભૂતનો જ વિકાર છે ભવિષ્ય જેવી કોઇ સ્વતંત્ર વસ્તુ જ નથી. જન્મ્યો છે તે જ મરે છે, બીજ હતું તે જ વૃક્ષ થાય છે, રાધ્યુ હતુ તે જ ખવાય છે અને કર્યું હતું તે જ ભોગવાય છે માટે બતાવશો કે ભવિષ્ય શું વસ્તુ છે ? ભૂતકાળની સામગ્રી ન હોય તો ભવિષ્ય કોઇ વસ્તુ જ નથી.

卐 卐 卐

સહુ કોઇ ત્યાગી જન્મે છે અને ત્યાગી મરે છે. જન્મ્યા પછી મનોવૃત્તિઓમાં ભોગને સ્થાન આપી જીવનનૌકાને ભોગના પ્રવાહમાં વહેતી મૂકી દે છે તે ભોગના કિનારે ભાગ્યેજ પહોંચે છે ભોગ-જળના છીછરા પાણીમાં તૃષ્ણાની ભૂમિમા ખૂચી રહે છે જેથી કરી ભોગ અને યોગના કિનારાથી ભ્રષ્ટ થાય છે અને અંતે વિનાશ પામે છે.

卐 卐 卐

કષાય તથા વિષયને જે ત્યાગે છે તે જ સાચો ત્યાગી છે, કેવળ બહાર્નો પરિગ્રહ છોડનાર સાચો ત્યાગી નથી. નવ પ્રકારના પરિગ્રહમાંથી દુર્ભાગ્યવશ જે જીવોને એક પણ પ્રકારનો પરિગ્રહ ન મળ્યો હોય અને જો તે ત્યાગી નામ ધરાવતો હોય તો પશુઓ તથા અભાગી માણસો કેમ ન ત્યાગી કહી શકાય.

卐 卐 卐

જેણે કષાય, વિષય છોડ્યા નથી, મમ-

તાનો ત્યાગ કર્યો નથી, તેણે શું ત્યાગ્યું છે? આહાર, વસ્ત્ર, પાત્ર, મકાન આદિ ભોગોપભોગની વસ્તુઓમાં કઇ વસ્તુઓથી તે મુકાયા છે? બહારની વસ્તુઓના ત્યાગી તો મનુષ્ય માત્ર છે. શરીરપર બે વસ્ત્ર અને ઘણું રાખો તો બે ચાર હજારના દાગીના સિવાય બીજું કાંઈ પણ નથી હોતું. બાગ, બંગલા, ધન અને વાહન વિગેરે બીજી સંપત્તિ જ્યાં જાય ત્યાં સાથે લઇને ફરતા નથી.

卐 卐 卐

જેની પાસે બીજી સંપત્તિ હોતી નથી તેને તો કુદરતે જ ત્યાગી બનાવેલો હોય છે; પણ મનોવૃત્તિમાં મમત્વની અધિકતા હોવાથી ત્યાગીનું ફળ મેળવી શકતો નથી, પરંતુ સાથે લઇને ફરતા નથી તેમજ ભેગી કરેલી સઘળી સંપત્તિ કામમાં આવતી નથી. એવા સંપત્તિવાળા તે સંપત્તિના સારાપણાથી મનોવૃત્તિ બંધાયલી હોવાથી કષાય તથા વિષયોથી ઘેરાયેલા જ રહે છે. અને જેની પાસે સંપત્તિ હોતી નથી તે સંપત્તિને પોતાની બનાવવા વિષયાધીન મનોવૃત્તિને તદાકાર બનાવી રાખે છે, માટે સંપત્તિવાળો અને સંપત્તિહીન બહારની સંપત્તિનો ત્યાગી હોવા છતાં ત્યાગનું ફળ ન મેળવતાં ભોગવ્યા વગર પણ ભોગનું ફળ મેળવે છે.

卐 卐 卐

એક તો પાસે સંપત્તિ હોવા છતાં તેને છોડીને વરસો સુધી પરદેશમાં વસનારો અને એકની પાસે સંપત્તિ નથી છતાં સંપત્તિને મેળવવા નિરંતર પ્રયત્નવાળો અને એક સંપત્તિ ન રાખવાની અને ન ભોગવવાની પ્રતિજ્ઞા કરીને તે સંપત્તિને આડકતરી રીતે રાખીને તેને ભોગવવા ઇચ્છનારો–આ ત્રણે જણમાં કંઇ અંતર છે? -

卐 卐 卐

જેમ જેમ પ્રાણીઓનું ભાગ્ય પલટાય છે તેમ તેમ સાચી અને ઉત્તમ વસ્તુઓ લુપ્ત થતી જાય છે. જ્યારે જીવો ભાગ્યશાલી હતા ત્યારે સાચું ઝવેરાત પુષ્કળ હતું તેમજ તેમના આત્મશ્રેય માટે લબ્ધિધારીઓ તેમજ કેવળજ્ઞાની સુધીના ઉત્તમ પુરુષો વિદ્યમાન હતા. અત્યારે ભાગ્ય ફરવાથી સાચી વસ્તુઓનો અભાવ થઈ ગયો છે ને ઇમીટેશન વધી પડયું છે. પૂર્વ પુરુષો જેવા જ્ઞાની અને ઉત્તમ મહાત્માઓનો પણ અભાવ થઇ ગયો છે.

卐 卐 卐

જીવોના ભાગ્યનું ફળ આપવાને કાળ, સારી વસ્તુ તથા ઉત્તમ પુરુષોને જીવોના સહવાસથી દૂર કરે છે, જેથી કરીને જીવો પોતાના દુષ્ટ કૃત્યનું ફળ ભોગવવા સન્મુખ થાય છે.

卐 卐 卐

કોઈ વ્યક્તિ પૂર્વ કાળના મહાત્મા જેવો ડોળ ભલે કરે અને જનતાને ભ્રમિત કરી પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ ભલે સાધે તેથી કરી તે કાંઇ સ્વપરનું ઐહિક કે આમુષ્મિક શ્રેય કરી શકતો નથી.

卐 卐 卐

જો તું માનનું પાત્ર છે, માન ગ્રહણ કરવાનો અધિકારી છે, છતાં ય ઇતર મનુષ્ય મિથ્યા અભિમાનથી જાણીને અથવા અજાણપણે તારું માન ન જાળવે–અપમાન કરે તો તારે ખેદ કરવાની કે ક્રોધ કરવાની જરૂર નથી; કારણ કે તારું અપમાન કરવાથી કાંઇ તારું અપમાન થતું નથી; પણ તારું અપમાન કર-

નારનું જ અપમાન થાય છે. કીંમતી હીરાની કીંમત આંકી ઉચિત ન જાળવનારની જ કીંમત ઘટે છે, પણ હીરાની કીંમત ઘટતી નથી.

卐 卐 卐

**જ્યા**રે કોઇ મનુષ્ય બીજા મનુષ્યના વિચારોથી જુદો પડે, અથવા તો તેના કથનને અનુસરે નહી ત્યારે તે ન માનનાર અને વિચારભેદ રાખનારના પ્રત્યે અપ્રીતિ રાખે છે, અને તે પુરુષ માનનીય વિચારશીલ સજ્જન હોવા છતા તેનું અપમાન કરે છે અને પોતે માને છે કે મે અમુકનુ અપમાન કર્યું, પણ આ પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી સજ્જન વિચારશીલ પુરુષ હલકો પડતો નથી પણ તે હલકો પાડવા પ્રયત્ન કરનાર પોતે જ હલકો પડે છે.

卐 卐 卐

**લા**ભ મળે યા ન મળે, શ્રીમત થવાય યા ન થવાય; પણ નીતિ જાળવીને વ્યવસાય કરવો ઉચિત છે. નિરતર ન્યાયને સન્મુખ રાખીને જ હરેક પ્રકારના વ્યાપારમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. અન્યાય અને અધર્મથી કરોડોની સંપત્તિ ભેગી કરીને માલમિષ્ટાન્ન ઉડાવનારા, બાગ-બંગલાઓનો ઉપભોગ કરનારા અને મોટરોમા ફરનારા ભલે પોતાને શ્રીમત અને સુખી માને, પરતુ વાસ્તવિકમાં તેઓ કગાલ તથા દુઃખી છે કારણ કે તેમનું ભાવી જ કંગાલ તથા દુઃખી ઘડાય છે

卐 卐 卐

**ન્યા**યધર્મથી થોડુંક પણ ધન મેળવનાર ભલે સાદો ખોરાક ખાતો હોય, સાધારણ મકાનમા રહેતો હોય, તથા બાગ, બંગલા અને મોટરના સાધન વગરનો હોય તો પણ તે શ્રીમંત છે-સુખી છે. તેનુ ભાવી જ શ્રીમતાઇનું ને સુખીપણાનું ઘડાય છે

卐 卐 卐

**મા**ન મળો યા ન મળો, કોઇ આદર-સત્કાર કરો યા ન કરો, જગતમા પૂજાનું પાત્ર બનો યા ન બનો પણ કેવળ આત્માના કલ્યાણ માટે જ સસારથી પરાગમુખ થઇને પાંચે ઇન્દ્રિયોના વિષયોને અને સર્વ પ્રકારના બહારના તથા અદરના સયોગોને મળની જેમ ત્યાગ કરનાર વિરક્ત આત્મા નિરતર સાચુ અને સારુ કરવા જ પ્રયત્ન કરે છે, પોતાના અધિકારની મર્યાદા ઓળગતો નથી.

卐 卐 卐

**અ**ધિકારની મર્યાદાને મરડીને, ઉદ્દેશની દિશાથી પરાગમુખ થઇને અને સર્વ ત્યાગના સાચા તથા સારા માર્ગને પીઠ દઇને ભલે માન-પ્રતિષ્ઠા મેળવો, યા જગતમા આદર-સત્કારનું પાત્ર બનીને પુજાઓ, મોટા કહેવાઓ યા સારાં વસ્ત્ર, પાત્ર તથા ખાનપાન મેળવો પરંતુ તે જ્ઞાનીની દૃષ્ટિએ હલકામા હલકો અને કગાલમા કગાલ છે, જગતનો સ્વામી નહી પણ દાસ છે, કાન તથા જીભનો સેવક છે.

卐 卐 卐

**કા**ન તથા જીભના ગુલામો મહાપુરુષ પદના અનધિકારી છે. પૈસાના અભાવે બનેલા દીન-કગાલો કરતા પણ હલકા દરજ્જાના છે, ત્યાગીઓની પક્તિમાં તેમના માટે સ્થાન જ નથી.

卐 卐 卐

**પો**તાનુ અહિત કરીને પણ બીજાને સારુ લગાડનાર તથા વાચિક પ્રવૃત્તિ કરનાર

# શ્રી શ્રુતજ્ઞાન

લેખક : શાસનપ્રભાવક શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી પ્રશિષ્ય
પં. શ્રી ધર્મવિજયજી ગણિ

[ ગતાંક પૃષ્ઠ ૬૯ થી શરૂ ]

સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણો અત્યંત સાધનભૂત છે અને એ સાધનભૂત કરણો પૈકી 'યથાપ્રવૃત' કરણ સુધી તો અભવ્ય આત્મા પણ કદાચિત્ આવી પહોંચે છે, જે બાબત પ્રથમ જણાવવામાં આવેલ છે. અભવ્ય જીવ મિથ્યાત્વ મોહનીયની સર્વોપશમના કરવા માટે અધિકારી નથી, અર્થાત અભવ્ય જીવ કોઇ પણ કાળે દર્શનમોહનો ઉપશમ કરવા માટે શક્તિસંપન્ન બનતો જ નથી. સંસારચક્રમાં પરિભ્રમણ કરનાર આત્માને નિજગુણપ્રાપ્તિમાં સર્વથી પ્રથમ કોઇ પણ ગુણ પ્રાપ્ત થતો હોય તો તે દર્શનમોહની ઉપશમનાજન્ય ઔપશમિક સમ્યગ્દર્શન છે. અભવ્ય આત્મા તથાપ્રકારના અનાદિ પારિણામિક ભાવે રહેલા અભવ્યપણાને અંગે સમ્યગ્દર્શનાદિ ગુણો તો પ્રાપ્ત કરી શકતો નથી, કિંતુ અકામનિર્જરાના યોગે કોઇ અભવ્ય જીવ કદાચિત્ યથાપ્રવૃત્તની હદ સુધી આવી પહોંચે છે, અને ત્યાં રહ્યો થકો આગળ જણાવવામાં આવતા કારણોથી દ્રવ્યચારિત્રને પણ ગ્રહણ કરે છે.

### અભવ્યને દ્રવ્યચારિત્રની પ્રાપ્તિનાં નિમિત્તો-

ચારિત્રના બે પ્રકાર છે: એક દ્રવ્યચારિત્ર અને બીજું ભાવચારિત્ર. 'પ્રમત્તસંયત' નામના છઠ્ઠા ગુણસ્થાનકથી ભાવચારિત્રની હદ શરૂ થાય છે. તે ભાવ ચારિત્રવંત આત્માનું લક્ષ્ય કેવળ મોક્ષ માટે જ સદા ય વર્તતું હોય છે, ચારિત્રને અનુકૂળ હરકોઇ પ્રવૃત્તિમાં 'નિજગુણસ્થિરતા' તરફ તેઓ સદા ય ઉજમાળ હોય છે. દ્રવ્ય-ચારિત્રમાં આ પરિસ્થિતિનો સર્વથા અભાવ જોવાય છે. સંજમને અંગે કરવામાં આવતા પ્રતિક્રમણ-પડિલેહણ-વિહાર-તપશ્ચર્યાદિ સર્વ અનુષ્ઠાનોમાં ઐહિક તેમજ આમુષ્મિક બાહ્ય સુખની લાલસા દ્રવ્ય ચારિત્રવંતોમાં ઘર કરીને રહેલી હોય છે, જે કાંઇ કષ્ટાનુષ્ઠાન થાય તેમાં પણ જનતાના સત્કાર સન્માન મેળવવાની ભાવના તેવાઓમાં રમી રહેલી હોય છે. અભવ્ય આત્માઓ ઉપર જણાવ્યા પ્રમાણે યથાપ્રવૃત્ત કરણ આવ્યા બાદ કદાચિત્ ચારિત્ર ગ્રહણ કરે છે. તેમાં પણ સત્કાર સન્માન મેળવવાની ચાહના, બાહ્ય આશ્ચર્યકારક ઋદ્ધિ પ્રાપ્ત કરવાની અભિલાષા અને પરલોકમાં ઇષ્ટ કામભોગ મેળવવાની ઝંખના-આ ત્રણ મુખ્ય કારણો અનંતજ્ઞાની મહર્ષિઓએ જણાવેલા છે. કોઈ સાચા સાધુ મહાત્માનું રાજરાજેશ્વર અથવા અધિકાર મંડલ આદિ જનસમાજ તરફથી થતું સન્માન દેખી [1]ગ્રન્થિક સત્ત્વ આ અભવ્ય પણ વિચારે કે હું આવું સાધુપણું લઉં તો રાજા-મહારાજાઓ મારો પણ સત્કાર-સન્માન કરે.

૧. ગ્રન્થિની નજીકમાં યથાપ્રવૃત્ત કરણે રહેલ. ગ્રન્થિનું સ્વરૂપ અપૂર્વકરણમાં કહેવાશે.

---

ક્ષુદ્ર સ્વાર્થના સમુદ્રમાં ડૂબેલો હોય છે અને તે અધમ કોટીમાં ગણાય છે.

⌘ ⌘ ⌘

પોતાના આત્માનું હિત કરીને બીજાનું હિત કરવા માઠું લાગે તેવી કાયિક ને વાચિક પ્રવૃત્તિ કરનાર નિઃસ્વાર્થી હોય છે ને ઉત્તમ જીવોની પંક્તિમાં ભળવાનો અધિકારી હોય છે.

⌘ ⌘ ⌘

તીર્થંકર પરમાત્માની અષ્ટ મહાપ્રાતિહાર્યાદિ અદ્ભુત શોભા જોઇને એ ગ્રન્થિની નજીકમા રહેલો અભવી વિચારે કે–હું પણ સાધુ થવાપૂર્વક કષ્ટાનુષ્ઠાન કરુ તો મને આવી અદ્ભુત લક્ષ્મી પ્રાપ્ત થાય, તેમજ કોઇ પુણ્યવંતની અનુકૂલ કામ-ભોગાદિ સામગ્રી જોઇને, યથાપ્રવૃત્તકરણે રહેલો તે અભવ્ય ભવાંતરમા તેવા પ્રકારના કામભોગ પ્રાપ્ત કરવાની લાલસાથી દ્રવ્યચારિત્ર ગ્રહણ કરવા તૈયાર બને. આવા આવા કારણોથી અભવ્ય દ્રવ્યચારિત્ર ગ્રહણ કરે અને બાહ્ય સુખની સિદ્ધિને અર્થે ગ્રહણ કરેલ દ્રવ્યચારિત્ર સબધી અનુષ્ઠાનમા માખીની પાંખ પણ ન દુભાય તેટલી કાળજી રાખે અને તેવા કાળજીભર્યા દ્રવ્ય-ચારિત્રના પ્રતાપે કોઇક અભવ્ય આત્મા કાલધર્મ પામી યાવત્ નવમા ગ્રૈવેયક સુધી પણ ઉત્પન્ન થાય, જે માટે કહ્યુ છે કે—

सव्वजियाण जम्हा, सुत्ते गेविज्जगे सु उववाओ,
भणिओ जिणेहिं सो नय-लिंगं मोत्तुं जओ–
जे दंसणवावन्ना लिंगग्गहणं करंति सामण्णे,
तेसिंपि य उववाओ उक्कोसो जाव गेविज्जा॥२॥

"સૂત્ર સિધ્ધાન્તોમા સર્વ જીવોનો જે નવ
' ગ્રૈવેયક સુધી ઉપપાત જિનેશ્વર મહારાજાઓએ
"કહેલો છે તે લિંગ સિવાય એટલે કે દ્રવ્ય-
"ચારિત્ર સિવાય સંભવી શકતો નથી, કારણ કે
"સૂત્રમા જે માટે જણાવેલ છે કે–જે સમ્યગ્-
"દર્શનથી રહિત છે એવા અભવ્ય અથવા મિથ્યા-
"દૃષ્ટિ સાધુપણાનું ચિહ્ન સ્વીકારે તો તેવાઓનો
"પણ નવમા ગ્રૈવેયક સુધી ઉત્કૃષ્ટપણે ઉપપાત
"થઇ શકે છે."

આવા જ્ઞાની મહર્ષિના વાકયોમાથી અપૂર્વ બોધ એ મળી શકે છે કે–સયમાદિ ધર્મક્રિયાઓ કર્મની નિર્જરા અને મોક્ષપ્રાપ્તિના લક્ષ્યપૂર્વક કરવામા આવે તો તો અનુત્તર વિમાન અથવા મુક્તિસુખની પ્રાપ્તિ અનતરપણે કિંવા પરપરાએ અવશ્ય પ્રાપ્ત થાય એમા કાઇ આશ્ચર્ય જેવુ નથી, પરતુ ઉપર જણાવ્યા મુજબ જે ચારિત્રમા અભવ્ય–મિથ્યાદૃષ્ટિ જીવોનું લક્ષ્ય કેવળ સત્કાર, સન્માનાદિની પ્રાપ્તિ માટેનું જ હોય છે તે દ્રવ્ય-ચારિત્રનો પ્રભાવ પણ કેટલો જબ્બર છે કે આત્માને યાવત્ નવમા ગ્રૈવેયક સુધી પહોચાડે છે અહિં એક વસ્તુ ધ્યાનમા રાખવી કે નવમા ગ્રૈવેયક સુધીના દેવો મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિ એમ ઉભય પ્રકારના હોય છે પરતુ અનુત્તર વિમાનમા વર્ત્તતા દેવો તો નિયમા સમ્યગ્દૃષ્ટિ જ હોય છે તેમા પણ સર્વાર્થસિધ્ધ વિમાનવાસી દેવો સમ્યગ્-દૃષ્ટિ હોવા સાથે અવશ્ય એકાવતારી જ છે, અને તેથીજ અભવ્ય અથવા મિથ્યાદૃષ્ટિ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થઇ શકતા નથી વધુમા વધુ પણ તેઓનો ઉપપાત નવમા ગ્રૈવેયક સુધી જ્ઞાની ભગવતોએ જણાવેલો છે મત્રાર્થના આશયને નહિં સમજનારા, ક્રિયાનુષ્ઠાનના આળસુ કેટલાક અજ્ઞાન આત્માઓ ભોળી જનતા પાસે "કુર્માપુત્ર ચારિત્ર ગ્રહણ કરવા કયા ગયા હતા? ભરત મહારાજાને પણ ઘરે બેઠા કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ કે નહિ ? આપણું મન ચોકખું હોય તો ચારિત્ર ગ્રહણ કરવાની તેમજ પ્રતિક્રમણ–પડિ-લેહણાદિ ક્રિયાઓ કરવાની તેમજ તપસ્યાઓ કરવાની કશી જરૂર નથી." આવું આવું કાંઇક હાંકયે રાખે છે, પરંતુ તેવા આત્માઓએ સાથે સાથે એ પણ વિચારવાની જરૂર છે કે કુર્માપુત્ર તથા ભરત મહારાજાને ભલે આ ભવમા ઘેર બેઠા લોકાલોકપ્રકાશક કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ, પરંતુ એ ગૃહસ્થાવસ્થામા જે કૈવલ્યની પ્રાપ્તિ થયેલ છે તેમાં ખરેખરું પ્રબલ કારણ જો કોઇપણ હોય તો ભૂતકાલીન ભવોમા કરેલી ચારિત્રધર્મની અનુપમ આરાધના જ છે. એ ગતજન્મોમાં કરેલી અનુપમ આરાધનાના પ્રતાપેજ તે કુર્માપુત્રાદિ આ ભવમાં ગૃહિલિંગે કેવલજ્ઞાનાદિ પામ્યા, નહિં કે આરાધના સિવાય આપણા આત્માએ એવી અનુપમ આરાધના કરી છે તેની શી ખાત્રી ? બલકે જે વિચારો અને ઉદ્ગારો ઉપર જણાવ્યા છે તે વિચારો અને ઉદ્ગારો તો આરાધનાની શૂન્યતા જણાવનારા છે. વ્યવહારદૃષ્ટિએ જગતમા પણ વેષની એટલી

બધી કિંમત હોય છે કે પાંચ રૂપીઆનો પગારદાર પોલિસ પ્રસંગે તો લક્ષાધિપતિ શ્રીમંતનું કાંડુ પકડી શકે છે. એ જ પ્રમાણે મુનિવેષ અથવા શ્રાવકોચિત લલાટમાં તિલકાદિ ચિહ્નો કોઇકોઇ આત્મા માટે એવાં ઉપકારી બને છે કે પતિત અધ્યવસાયોમાં દાખલ થયેલો આત્મા એ મુનિવેષ અથવા લલાટ-તિલકાદિના પ્રભાવે પુનઃ ઉચ્ચ અધ્યવસાયોની શ્રેણિઓમાં આરૂઢ થાય છે. સિધ્ધાન્તોના રહસ્યોને જાણનારાઓને બરાબર ખ્યાલ હશે કે ભલે ભરત મહારાજાને ગૃહસ્થપણામાં અનિત્ય ભાવનાના યોગે આદર્શ ભુવનમાં આત્મિક લક્ષ્મીને ઝળકાવનારું કેવલજ્ઞાન પ્રાપ્ત થયું, પરંતુ કેવળજ્ઞાનનો મહિમા કરવા માટે હાજર થયેલા દેવોએ એ ભરત મહર્ષિને વંદન તો ત્યારે જ કર્યું કે જ્યારે દેવતાએ અર્પણ કરેલા સાધુલિંગને ભરત મહારાજાએ ગ્રહણ કર્યું. શું આથી મુનિવેષની મહત્તા નથી સમજી શકાતી ? જે ભવભીરુ આત્માઓ છે તે તો આવા પ્રસંગો તથા દૃષ્ટાંતોથી દ્રવ્યચારિત્રની ઉપયોગિતા કબૂલ કર્યા સિવાય કોઇ કાળે રહેવાના નથી. બાકી જે શુષ્ક અધ્યાત્મીઓ છે, ક્રિયાના ચોર છે, ક્રિયાકાંડનું નામ સાંભળતા જેનાં હૈયામાં તેલ રેડાય છે તેવા પુદ્ગલાનંદી આત્માઓને આ દ્રવ્ય ચારિત્રાદિ ક્રિયાકાંડની કથની ગળે ઉતરવી ઘણી મુશ્કેલ છે. શુકલપાક્ષિકપણા સિવાય ક્રિયાકાંડ ઉપર પ્રેમ થાય પણ ક્યાંથી ? ન્યાયાચાર્ય મહારાજે એ ઉદ્દેશથી જ ફરમાવ્યું છે કે—

"कलावध्यात्मिनो भान्ति, फाल्गुने बालका यथा"

## અભવ્યને દ્રવ્યશ્રુત ક્યાંસુધી હોય ?

"કલિકાલમાં અધ્યાત્મનો ઢોંગ કરનારાઓ ફાલ્ગુન માસમાં થતા હોળીના રાજા સરખા બાલકો જેવા શોભે છે."

દ્રવ્યચારિત્રના પ્રભાવે અભવ્ય જીવ જે પ્રમાણે નવમા ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થઇ શકે છે તે જ પ્રમાણે દ્રવ્યચારિત્રમાં દાખલ થયેલ અભવ્ય આત્મા શ્રુતમાં વધતો વધતો કદાચિત્ નવ પૂર્વ સુધીના અભ્યાસ સુધી પણ પહોંચી જાય છે, જે માટે આવશ્યકનિર્યુક્તિકાર મહારાજા જણાવે છે કેઃ—

"तित्थंकराइपूअं दट्ठूणण्णेण वावि कज्जेणं ।
सुयसामाइयलाहो, होइ अभव्वस्स गंठिम्मि ॥१॥"

'ગ્રન્થિની નજીકમાં અર્થાત્ યથાપ્રવૃત્તકરણે રહેલા અભવ્ય જીવને તીર્થંકર મહારાજા વિગેરેનો અન્ય આત્માઓથી થતો સત્કાર દેખીને અથવા તો બીજા કોઇ તેવા નિમિત્તથી 'શ્રુતસામાયિક'નો લાભ પ્રાપ્ત થાય છે.' શ્રુતસામાયિક, સમ્યક્ત્વ સામાયિક, દેશવિરતિ સામાયિક, અને સર્વવિરતિ સામાયિક—આ ચાર પ્રકારના સામાયિકોમાં અભવ્યને શ્રુતસામાયિકનો લાભ પ્રાપ્ત થાય, પરંતુ સમ્યક્ત્વસામાયિકાદિની પ્રાપ્તિ તે આત્માને ન જ હોઇ શકે. શ્રુતસામાયિકમાં વધતા વધતા યાવત્ નવ પૂર્વ સુધીના શ્રુત માટે અભવ્યને અંગે જે પ્રથમ કહેવાયેલ છે તે શ્રુત પણ ફક્ત શબ્દરૂપે જ હોય; પરંતુ પ્રાયઃ અર્થ ન હોય અને કદાચ કોઇ પદોના અર્થ સંબંધી જાણપણું હોય તો તેમાં પણ એ અર્થનું પરિણમન પરંપરાએ સંસારવૃધ્ધિના કારણ તરીકે બને, કિંતુ ભાવથી વિરતિના પરિણામમાં તેનું લક્ષ્ય જાય જ નહિં. ભાવથી વિરતિના વિચારો સમ્યગ્દર્શની અને અતએવ સમ્યગ્જ્ઞાની આત્માને આવી શકે છે. અભવ્ય આત્માને પૂર્વધરની લબ્ધિનો જ અભાવ છે એટલે કે પૂર્વ સંબંધી અક્ષરોના અર્થનું પરિણમન પૂર્વધર લબ્ધિના અભાવે તેઓને હોઇ શકતું જ નથી. ગ્રન્થિસ્થાનની નજીકમાં રહેલા કેટલાક મિથ્યાદૃષ્ટિ આત્માઓ કાંઇક ન્યૂન દશ પૂર્વ સુધી પણ પહોંચી જાય છે, જેમને દશ પૂર્વનું સંપૂર્ણ જ્ઞાન હોય તેઓ નિશ્ચયથી સમ્યગ્દૃષ્ટિ જ હોય છે.દેશે ઊણા દશ પૂર્વ સુધીના જ્ઞાનમાં સમ્યક્ત્વની ભજના હોય છે, અર્થાત્ ત્યાં સુધીના જ્ઞાનમાં તો સમ્યગ્દૃષ્ટિ જીવો પણ હોય અને મિથ્યાદૃષ્ટિ પણ હોય, પરંતુ દશ પૂર્વની લબ્ધિ સમ્યગ્દૃષ્ટિ સિવાય બીજાને ન જ હોઇ શકે,

જે માટે કહ્યુ છે કે-' चउद्दस दस य अभिण्णे- नियमा सम्मं तु सेसए भयणा '

## ગ્રન્થિસ્થાનની સમીપે આવેલા ત્રણ પ્રકારના આત્માઓ

ઉપર જણાવ્યા પ્રમાણે ગ્રન્થિસ્થાનની સમીપે આવતા અભવ્ય-મિથ્યાદષ્ટિ પ્રમુખ જીવોમાં સ્થૂલદષ્ટિએ આપણે ત્રણ સ્વભાગો પાડી શકીએ· પ્રથમ વિભાગમા ગ્રન્થિસ્થાનને દેખીને ત્યાંથી જ પાછા ફરી જનારા જીવો, બીજા પ્રકારમા ગ્રન્થિસ્થાન પામે અમુક વખત સુધી ટકનારા જીવો અને ત્રીજા પ્રકારમાં ગ્રન્થિસ્થાનનો ભેદ કરી સમ્યક્ત્વને પ્રાપ્ત કરનારા જીવો. આ વસ્તુ દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરાય છે-જેમ દૂર રહેલા કોઇ મોટા નગરમાં જવા માટે ત્રણ માણસો પોતાના ગામથી એક સાથે રવાના થયા ચાલતા ચાલતા તેઓ ચોરોના 'સ્થાનવાળી ભયંકર અટવી' પાસે આવી પહોચ્યા એ ભયકર સ્થાન સમીપે આવતા તે ત્રણે માણસોએ બે ચોરને જોયા બે ચોરો જોવામાં આવતાં ત્રણમાંથી એક બીકણ માણસ તો ભય પામી ત્યાંથી જ પાછો પલાયન કરી ગયો, બીજા માણસને ચોરોએ પકડયો અને ત્રીજો બળવાન હોવાથી ચોરોને હરાવી અટવીનો પાર પામી ઇષ્ટ નગરે પહોચી ગયો. તે પ્રમાણે ચાલુ સમ્યગ્દર્શનની પ્રાપ્તિના પ્રસગમા ત્રણ માણસો સરખા ત્રણ પ્રકારના સંસારી જીવો જાણવા અટવી જેવો સંસાર જાણવો, લાંબા રસ્તાના સ્થાને કર્મની દીર્ઘ સ્થિતિઓ સમજવી, બે ચોરના ભયંકર સ્થાને રાગ-દ્વેષરૂપ નિબિડ ગ્રન્થિસ્થાન સમજવું ચોરના ભયથી પાછા ફરી જનારા વટે માર્ગુના સ્થાને ગ્રન્થિસ્થાનથી પાછા ફરી જનારા અને પુનઃ કર્મની દીર્ઘ સ્થિતિ બાધનારા અભવ્ય-મિથ્યાદષ્ટિ વિગેરે પ્રથમ પ્રકારના જીવો લેવા, ચોરોના પંજામાં આવેલા માણસના સ્થાને ગ્રન્થિ ભેદના કાર્યમાં અશક્ત એવા અનવસ્થિત પરિણામ વાળા જીવો સમજવા, અને ઇષ્ટનગરે પહોચેલા પરાક્રમી માણસના સ્થાને ગ્રન્થિભેદ કરી અપૂર્વકરણ અનિવૃત્તિકરણમાં દાખલ થઇ સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરનારા આત્માઓ જાણવા

## યથાપ્રવૃત્તકરણમાં અધ્યવસાયસ્થાનો-

આ યથાપ્રવૃત્તકરણમાં દાખલ થયેલો આત્મા પ્રતિસમય અનન્તગુણ વિશુદ્ધિએ વધતો જાય છે. એમા પણ એક જઘન્યવિશુધ્ધિવાળો હોય છે, બીજો આત્મા ઉત્કૃષ્ટવિશુધ્ધિવાળો હોય છે અને એ અપેક્ષા એ જ જ્ઞાની ભગવંતોએ જુદા જુદા જીવોની અપેક્ષાએ એ યથાપ્રવૃત્ત કરણના પ્રત્યેક સમયે અસંખ્ય લોકાકાશના પ્રદેશો જેટલા અધ્યવસાયસ્થાનો કહ્યાં છે, તેમાં પણ પહેલા સમયના અધ્યવસાયસ્થાનો કરતા બીજા સમયના અધ્યાવસાયસ્થાનોની સંખ્યા વિશેષાધિક છે, બીજા સમય કરતાં ત્રીજા સમયના અધ્યવસાયોની સંખ્યા વિશેષાધિક છે એ પ્રમાણે યાવત્ યથાપ્રવૃત્તકરણના અંતિમ સમય સુધી સમજવું. બાળજીવોને સમજવા માટે આ અધ્યવસાયસ્થાનોની સ્થાપના કરવામાં આવે તો વિષમ ચતુરસ્ર આકાર થઇ શકે છે જે આ પ્રમાણે —

સ્થાપના*

| | | |
|---|---|---|
| ooooooooo | ૧ લો | સમય |
| oooooooooo | ૨ જો | ,, |
| ooooooooooo | ૩ જો | ,, |
| oooooooooooo | ૪ થો | ,, |
| ooooooooooooo | ૫ મો | ,, |
| oooooooooooooo | ૬ ઠો | ,, |
| ooooooooooooooo | ૭ મો | ,, |
| oooooooooooooooo | ૮ મો | ,, |
| ooooooooooooooooo | ૯ મો | ,, |
| oooooooooooooooooo | ૧૦ મો | ,, |

* અંતર્મુહૂર્તના અસખ્ય સમયો છતા અસત્ કલ્પનાએ ૧૦ ની સખ્યા કલ્પેલી છે, પહેલા વિગેરે સમયોમા અસખ્ય લોકાકાશના પ્રદેશો તુલ્ય અધ્યવસાયો છે, છતા અસત્ કલ્પનાએ ૯ મીંડા મૂક્યા છે, વિશેષાધિક માટે દ્વિગુણ ન થાય ત્યા સુધી વિશેષાધિક સમજાય છતા અસત્ કલ્પનાથી અહિં પ્રત્યેક સમયોમા એક એક મીંડુ વધાર્યું છે.

**મન્દવિશુદ્ધિ–ઉત્કૃષ્ટવિશુદ્ધિ—**

પ્રથમ સમયમાં આ યથાપ્રવૃત્તકરણ જે જઘન્યવિશુધ્ધિ છે તેનાં કરતાં બીજા સમયમાં જઘન્યવિશુધ્ધિ અનંતગુણ છે, તે બીજા સમય કરતાં ત્રીજા સમયની જઘન્યવિશુધ્ધિ અનંત ગુણ છે. ત્રીજા સમય કરતાં ચતુથ સમયની જઘન્યવિશુધ્ધિ અનંતગુણ છે, એ પ્રમાણે પૂર્વ પૂર્વ સમયની જઘન્યવિશુધ્ધિથી આગળ આગળના સમયોમાં જઘન્યવિશુધ્ધિનું અનંતગુણપણું ત્યાં સુધી સમજવું કે યાવત્ યથાપ્રવૃત્તકરણકાળનો સંખ્યાતમો ભાગ વ્યતીત થાય. એ સંખ્યાતમા ભાગના છેલ્લા સમયમાં જે જઘન્યવિશુધ્ધિ છે તેના કરતાં યથાપ્રવૃત્તકરણના પ્રથમ સમયમાં ઉત્કૃષ્ટ-વિશુધ્ધિ અનંતગુણ છે, એ પ્રથમ સમયની ઉત્કૃષ્ટ-વિશુધ્ધિ કરતાં સંખ્યાતમા ભાગ પછીના પ્રથમ સમયની જઘન્યવિશુધ્ધિ અનન્તગુણ છે, તે અપેક્ષાએ યથાપ્રવૃત્તકરણના બીજા સમયની ઉત્કૃષ્ટ-વિશુધ્ધિ અનંતગુણી છે, તેના કરતાં સંખ્યાતમા ભાગ પછીના બીજા સમયની જઘન્યવિશુધ્ધિ અનંતગુણી, તેના કરતાં પહેલેથી ત્રીજા સમયની ઉત્કૃષ્ટ-વિશુધ્ધિ અનન્તગુણી કહેવી. આ પ્રમાણે એકની જઘન્ય અને એકની ઉત્કૃષ્ટ વિશુધ્ધિનું (ઉપર નીચે) અનન્તગુણપણું યાવત્ ત્યાં સુધી સમજવું કે યથાપ્રવૃત્તકરણના છેલ્લા સમયની જઘન્ય-વિશુધ્ધિ આવે. હવે એ યથાપ્રવૃત્તના છેલ્લા એક સંખ્યાતમા ભાગની ઉત્કૃષ્ટ વિશુધ્ધિ અનુક્ત છે. તેમાં પ્રથમના સંખ્યાતમા ભાગની જઘન્ય વિશુધ્ધિની માફક પ્રત્યેક સમયે ઉત્તરોત્તર અનન્તગુણ વિશુધ્ધિ કહેવી. સુગમપણે સમજી શકાય તે માટે સ્થાપના—

**यथाप्रवृत्तकरण**

| | જઘન્યવિશુદ્ધિ. | ઉત્કૃષ્ટવિશુદ્ધિ. | |
|---|---|---|---|
| સંખ્યાતમો ભાગ | ૧ ની જઘન્ય કરતાં | | |
| | ૨ ,, અનન્તગુણ. | | |
| | ૩ ,, ,, | | |
| | ૪ ,, ,, | | |
| | ૫ ,, ,, તે કરતાં | ૧ ની ઉત્કૃષ્ટ અનંતગુણ, તેનાથી | |
| | ૬ ,, ,, ,, | ૨ ,, ,, ,, ,, | |
| | ૭ ,, ,, ,, | ૩ ,, ,, ,, ,, | |
| | ૮ ,, ,, ,, | ૪ ,, ,, ,, ,, | |
| | ૯ ,, ,, ,, | ૫ ,, ,, ,, ,, | |
| | ૧૦ ,, ,, ,, | ૬ ,, ,, ,, ,, | |
| | ૧૧ ,, ,, ,, | ૭ ,, ,, ,, ,, | |
| | ૧૨ ,, ,, ,, | ૮ ,, ,, ,, ,, | |
| | ૧૩ ,, ,, ,, | ૯ ,, ,, ,, ,, | |
| | ૧૪ ,, ,, ,, | ૧૦ ,, ,, ,, ,, | |
| | ૧૫ ,, ,, ,, | ૧૧ ,, ,, ,, ,, | સંખ્યાતમો ભાગ |
| | | ૧૨ ,, ,, ,, ,, | |
| | | ૧૩ ,, ,, ,, ,, | |
| | | ૧૪ ,, ,, ,, ,, | |
| | | ૧૫ ,, ,, ,, ,, | |

આ પ્રમાણે 'યથાપ્રવૃત્તકરણ'નું સંક્ષિપ્ત સ્વરૂપ કહેવાયું. હવે 'અપૂર્વકરણ'નું સ્વરૂપ કહેવાય છે.

(–ચાલુ)



# દુઃખ એ શું છે?

[ સંગ્રાહક : મુનિશ્રી લક્ષ્મીસાગરજી-સમી ]

તમને દુઃખનો ડર લાગે છે? એને આવતું જોઇ તમને ત્રાસ થાય છે? એના સ્થાને સુખની જ તમે કલ્પના કરો છો? શા માટે? દુઃખમાં એવું ડરામણું તત્ત્વ કયું છે તેનો કદી શાંત ચિત્તે એના પર આપે વિચાર કર્યો છે ખરો? જગતના તમામ દુઃખો ત્યારે જ દુઃખો બને છે કે જ્યારે મનમાં અમુક પ્રકારનું સંવેદન થાય છે. જેઓને એ પ્રકારનું સંવેદન થતું નથી તેને માટે જગતની કોઇપણ ઘટના દુઃખરૂપ થતી નથી. જૈન શાસ્ત્રકારોએ સુખ-દુઃખને વેદનીય કર્મના ફલરૂપ બતાવ્યા છે અને વેદનીય કર્મ એ ઘાતી કર્મ નથી. મતલબ કે અમુક જાતની સમજણ ઉત્પન્ન થતાં એ જાતના સંવેદનોથી પર થઇ શકાય છે.

એક મનુષ્યને ધંધામાં નુકશાન થવાના સમાચાર મળતાં જ ભારે દુઃખ થાય છે તે વિચાર કરે છે કે હવે હું શું કરીશ? મારું સર્વસ્વ નષ્ટ થઇ ગયું, હવે મને કોઇ સહાય કરશે નહિં! ઓ ભગવાન! મારા માથે આ વિપત્તિ કયાંથી આવી પડી? તમે બચાવો, તમે મારી રક્ષા કરો

બીજા એક મનુષ્યને તેવું જ નુકશાન થાય છે, પણ તેને દુઃખ થતું નથી. તે વિચાર કરે છે કે લાભ અને નુકશાન તો જગતનો સ્વભાવ જ છે. હમેશાં લાભ થોડો જ મળે? પણ આ નુકશાન થવાથી કાંઈ મારા માટે તો બધી સારી તકો થોડી જ ચાલી ગઇ છે? કદાચ મને વધારે પુરુષાર્થી બનાવવા જ આ પ્રસંગ કેમ બન્યો ન હોય? એટલે હવે વધારે ઉત્સાહથી જ કામ કરવું. બની ગયેલાની ચિંતા કરવાથી મને લાભ થવાનો નથી. આ બંને વિચારસરણીની તુલના કરનાર જોઇ શકશે કે જગત અને વસ્તુના ગુણ-ધર્મો વિષેના ભ્રમભરેલા ખ્યાલો જ્યાં પ્રવર્તે છે ત્યાં જ દુઃખને રહેવાનો અવકાશ છે. જ્યાં વસ્તુ વિશેની સાચી સમજણ છે ત્યાં દુઃખને ઉત્પન્ન થવાનો અવકાશ નથી, એટલે દુઃખને નિવારવાનો ઉપાય આવી સમજણ ઉત્પન્ન કરવામાં જ રહેલો છે. બંધુઓ અને બ્હેનો, જગતના નાના મોટા કોઇ પણ દુઃખથી ડરશો નહિ. તમારામાં અદ્‌ભુત શક્તિ, અદ્‌ભુત જ્ઞાન રહેલું છે, પણ તેનો તમને ખ્યાલ નથી એથી જ તમે દુઃખનો અનુભવ કરો છો. એ શક્તિ, એ જ્ઞાનનો ઉપયોગ કરો તો તમામ દુઃખો તમારા માટે નામશેષ બની જશે અને સમજણના સુખથી જીવન છલોછલ ઉભરાઈ જશે.

